

તન્દુરસ્તી જાળવવાનો
અદ્ભૂત કીમિયો

# 'ખડખડાટ હસો!'

બા, બાપા અને બાળકો, બધાની
ગમગીની દૂર કરી ખડખડાટ હસાવી
બુદ્ધિનો વિકાસ કરતી પંડિતજીની

# હાસ્ય પ્ર[illegible]





લેખક

## નાગરદાસ ઇ. પટેલ

રોહિણી, કાળને કિનારે, રખડેલ ને બીજી વાતો,
જયંતની સાહસ કથાઓ, મૃત્યુનો મ્હેમાન,
Indian Fairy Tales વગેરે વગેરેના કર્તા

પરિચયકાર
જાણીતા હાસ્ય લેખક
મસ્તફકીર

એન. એમ. ઠક્કરની કંપની
બુકસેલર્સ : : પબ્લિશર્સ
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨

# પરિચય

શ્રી. નાગરદાસ પટેલના પરિચયમાં હું ૧૯૩૧ માં આવ્યો. એ પહેલાં પણ અમે એક બીજાને દીઠે તો ઘણા સમયથી ઓળખતા હતા. અમે બન્ને પરાનાં પ્રાણીઓ. હું વિલેપારલે વાસી, એ મલાડ નિવાસી.

એમની 'શશિકલા અને ચૌરપંચાશિકા' મ્હેં જોયેલી ત્યારથી મ્હને એમના પ્રત્યે માન અને મમતાની લાગણી થયેલી. એમનું એ પ્રકાશન મ્હને ખૂબ ખૂબ ગમેલું. તે પછી 'ગુજરાતી' માં 'સચિત્ર માસિકોનાં વિચિત્ર ચિત્રો' વિષે એમની લેખમાળા શરૂ થઈ તેમાં મ્હારા એક બે લેખોનાં ચિત્રો સંબંધમાં થયેલા છબરડા વિષે એમણે એ ચિત્રોના ચિત્રકારોના કાન પકડતાં મ્હને એમની તલસ્પર્શી વિવેચન શક્તિનો પરિચય થયો. ત્યાર પછી અમારી ઓળખાણ સાહેબજી સલામ પરથી આગળ વધીને ટ્રેનના ડબામાં પાસે બેસી વાતો કરવા સુધી વધી અને એક દિવસ મ્હારી ઑફિસમાં આવી એમણે મ્હને કહ્યું કે: મ્હારે તમને બાલસાહિત્યમાં ખેંચવા છે.

મેં કહ્યું: પગથી ખેંચો કે માથાથી ખેંચો પણ બાલ-સાહિત્ય વિષે હું કશું જાણતો નથી તેનું કેમ ?

એમણે જણાવ્યું: તમારાં લખાણોમાં બાલોચિત ફેરફાર હું કરી લઈશ પણ બાલજગત પાસે મ્હારે તમને રજુ કરવા છે.

એમણે 'વીસમી સદી' માં આવેલો મ્હારો 'બિલાડકુમાર' વાળો લેખ પસંદ કર્યો અને તેમાંની રસિકતા અને વધારે પડતો શૃંગાર બાદ કરી ઘટતા સુધારા વધારા કરી એમણે 'મણિયો' નામથી એ બિલાડાની કથા તૈયાર કરીને એને અનુરૂપ ચિત્રો સાથે પ્રકટ કરી. મ્હારા કોઈ પણ પુસ્તક કરતાં એની લોકપ્રિયતા એટલી હદ સુધી વધી છે કે એની આજ લગી આઠ આઠ આવૃત્તિઓ પ્રકટ થઈ છે. મરાઠીમાં પણ એની બે આવૃત્તિઓ બહાર પડી છે. ગુજરાત તથા મહારાષ્ટ્રનાં બાલકોને એ ખૂબ ખૂબ ગમી ગયેલ છે. એનું પ્રકાશન અંગ્રેજીમાં કરવાની પણ વ્યવસ્થા થઈ છે. 'બિલાડકુમાર'વાળો મ્હારો લેખ અને 'મણિયો' એ બન્ને વાંચનારને શ્રી. નાગરદાસની અજબ કરામત જણાઈ આવશે.

એ પછી બીજાં ત્રણ ચાર પુસ્તકો બાલકો માટે એમના આગ્રહને વશ થઇ મ્હેં તૈયાર કર્યાં છે અને તે સૌ એટલાં જ ફતેહમંદ થયાં છે તેમજ બાલજગતનો ભારે ચાહ મેળવી શક્યાં છે.

'મણિયો' પ્રકટ થયા પછી શ્રી. નાગરદાસ પટેલ અને તેમનાં વિદુષી પત્ની શ્રી. સુમતિબ્હેન જોડે મ્હને કૌટુંબિક સંબંધ બંધાયો. સંસ્કૃતમાં એક ઉક્તિ છે કે સમાન શીલ અને વ્યસનવાળાઓને જ મૈત્રી હોઇ શકે પણ મ્હારો અનુભવ એ છે કે એક બીજાથી તદ્દન જુદી ખાસિયતવાળા માનવીઓ વચ્ચે પણ ગાઢ મૈત્રીસંબંધ બંધાઇ જાય છે અને એકની ઉણપ બીજો પૂરે છે. મ્હારા અને શ્રી. નાગરદાસના મિજાઝ વચ્ચે જબરૂ અંતર છે. હું લાપરવાહ, બેફીકર, બાદશાહી ખાસિયતવાળો છું. વહેવારની આંટીઘુંટીનો મ્હને કંટાળો આવે છે. નિશાળમાં ગણિતના વિષયમાં હંમેશાં કાચો રહેતો હોવાથી ગણતરીમાં હું પારવધો નથી જ્યારે શ્રી નાગરદાસ ભારે ચોકસાઇવાળા, ખૂબ નિયમિત, વ્યવહારદક્ષ છતાં અત્યંત પ્રમાણિક, સાચી નિષ્ઠાવાળા, ચોખવટવાળા અને લાગણીવાળા છે એટલે મ્હારાં સાહિત્ય સર્જનોની બાબતમાં મ્હેં એમને મ્હારા ટ્રસ્ટી જેવા ગણ્યા છે. પુસ્તક વિક્રેતા કે પ્રકાશકો જોડે વાટાઘાટ કરતી વખતે શ્રી. નાગરદાસને મ્હેં હમેશાં સાથે રાખ્યા છે અને એમણે હરેક પ્રસંગે મ્હારા લાભ સંપૂર્ણ રીતે જાળવ્યા છે.

એમની બાલવિનોદમાળા અને બાલસાહિત્યપ્રવૃત્તિનો વિકાસ મ્હેં મ્હારી નજરોનજર જોયો છે. મુંબઇની એક જાણીતી સોલીસીટરની પેઢીમાં તેઓ મૅનેજીંગ કલાર્ક તરિકે કામ કરતા હતા ત્યારથી ફાજલ સમયમાં બાલકોને લગતું સુંદર સાહિત્ય રચવામાં એ રચ્યાપચ્યા રહેતા ને એની પાછળ ભારે શ્રમ ઉઠાવતા. આજે પણ એમનો એ વ્યવસાય ચાલુ છે અને એમના ઉત્સાહમાં દિનપ્રતિદિન વધારો થતો રહ્યો છે.

ઇંગ્લીશ તથા અમેરિકન બાલસાહિત્યની યાદ આપે એવું આકર્ષક બાલસાહિત્ય એમણે ગુજરાતને ચરણે ધર્યું છે. બાલમાનસનો અચ્છો અભ્યાસ કરી એમનાં પુસ્તકો એમણે એવાં સુશોભિત, આકર્ષક અને રમકડા જેવાં રૂપાળાં બનાવ્યાં છે કે આજે ઘણાં યે સમજુ માબાપો દીવાળી, વરસગાંઠ કે સરઅવસરે ફટાકડા ને મીઠાઈમાં પૈસા વેરવાને બદલે પોતાનાં બાલકોને

એમના બાલ સાહિત્યના સૅટસ અપાવે છે.

બાલસાહિત્યનાં પ્રકાશનોમાં શ્રી. નાગરદાસની એક વ્યવસ્થિત યોજના અને પ્રગતિવાન દૃષ્ટિ છે. બાલકોને રીઝાવવાનો કે એમને કાલીઘેલી વાતો કરી ખુશ કરવાનો એમનો આશય નથી પણ એમને ગંમત સાથે જ્ઞાન આપી એમનો અનેકવિધ વિકાસ સાધવાનો એમનો મુખ્ય હેતુ છે. હિન્દુસ્તાનભરમાં ગુજરાતનું બાલસાહિત્ય મોખરે આવે એ એમનો આદર્શ છે ને તે ફળિભૂત કરવાના એમના અથાક પ્રયત્નો છે.

ગુજરાતનાં બાલકો માટે એમણે પોતાની બાલસાહિત્યની ગ્રંથમાળાઓમાં શક્ય તેટલી વિવિધતા રજુ કરી છે. વિજ્ઞાનને લગતાં વિવિધ પ્રકારનાં પુસ્તકો એમણે સરળ ભાષામાં આપ્યાં છે અને હાસ્યરસને પણ તેઓ વિસર્યાં નથી. બાલકો માટે હાસ્યરસ આપવો એ અતિ કપરૂં કામ છે. સુરૂચિનો જરાપણ ભંગ ન થાય એ તેમાં સંભાળવુ પડે છે અને એટલી મર્યાદા તથા શિષ્ટતા જાળવીને હાસ્યરસનું સર્જન કરવાનું કાર્ય ભારે કુશળતા માગી લે છે. એમનાં પુસ્તકો ગુજરાતે અપનાવ્યાં છે અને એમના ઉત્સાહને ભારે વેગ આપ્યો છે.

શ્રી. નાગરદાસના આ પુસ્તકમાં એમની હાસ્યશકિતનો વાંચકોને અચ્છો પરિચય થશે. હાસ્યરસના બીજા લેખકો કરતાં શ્રી. નાગરદાસની શૈલી અનોખી છે. એમના પર પશ્ચિમના વાંચનની લગરીકે અસર નથી. કંઇપણ આડંબર સિવાય અને અસર ઉપજાવવાની અન્ય લેખકોની યુક્તિ પ્રયુક્તિઓનો આધાર લીધા સિવાય શ્રી. નાગરદાસ આ પુસ્તકમાં એમના હાસ્યપ્રસંગો આપણી પાસે ખૂબ સુંદરતાથી રજુ કરે છે, તેમજ લાંબા વર્ણનોમા ઉતર્યા સિવાય તડ ને ફડ એકદમ કહી દે છે અને ભારે કુશળતાથી હાસ્યરસનું વાતાવરણ જમાવે છે.

આ પુસ્તકમાં શરૂઆતમાં સ્પષ્ટ હાસ્યરસ છે, શેરી ને શાળાનાં મસ્તીતોફાનોના રસિક પ્રસંગો છે અને તે પછી પંડિતજીના તરેહવાર તરંગોનો અને એમની અનેકવિધ યોજનાઓનો માર્મિક ચિતાર આપ્યો છે. ચક્રમ જેવા જણાતા પંડિતજીનાં કેટલાંક હાસ્યોત્પાદક પરાક્રમોમાં હિંદુ સમાજ અને તેની કેટલીક રૂઢિઓ પર વેધક કટાક્ષ કરવામાં આવ્યા છે.

એક શુભ પ્રસંગે પંડિતજી પોતાની આખી નાતને બાજરાના રોટલા અને છાશનું જમણ આપે છે અને પીરસણીયાઓ 'લ્યો ચક્રમ્ તમારે' ને 'લ્યો તક્રમ્ તમારે' કહી પંગતમાં ફરવા નીકળે છે એ પ્રસંગનો ચિતાર વાંચતાં આપણને ખડખડાટ હસાવે છે પણ વાંચી રહ્યા પછી તેના ઉપર વિચાર કરતાં એ આખો પ્રસંગ નાતવરામાં પુષ્કળ પૈસા ખરચનાર ગુજરાતના ફૂલણજી-પણા પર કેટલો જબ્બર પ્રહાર કરે છે તે સમજી શકાય એમ છે.

આવાં આવાં અનેક સફળ કટાક્ષચિત્રો શ્રી. નાગરદાસે આ પુસ્તકમાં ભારે કુશળતાથી રજુ કર્યાં છે.

શ્રી. નાગરદાસનો માનીતો વિષય બાલસાહિત્યનો છે અને તેમાં એમણે અપૂર્વ સિદ્ધિ મેળવી છે એ નિર્વિવાદ છે. બાલ-સાહિત્યનાં સફળ સર્જનો ઉપરાંત એમણે સામાજીક નવલિકાઓ લખી છે, સંસ્કૃત કાવ્યનું મનોરમ્ય ભાષાંતર ગુજરાતને આપ્યું છે, અલંકારશાસ્ત્રની વિદ્વતાભરી રચના કરી છે અને ગુન્હા શોધનનાં પુસ્તકો વડે એ પ્રકારના સાહિત્યમાં એમણે એક નવી દિશા ઉઘાડી છે.

ગુજરાતમાં આંગળીને વેઢે ગણાય એટલા હાસ્યરસના લેખકો છે. આ પુસ્તકથી શ્રી. નાગરદાસ પટેલ, તેમની પંક્તિમાં પોતાનાં પનોતાં પગલાં માંડે છે. હાસ્યસાહિત્યના એક જૂના જોગી તરિકે એમને હું હાર્દિક આવકાર આપું છું. એમના માં જીવનના સાધારણ પ્રસંગોમાંથી હાસ્યરસનું સુંદર સર્જન કરવાની શક્તિ છે. એમની શૈલી સીધી, સરળ, ધ્યેયલક્ષી અને વેગવતી છે. એમનાં લખાણની ખૂબી તો એ છે કે એમનું પુસ્તક એક વખત હાથમાં લીધા પછી વાચકનું મન એવું તો જકડી રાખે છે કે તે પૂરૂં કર્યાં વગર ચેન પડતું નથી.

શ્રી નાગરદાસ, બીજાં પણ હાસ્યનાં પુસ્તકો ગુજરાતને આપશે એવી આશા રાખું છું.

મસ્તફકીર

# એકરાર

મારા મિત્ર પ્રાણશંકર પંડિતજીના જીવનના અનેક અભિનવ પ્રસંગો, પરાક્રમો ને યોજનાઓ, અત્યાર અગાઉ મારાં વિવિધ પ્રકાશનોમાં છૂટાં છૂટાં આપ્યાં હતાં તે સર્વેને સંકલિત કરીને એમની 'હાસ્યપ્રભા'માં રજૂ કર્યાં છે.

એમણે અનેકને હસાવ્યા છે, અનેકને મસ્તી તોફાન કરવા પ્રેર્યા છે ને અનેકને માર્મિક ચાબખા લગાવ્યા છે. એમના સાથીદાર અને મિત્ર તરિકે મેં એમાં ભાગ લીધો છે અને યથાશકિત તેનું આલેખન કર્યું છે.

હાસ્ય સાહિત્યના જૂના જોગી શ્રી. મસ્તફકીરે કરાવેલા પરિચય બદલ એમનો આભાર માનું છું.

નાગરદાસ પટેલ

## અનુક્રમ





પં ડિ ત જી ની

# હાસ્યપ્રભા

## શેરીમાં

પંડિતજી અને હું બેઉ બાલપણના મિત્રો છીએ. એમનું નામ પ્રાણશંકર અને મારૂં નામ નટવર. અમે બેઉ નાનપણથીજ તોફાની બારકસો છીએ. મારા મોટાભાઇએ અમારૂં નામ વડના વાંદરાઓ પાડેલું છે.

ધિંગામસ્તી, તોફાન, અને ગંમતમાં મારા કરતાં પંડિતજી ચડી જાય. એમનાં મસ્તીતોફાન એટલાં બધાં કે ન પૂછો વાત.

અમે બેઉ એકજ ગામમાં ઉછરેલા, બેઉ જણે સાથે એકડા ઘૂંટેલા, અને સાથે જ અભ્યાસ કરેલો.

અમારા ગામનું નામ બામણગામ. એમાં બધી બ્રાહ્મણોની જ વસતિ હશે એમ તમે રખે માની લેતા! બ્રાહ્મણનાં તો હવે દસબાર ઘર છે, પણ પહેલાંના વખતમાં એમની વસતિ વધારે

હશે, અને એના ઉપરથી એ નામ પડ્યું હશે. અમે શરૂઆતનું શિક્ષણ બામણગામમાં જ લીધેલું, ને તે પછી વડોદરા પણ સાથેજ ગયેલા, અને ત્યાં અંગ્રેજીનો અભ્યાસ કરેલો.

સવાર પડે અને અમારા મસ્તીતોફાન શરૂ થાય. આખો દિવસ તે ચાલે. સાંજે પણ ખરાં ને રાતે સૂઈ જઈએ ત્યાં સુધી યે પહોંચે.

સવારના પહોરમાં એક વખત પંડિતજીની નજર એક ગધેડા પર પડી. એ ઠંડે કલેજે બેઠો હતો. પંડિતજીને એની છેડતી કરવાનું મન થઇ આવ્યું. એમણે મને બોલાવ્યો અને અમે બેઉ જણાએ શું કરવું તે નક્કી કર્યું.

પંડિતજી બગાઇઓવાળી ભૂંગળી લઇ આવ્યા, અને હું બે ડબ્બા લઇ આવ્યો. ડબ્બાને દોરી વતી બાંધીને મેં ગધેડાને પૂંછડે દોરીની ગાંઠ વાળી અને પંડિતજીએ ગધેડાના કાન આગળ ભૂંગળીનો દાટો ઉઘાડ્યો.

દાટો ઉઘડતાં જ બધી બગાઇઓ ગધેડાના કાનમાં પેસી ગઇ, એટલે ગધેડો સફાળો ઊડ્યો. એના કાનમાં સળવળાટ થતો જાય અને એ કૂદતો જાય. એ કૂદતો જાય ને ડબ્બાઓને લાતો લગાવતો જાય. દોડાદોડ અને ગડગડાટ. આગળ ગધેડો અને પાછળ પંડિતજી તથા હું. અમારી સાથે બીજાં છોકરાઓ પણ ભળ્યાં.

આમથી તેમ ને તેમથી ત્યાં,—અમારૂં સરઘસ આખા ગામમાં ફર્યું. બધાં છોકરાઓને ખૂબ મજા પડી.

અમે પાછા ફર્યા ત્યારે બપોર થઇ ગયા હતા.

પંડિતજીને ત્યાં તે દિવસે મહેમાન આવ્યા હતા. એમનું નામ શિવશંકર. શિવશંકરને માથે મોટી ચોટલી હતી. એ જબરા ઊંઘણશી હતા.

શિવશંકર ઊંઘતા હતા ત્યારે પંડિતજીએ મને બોલાવ્યો

અને કહ્યું: 'નટવર! શિવાકાકાએ આપણાં તોફાનની વાત બાપાજીને કહી દીધી હતી, માટે એમની ખબર લેવી જોઇએ.'

મેં પૂછ્યું: 'શું કરીશું?'

'એમની ચોટલી કાપી નાખીએ. એટલી સજા બસ થશે.' પંડિતજી બોલ્યા.

અને એ કાતર લઇ આવ્યા. ધીરે રહીને એમણે શિવશંકરની ચોટલી કાપી નાખી. શિવશંકર જેવા કર્મકાંડી બ્રાહ્મણ ચોટલી સિવાય પૂજા શી રીતે કરશે એ વાત ઉપર મને બહુ હસવું આવ્યું. ત્યાં તો પંડિતજી બોલ્યા: 'નટવર! આટલી સજા મને પૂરતી નથી લાગતી. એ ઊંઘે છે કેવી રીતે!'

મેં જોયું તો શિવશંકરનું મોઢું ઉઘાડું હતું, અને એમના નસકોરાં બહુ બોલતાં હતાં.

પંડિતજીએ મને દેડકી પકડી લાવવાનું કહ્યું, અને હું નાની સરખી દેડકી લઇ આવ્યો.

ધીરે રહીને પંડિતજીએ એને શિવશંકરના ઉઘાડા મોઢામાં મૂકી દીધી. અમે બેઉ જણ સંતાઇ ગયા. દેડકીની કૂદાકૂદથી અથવા તો એણે ગળાની અંદર જવા પ્રયત્ન કર્યો હશે તેથી શિવશંકરની ઊંઘ ઉડી ગઇ, અને એ સફાળા ઊઠ્યા.

એ ઉઠયા એટલે સદ્‌ભાગ્યે દેડકી એમના મોઢામાંથી બહાર કૂદી અને કૂદતાં કૂદતાં શિવશંકરના મોઢામાં ગંદા પાણીની પીચકારી મારતી ગઇ!

શિવશંકરના બડબડાટનો પાર ન હતો. એમના જેવા પવિત્ર બ્રાહ્મણના મોઢામાં દેડકી જેવું અપવિત્ર પ્રાણી પેસી જાય એ કેમ સહન થાય? એમણે તો પચીસ પચાસ કોગળા કર્યા. એટલેથી સંતોષ ન થયો તે નહાવા ગયા.

હસીહસીને મારું તો પેટ દુખી ગયું. પછી પંડિતજી છાનામાના જઇને શિવશંકરના દુવાલ પર હીરાકસીની ભૂકી

નાખી આવ્યા.

શિવશંકરે નાહીને શરીર લૂછવા માંડ્યું. એ જેમ જેમ લૂછતા ગયા તેમ તેમ એમનું શરીર કાળું પડતું ગયું, એમનું મોઢું અને આખું શરીર ધીરે ધીરે કાળું કલેડા જેવું બની ગયું. એક અપવિત્રતામાંથી બચવા જતાં એમના અંગેઅંગમાં અપવિત્રતા ફૂટી નીકળી! આ બધું એકાએક શાથી થયું તેની એમને બિલકુલ સમજ ન પડી.

અમે બેઉ જણ છાનામાના એમને જોતા જઇએ અને હસતા જઇએ.

છેવટે એમનો હાથ માથા પર ગયો અને ચોટલી ઉડી ગએલી જાણી ત્યારે એમના મોઢાનો દેખાવ એવો તો વિચિત્ર થઇ ગયો કે મારી જીંદગીમાં ય એ કદરબિહામણું ડાચું હું ભુલી નહિ શકું.

શિવશંકરને અમારા ઉપર શક આવ્યો અને એમણે ફરિયાદ કરવાનો વિચાર કર્યો. પણ સવારના તોફાનની વાત કરવાથી આટલું થયું હતું તો વળી બીજી વખત શું નહિ થાય એ વિચાર આવતાં એમણે મૂંગા રહેવાનું, અને બીજે દિવસે પોતાને ઘેર ચાલ્યા જવાનું વ્યાજબી ધાર્યું.

શિવશંકર ગયા એટલે અમે અમારી પાડોશના નથુકાકા ઉપર ધ્યાન દોડાવ્યું. નથુકાકાને બીડીનો જબરો શોખ. અવારનવાર એ મારે ઘેર આવે અને પાન તમાકુનો ધુમાડો કરે. નથુકાકા જબરા વાતગરા એટલે પંડિતજી વાતોની લાલચે એમને કોઇ કોઇ વાર બીડી વાળી આપે. એક દહાડો એવી રીતે પંડિતજીએ દશ બાર બીડી વાળી આપી, તેથી નથુકાકા ખુશ ખુશ થઇ ગયા.

પંડિતજીએ એમાં હાથચાલાકી કરેલી એટલે મને ધીરે રહીને સમજાવી દીધો.

નથુકાકાએ બીડી પીવા માંડી. એમણે ધુમાડા કાઢ્યા અને અમે એમના સામું જોયું ત્યાં તો ધડાકા સમેત એમના હાથમાંથી બીડી ઉડી ગઇ અને પુરચે પુરચા ઉડી ગયા. નથુકાકાની મૂછોના બે ચાર વાળના આંકોડિયાં પણ વળી ગયાં.

પંડિતજીને એમણે ઉધડા લેવા માંડ્યા; પણ અમે કયાં કાચા હતા કે ઊભા રહીએ ?

એ બીડીમાં તંબાકુની સાથે એક જોરદાર ફટાકડો પંડિતજીએ મૂકી દીધો હતો એ તો તમે સમજી ગયા હશો.

એક દહાડો સવારમાં અમે બધા ધૂણીએ બેઠાબેઠા તાપતા હતા. શિયાળાના દહાડા હતા, અને ટાઢ કહે મારૂં કામ. શેરી વચ્ચે ધુણી ધખાવી હતી, અને આજુબાજુ પાંચ છ જણ પહોળા પગ કરીને તાપતા હતા. એકાદ કૂતરૂં પણ ટુંટિયું વાળીને એક બાજુ બેઠું હતું. આખું કુંડાળું એમ પૂરૂં થતું હતું ને જરાયે જગ્યા ન હતી.

એટલામાં પંડિતજી આવ્યા. એમણે ચારે તરફ નજર નાખીને કહ્યું : 'નટવર! આજે તો મારે ત્યાં મો......ટુ કોળું આણ્યું છે.'

'કેવડુંક મોટું છે?' મેં પૂછ્યું.

પંડિતજી મારી પાસે આવીને ધીરે રહીને પાછળ બેઠા, અને મારી તથા બીજા છોકરાની વચ્ચે બે હાથ ઘુસાડી એકદમ પહોળા કરતાં બોલ્યા : 'એ આવડું !'

'એ આવડું' સાંભળતાં જ એમનો હાથ મને અને પેલા બીજા છોકરાને એવો તો લાગ્યો કે અમે બેઉ જણ ગોળીમટાં ખાઇ ગયા, અને કોળાની પેઠે ગબડી ગયા. પંડિતજી ખુશાલ ચિત્તે અમારી બેની વચ્ચે બેસી ગયા !

ઘણી વખત એકાદ સારો જેવો કાગળ લઇને તેની પાછળ સુંદર ચોપડીને એને પંડિતજી સુકવી રાખતા. એની પાછળ

મોટા અક્ષરે

આ ગધેડો વેચવાનો છે.
નવી જાતનું જાનવર.
હસો ભાઇ! હસો!
કા ત રિ યું ગે પ!
બે પગનો બોલકો!

કે એવું જ કાંઇ લખી કાઢતા. એવા મોટા ફકરડા જેવા અક્ષરે લખીએ કે આંધળો પણ વાંચી શકે. આંધળો કેમ વાંચે એ તો કોણ જાણે, પણ આપણે ત્યાં એવું કહેવાનો રિવાજ પડી ગયો છે એટલે એવું કહું છું. બાકી આંખે ઝાંખવાળો કે કાણિયો તો વાંચે જ વાંચે! એમાં જરાયે શક નહિ.

પછી ધીરે રહીને પંડિતજી એકાદ છોકરાની પાસે બેસતા અને એ ગુંદરવાળો કાગળ ભીંનો કરી પેલાની પીઠ પર લગાવી દેતા, અને 'કેમ છે દોસ્ત!' કરીને એનો વાંસો થાબડતા, તથા કાગળ બરાબર ચોંટાડી દેતા. પછી ધીમેથી ઊઠી જતા.

કંઇ કામને બહાને હું એવા છોકરાને બહાર મોકલતો. અને પછી તો જે જુએ તે હસે, ને છોકરાઓ તો હસીહસીને વાજ આવે. પેલો બિચારો પણ સૌને હસતા જોઇને હસે, અને છેવટે ખરું કારણ જાણે ત્યારે ઓર રંગ જામે.

ઘણી વખત પંડિતજી હાથમાં કાગળ રાખી તેને ભુંગળીની માફક વાળી અંદરની બાજુ એકાદ મુઠી રેતી ભરી રાખતા; અને કાગળ હાથમાં એવી રીતે પકડતા કે કોઇને કાંઇ વહેમ જાય નહિ. કોઇ કોઇ છોકરાઓ હાફકોટ પહેરી આવતા અને તેનાં ખીસ્સા સાધારણ રીતે બહારની બાજુ હોઇ બટન ખુલ્લાં હોય ત્યારે ખીસ્સાનાં મોઢાં પણ ખુલ્લાં થઇ જતાં. બેસે ત્યારે તો વાત જ ન પૂછવી! પંડિતજી એવા એકાદ જણ પાસે જતા અને વાતમાં ને વાતમાં એનાં ખીસ્સા પાસે પેલા કાગળનો એક

છેડો લાવી બીજે છેડેથી કાગળ જરાક ઉંચો કરતા. આ રસ્તેથી અને ચાલાકીથી. જરાકવારમાં બધી રેતી જઇ પડતી પેલાના ખીસ્સાના ખજાનામાં. પછી પંડિતજી ખસી જતા અને મારા જેવા એકાદને પેલા પાસે પેન્સીલ કે ચાકુ કે એવું કાંઇ લેવા મોકલતા. પેલો ખીસ્સામાં હાથ નાખતો અને ખીસ્સુ રેતીથી તર જોઇ અજબ થતો. તેનો હાથ બહાર નીકળે અને રેતી હોય એટલે જોઇ લો મઝા! બધા એકઠા થઇ એની પાસે એ નવી જાતના ચવેણાની માગણી કરે ને હસીહસીને વાજ આવે!



## શાળામાં

આમે શરૂઆતનું શિક્ષણ બામણગામની શાળામાં લીધેલું અને અંગ્રેજીનો અભ્યાસ વડોદરામાં કરેલો, એ તો હું આગળ કહી ગયો છું. શેરીની માફક શાળામાં પણ અમારી જુગલજોડી મસ્તીતોફાન કર્યા વગર રહેતી નહિ. ઘેટાના જેવા ગરીબ થવા કરતાં વાંદરા જેવા તોફાની થવું અમને ઘણું ગમતું હતું અને એ રીતે મસ્તીતોફાન કરનાર તરીકે અમે બેઉ ઠીક ઠીક જાણીતા થયા હતા.

પંડિતજીને શિક્ષકો સાથે બારમો ચંદ્રમા હતો. બેઉની કદી યે બનતી રાશ આવે જ નહિ. પંડિતજી તોફાની બારકસ હતા, અને ભણવામાં ધ્યાન આપતા ન હતા એવો શિક્ષકોનો અભિપ્રાય હતો; અને શિક્ષકો બરાબર ભણાવતા ન હતા એવો પંડિતજીનો મત હતો. એટલે ઘણી વખત પંડિતજીને પ્રસાદી મળતી અને પંડિતજી એક યા બીજી રીતે એનો બદલો લેતા.

અમારા શિક્ષકોમાં નરેરભાઇ તથા મયાશંકરને એમણે બહુ જ હેરાન કરેલા. નરેરભાઇ નાના છોકરાઓની કુખોએ ચુંટીઓ ભરતા, અને બેઉ બાજુ ચીમટા ભરી ઊંચકતા. પંડિતજીને પણ તોફાન કરવા માટે એમણે એવી સજા કરેલી તે

દિવસથી પંડિતજીએ એમનો પીછો પકડેલો.

એક દહાડો અમારો વર્ગ ચાલતો હતો. પંડિતજી પાણી પીવાની રજા લઇને બહાર ગયા અને લાગ જોઇને બારીની પાછળથી બકરીનું બચ્ચું ઉપાડીને નરેરભાઇ ઉપર ફેંક્યું. નરેરભાઇ અમને વ્યાકરણ શીખવતા હતા એવામાં એમના પર બચ્ચું પડયું, એટલે એમની પાઘડી પડી ગઇ અને બેં–બેં કરતું લવારૂં કૂદાકૂદ કરવા લાગ્યું. એ જોઇને બધા છોકરા હસી પડયા. નરેરભાઇએ બહાર જોયું, પણ પંડિતજી તો છાનામાના આવીને બેસી ગયા હતા, તે કોઇને જણાયું નહિ.

બીજે દિવસે પંડિતજી કૌચના ફાફડા લઇ આવ્યા અને એની રૂંવાટી કાગળમાં એકઠી કરી તે નરેરભાઇની ગાદી પર છાંટી.

હું બે ત્રણ ઉંદરડીનાં બચ્ચાં લઇ આવ્યો ને પંડિતજી એક ઉંદરડો પકડીને લઇ આવ્યા, અને એ બધાંને અમે નરેરભાઇના મેજના ખાનામાં મૂકી દીધાં. ઉંદરડાને ખાવાનું પણ મૂક્યું.

નરેરભાઇ આવ્યા અને વર્ગ શરૂ થયો. કૌચની રૂંવાટી એમને અડી એટલે ખંજવાળ આવવી શરૂ થઇ. એ જેમ જેમ ખંજવાળતા જાય તેમ તેમ કૌચ એમનાં કપડાંએ ચોંટતી જાય. એમનો દેખાવ જોઇને અમે હસતા જઇએ. એવામાં મેજમાં ખડ ખડ ખડ અવાજ આવ્યો, એટલે એમણે એનું ખાનું ઉઘાડયું. ખાનું ઉઘાડતાં વેંતજ અંદરથી પેલો ઉંદરડો નરેરભાઇ ઉપર કૂદ્યો અને એમની પાઘડી ગબડી ગઇ. ઉંદરડાનાં બચ્ચાં પણ એમના પર ચઢી ગયાં. એમની મુઝવણ જોઇને આખો વર્ગ હસી પડયો. ખંજવાળ વધતી ચાલી એટલે એમનાથી બેસાયું નહિ અને તે દહાડે રજા લઇને ઘેર ગયા.

પંડિતજીને ઘેર ભણાવવા માટે એમના બાપાજીએ મથા-

શંકર મહેતાજીની ગોઠવણ કરી હતી. મયાશંકર મહેતાજી બહુ જ મારઝુડ કરતા હતા, અને એમને નેતરની સોટી વાપરવાનો અને છોકરાંઓને માર મારવાનો ભારે શોખ હતો.

પંડિતજી ભણવામાં 'ઢ' હતા, એટલે મયાશંકરે એક વખત એમના બરડામાં બેચાર સોટી લગાવી દીધેલી. ત્યારથી પંડિતજી એમની પાસે ભણવા બેસે ત્યારે પોતાના કબજાની નીચે કોરા પાનની એક નોટ ઘાલીને બેસતા. નોટ એટલા સારૂ કે વખતે મહેતાજી મારે તો વાગે નહિ!

મયાશંકર મહેતાજીનો ઘાટ ઘડવાનું પંડિતજીએ મન સાથે નક્કી કર્યું હતું. એક દહાડો એ ભણાવીને ઉઠયા એટલે પંડિતજીએ બહુ જ વિવેકથી એમને દૂધ પીવાનો આગ્રહ કર્યો. પોતે જાતે જ રસોડામાં ગયા અને દૂધનો પ્યાલો લાવીને એક મોટા ટેબલ ઉપર મૂકયો, અને ટેબલ પાસે એક ખુરસી મૂકી. મયાશંકરને કોચ ઉપરથી તે ખુરસી પર પધારવા વિનંતિ કરી. પંડિતજીનો વિનય જોઇ મલકાતા મલકાતા મયાશંકર મહેતાજી ખુરશી તરફ ગયા. સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે ધમધમ, એ મયાશંકર મહેતાજીની માનીતી કહેવત હતી. એમની સોટીના પ્રતાપે પંડિતજી જેવો અળવિતરો વાંદરો માણસ થયો હતો એ જોઇને એમને આનંદ થતો હતો!

જેવા એ ખુરશી ઉપર બેસવા ગયા તેવું જ ખુરસીનું નેતર અંદર ચાલી ગયું, અને મહેતાજી ખુરસીના ચોકઠામાં આબાદ સલવાઇ ગયા. એમણે બૂમ પાડી એટલે ઘરમાંથી બીજાં માણસો દોડી આવ્યાં.

'પ્રાણશંકર કયાં છે?' એમણે બૂમ મારી. પણ પંડિતજીનો પત્તો જ ન હતો. એ તો એમને ખુરસીમાં ઘુસી જતા જોઇને જ રફુચક્કર થઇ ગયેલા. તે પછીથી મયાશંકર મહેતાજીએ સોટીનો ઉપયોગ ઓછો કરેલો.

ઘણી વાર તો શિક્ષક શિખવે પણ પંડિતજીના ભેજામાં જ એ ઊતરી ન શકે. એક વખત અમારે વ્યાકરણનો પાઠ ચાલતો હતો, અને અમારા ગુરૂજીએ શિખવવા માંડયું કે જાતિ ત્રણ છે. એટલે પંડિતજીની નવાઇનો પાર રહ્યો નહિ. એમણે તો કહ્યું: 'પણ મારા બાપાજી તો કહે છે કે જાતિ ચાર છે. તમે આવું ખોટું ખોટું કયાંથી શીખવો છો!'

'એટલે તારા બાપુજીએ કયી કયી જાતિ શીખવી છે!' ગુરૂજીએ પૂછ્યું.

'બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એ ચાર જાતિ જૂના વખતથી ચાલતી આવે છે એવું એ કહેતા હતા અને તમે તો ત્રણ કહો છો.'

'એ જાતિ વ્યાકરણની નહિ. સમજ પડી? વ્યાકરણમાં તો નર, નારી અને નાન્યતર, એમ ત્રણ જાતિ છે.'

'ઠીક.'

પણ પંડિતજીના ભેજામાં એ કેમે કરી ઊતરતું જ નહિ.

એવી જ રીતે જ્યારે અમને 'વચન' શીખવવા માંડયાં ત્યારે એમને અજાયબી થયેલી. ગુરૂજી કહે: 'વચન બે છે. સંસ્કૃત ભાષામાં ત્રણ વચન હતાં પણ ગુજરાતીમાં બે વચન છે.'

પંડિતજીનું કહેવું એવું હતું કે બે વચન હોઇ શકે જ નહિ. એમના બાપાજી કહેતા હતા કે વચન તો એક જ હોય. એક વચન કાજે રાજા હરિશ્ચન્દ્રે તારામતિ રાણી અને રોહિત કુમારને વેચ્યાં હતાં. એક વચન માટે રામચંદ્રજી વનમાં ગયા હતા. માટે વચન એક જ હોય. છતાં ગુરૂજી ખોટું ખોટું ભણાવતા હતા! અને આપણે ભણતા નથી એમ કહેતા હતા! અલબત્ત, અમે બધા પંડિતજીની દલીલ સાચી માનતા હતા એવું ન હતું, પણ અમને એમની ફરિયાદથી ગંમત જરૂર ઉપજતી હતી!

પંડિતજી શાળાના બીજા વિદ્યાર્થીઓ સાથે પણ અટકચાળાં

કરવાનો પ્રસંગ જવા દેતા નહિ. 'આ ગધેડો વેચવાનો છે.' વગેરે બાતની ચિઠ્ઠીઓ લખી છોકરાઓના કોટ ઉપર ચોંટાડતા અને કેટલાકનાં ખિસ્સાંઓ રેતીથી પણ ભરતા.

એક વખત અમારા વર્ગના એક શરમાળ છોકરાની પાછળ જઈ ધીમેથી એમણે એના કોટની અંદરની બાજુએ બરફનો ટૂકડો મૂકી દીધો, ને પોતે આઘા ખસી ગયા.

એ છોકરાની મુંઝવણનો પાર ન રહ્યો. એ ચમક્યો. કયું જનાવર એના કોટ નીચે પેસી ગયું તેની એને સમજણ પડી નહિ. એની મુંઝવણ જોઈ પંડિતજી ને હું હસી પડયા, ને બીજા છોકરાઓ અમારી સાથે ભળ્યા.

એક વખત એ છાનામાના પોતાના ખીસ્સામાં ઉંદરડીનાં બચ્ચાં લઈ આવેલા અને ચાલતા વર્ગે એમણે એ આગલી હારના એક છોકરા ઉપર છોડી મૂકેલાં. એ બિચારો ગણિતનો દાખલો ગણતો હતો ત્યાં પાછળથી એની નોટ ઉપર ઉંદરડી કૂદી. એ ચમક્યો. ઉંદરડી નાઠી અને બીજા છોકરા પર પડી. બધા છોકરા ઊંચા થઈ જોવા લાગ્યા. પંડિતજીને પોતાને દાખલો આવડતો ન હતો તે એમણે મારી નોટમાંથી જોઈ લીધો.

મયાશંકર મહેતાજીને ચાલતે વર્ગે પોતાની ટપાલ આવે તે વાંચવાનો અને અમારો વખત બરબાદ કરવાનો ભારે શોખ હતો. ટપાલ આવે કે એ બધું કામ બંધ કરે અને કાગળો વાંચવા મંડે.

એમની એ ટેવ ભુલાવવા માટે પંડિતજીએ વિચાર કર્યો. અને એ કામ શી રીતે કરવું તેનો અમે નિર્ણય કર્યો.

બે દિવસ પછી ચાલતા વર્ગે એમની ટપાલ આવી અને તે એમણે ઉઘાડવા માંડી. જેમ ટપાલમાં કાગળો વધારે આવે તેમ મયાશંકર મહેતાજીના આનંદનો પાર ન રહે. ટપાલમાં કાગળ ન આવે તે દિવસે એમને ચેન પડે નહિ, એટલે કોઈક

વાર તો એ પોતે પોતાના ઉપર કાગળ લખતા. એવું પંડિતજીએ મને ભાર દઇને કહેલું.

એક કાગળ ફોડયો, વાંચ્યો ને એમનું મોઢું મલકાયું. એ ખુશ થયા.

બીજું પત્તું હતું તે વાંચીને હસ્યા.

ત્રીજો કાગળ ફોડયો ત્યાં તો બંગડીના કકડા ખડિંગ ખડિંગ કરતા નીકળી પડયા. એ જોઇને આખો વર્ગ હસી પડયો.

મહેતાજીએ કાગળ બાજુ પર ફેંકી દીધો અને ગંભીર ચહેરે બીજો કાગળ લઇને ફોડયો.

ઘરના બળ્યા વનમાં ગયા તો વનમાં લાગી આગ! એમાંથી નીકળ્યા વાળના ડૂચા અને દાંતિયાના ભાંગેલા કકડા!

એક પાર્સલમાંથી પેણોના કટકા અને નાની સરખી ઢીંગલી નીકળી.

અમારું તો હસી હસીને પેટ દુઃખી ગયું. મહેતાજીનું મોઢું અઢી પાશેર એરંડિયું પીધા જેવું થઇ ગયું હતું. અમારા તરફ એ કરડી નજરે જોતા હતા.

એ બનાવ બન્યા પછી એમણે પોતાની ટપાલ કદી પણ ચાલતા વર્ગે વાંચી નથી.

ચાલતા વર્ગે ઘેર ચાલ્યા જવું હોય તો પણ પંડિતજીને હરકત ન આવે. કેં ને કેં ઉપાય એ શોધી કાઢે. એક વખત એવી રીતે જવાનું મન થઇ આવ્યું એટલે મને કહે: 'નટવર! આજે તો ગોટલી મારવી છે!'

મેં પૂછ્યું: 'કેમ?'

'એમજ. આજે લેસન કર્યું નથી અને પેલા જડબાતોડ સંસ્કૃતનો હમણાં "અવર" આવશે એટલે આપણે અખિયારા ગણ્યા સિવાય છૂટકો નથી.'

'એમ! બોલો, શું કરીશું?'

'એ ભાઈ! તને કહું તેમ કર. હું તને એક ચીજ આપું છું તે ગળી જા.'

'પછી?'

એની અસર આબાદ થશે.'

મેં હા પાડી અને એમણે મારા મોઢામાં કંઈક મૂકયું તે હું ગળી ગયો.

થોડીક જ વારમાં અદ્દભુત ચમત્કાર જણાયો. મને ઓકારી આવવા માંડી એટલે મયાશંકર મહેતાજીનું ધ્યાન મારા તરફ ખેંચાયું અને એમણે પૂછ્યું: 'કેમ, શું થાય છે નટવર?'

'એને ઉલટી થાય છે.' પંડિતજી વચ્ચે જ બોલી ઉઠયા, 'શરીર સારૂં નથી.'

'ખરી વાત કે નટવર?' એમણે પૂછ્યું. ત્યાં તો મને ઓક ઓક...થયું.

'એને હું ઘેર મૂકી આવું?' પડિતજીએ પૂછ્યું.

'જા, જલદી લઈ જા.' મહેતાજીએ કહ્યું.

અને અમે બેઉ જણ બહાર આવ્યા. મને તરતજ ઉલટી થઈ અને સવારનું ખાધેલું નીકળી ગયું. તેની સાથે સાથે એક માખ પણ નીકળી ત્યારે જ મને ખબર પડી કે પંડિતજીએ મને માખ ગળાવી હતી!

ચાલો, જે થયું તે ખરૂ. અમને બેઉને રજા મળી હતી એટલે અમે હસતાહસતા ઘેર પહોચ્યા અને અગાસીએ ચડીને કનકવા ચગાવવા લાગ્યા.

એવો જ એક બીજો પ્રસંગ છે. તે વખતે અમારી શાળાની બાજુમાં થઈ એક વરઘોડો જતો હતો અને પંડિતજીને તે જોવો હતો, એટલે એમણે ધીરે રહીને મને વાત કરવાની સૂચના કરી.

મેં તે મુજબ વાત કરવા માંડી ત્યાં જરા મોટેથી પંડિતજી બોલી ઊઠયા: 'એક હતો રાજા.'

એ સાંભળીને મયાશંકર મહેતાજીએ પૂછ્યું: 'એ કોણ બોલ્યું? પ્રાણશંકર! ઊભો થા.'

'સાહેબ, નટવર મારી જોડે વાત કરતો હતો.' પંડિતજીએ ઉમેર્યું.

'એમ! તમે બેઉ તોફાની બારકસ છો. બેઉ જણા પાટલી પર ઊભા થાવ!' એમનો હુકમ છૂટયો.

અમે બેઉ જણ પાટલી પર ઊભા થયા અને મલકાતે મને ઊભાઊભાં બહારનો વરઘોડો જોયો.

વરઘોડો ગયો એટલે પંડિતજીએ વીલે મોઢે બેસી જવાની રજા માગી, અને ફરીથી વાત નહિ કરીએ એવી કબૂલાત આપી એટલે અમને બેસવાની રજા મળી.

અમારા વર્ગના એક છોકરાએ પંડિતજીને જરા છંછેડયા હતા એટલે એમણે એનો ઘાટ ઘડવા ટપાલમાં શાળાના સરનામે એને એક પાર્સલ મોકલાવ્યુ.

એને નવાઇ લાગી કે પાર્સલ કોણે મોકલ્યું હશે? પાર્સલ ઉઘાડયું તો આજુબાજુ અત્તરની સુંગધી ફેલાઇ રહી. બધા છોકરા ટોળે વળીને જોવા લાગ્યા કે અંદરથી શું નીકળે છે?

સુગંધી ઉપરથી બધાયે ઊંચી જાતનું તેલ હશે એમ માન્યુ. એનો દેખાવ, શીશી અને પૅકીંગ બહુ જ સુંદર હતાં. એ બધું ઉઘાડતાં અંદરથી ઘાસલેટ નીકળ્યું. કોઇ એકાએક તો પારખી ન શકયું. પણ પછી ખબર પડી કે સિંહના ચામડામાં ગધેડું છૂપાયેલું છે!

બધા છોકરાઓ ગેલમાં આવી ગયા હતા અને આ ભેટ કોણે મોકલી હશે તેના અનેક ખ્યાલ કરતા હતા એવામાં પંડિતજીએ ધીરે રહીને પેલી શીશી ઉપાડી એમાંનું ઘાસલેટ પેલા છોકરાના માથા ઉપર રેડી દીધું.

એ જોઇને બધા છોકરાઓ ખડખડાટ હસી પડયા અને

બીજી બાજુએ પેલાના મોઢામાંથી વાણીનો પ્રવાહ એવો તો વહેવા માંડ્યો કે ન પૂછો વાત !

પંડિતજીને એની રજમાત્ર દરકાર ન હતી. એ તો ઠંડે કલેજે હસતા હતા. અને પેલો છોકરો ધીરે ધીરે ઠંડો પડતો જતો હતો.

પંડિતજીને નથુભાઈ માસ્તર માટે ભારે ટાઢક હતી. એક દિવસ એમણે નથુભાઈ માસ્તરને સ્ટોર રૂમમાં કંઈક લેવા જતાં જોયા, એટલે ધીરે રહીને બારણું બંધ કરીને કડી વાસી દીધી.

થોડી વાર થઈ એટલે અંદરથી માસ્તર બારણું ઠોકવા લાગ્યા. એ સાંભળીને છોકરાઓ એકઠા થયા.

પંડિતજીએ એમને સમજાવ્યું કે સ્ટોરરૂમમાંથી ઘણી વખત ચીજો ચોરાઈ જાય છે. એટલે આજે ચોર ઠીક સપાટામાં આવ્યો છે.

ચોર ! ચોર ! ની બૂમો અને બારણાંના ધબાકા સાંભળીને હેડમાસ્તર હાથમાં લાંબી નેતરની સોટી લઈને આવી પહોંચ્યા. અંદર કોણ છે ? એમ પૂછતાં પંડિતજીએ એમના કાનમાં એકાદ નામચીન તોફાની છોકરાનું નામ કહ્યું.

છોકરાઓ બાજુએ હઠી ગયા, અને મોટા માસ્તરે બાંય ચઢાવી એક હાથમાં નેતરની સોટી મજબૂત પકડી બીજે હાથે બારણાની કડી ઉઘાડી નાખી.

અંદરથી ધુંધવાઈ રહેલા નથુભાઈ માસ્તરે બારણાને લાત મારી એટલે બારણું ફડાક કરતું ઉઘડ્યું અને હેડમાસ્તરના નાક ઉપર વાગ્યું. તેમણે ચિડાઈને પોતાનું નાક ચંચવાળતાં જોયા વગર જ ઝપાઝપ નેતરના સપાટા લગાવ્યા !

એ તમાસો જોઈને છોકરાઓ ખડખડાટ હસી પડ્યા. ત્યારે જ બેઉ શિક્ષકોને ભાન આવ્યું કે કેં કાચું કપાઈ ગયું હતું અને આંધળે બહેરું કૂટાઈ ગયું હતું !

બેઉએ એક બીજાની સામે જોયું ત્યારે ખરી વસ્તુ સ્થિતિની એમને ખબર પડી.



## શાહેરમાં

અત્યાર સુધીના અમારા પરાક્રમો શેરીમાં અને શાળામાં થયેલાં આપ્યાં, હવે એજ પ્રકારનાં બીજાં પરાક્રમો બીજે સ્થળે કરેલાં તે વિગતવાર આપું છું.

એક વખત અમે બેઉ જણ બહાર ફરવા ગયા હતા, તે વખતે પંડિતજીની નજર એક ગાડી ઉપર પડી.

એ ગાડીમાં એક પારસી બાઇ બેસીને આવી હતી. ગાડી બંધ શીગરામ જેવી હતી. બાઇ ઊતરીને ખરીદી માટે બાજુની દુકાનમાં ગઇ હતી.

ગાડીનો કોચવાન કોઇ બુઢ્ઢો લાલિયો હતો, અને તે હાંકુવાની જગ્યાએ બેઠો બેઠો કોપરાં ખોખતો હતો.

પંડિતજીની નજરે આ દેખાવ પડયો એટલે એમણે પોતાનું ફળદ્રુપ ભેજું ચલાવ્યું.

એ ધીમે રહીને પેલી ગાડી પાસે ગયા. આસ્તેથી બારણું ઉઘાડયું અને ધબાક દઇને બંધ કર્યું. બારણું બંધ થવાના અવાજે લાલિયો જાગ્યો એટલે પંડિતજી બારણામાં મોં ઘાલીને બાઇની સાથે વાત કરતા હોય એ રીતે ઉભા. પછી એમણે મોટેથી કહ્યું: 'હા રે! માયજીને જરૂર કહેવસ!'

ત્યાર બાદ એમણે કોચવાન પાસે આવી કહ્યું: 'ગાડીવાલા, સયાજીગંજ લે જાવ.'

ગાડીની અંદર બાઇ બેસી ગયાં છે અને એમના કહેવાથી જ આ છોકરો બોલ્યો હશે એમ ધારીને ગાડીવાળો ખાલી ગાડી સયાજીગંજ તરફ હંકારી ગયો.

એના ગયા પછી થોડી વારે પેલી બાઇ ખરીદી કરીને

આવી અને પોતાની ગાડી ગુમ થયેલી જોઇ ત્યારે એની નવા-ઇનો પાર ન રહ્યો.

અને એ જ રીતે પેલા લાલિયાએ જ્યારે જાણ્યું હશે કે એ તો ખાલી ગાડી હાંકી લાવ્યો હતો, અને બાઇ પાછળ રહી ગયાં હતાં, ત્યારે એની શીકલ જોવા જેવી થઇ હશે! એ ઉપરાંત જ્યારે એને એની શેઠાણીએ ધમકાવ્યો હશે ત્યારે...પણ એ પ્રસંગે હાજર રહેવાનું અમારૂં સદ્‌ભાગ્ય ન હતું, એટલે અમે કલ્પના કરીનેજ સંતોષ વાળ્યો.

બીજે એક પ્રસંગે મારા એક સગાને ત્યાં જલસો હતો. એક જાણીતા સંગીતશાસ્ત્રીને બોલાવવામાં આવ્યા હતા. તેઓ વખતસર આવી પહોંચ્યા અને પોતાના સાજીંદા સાથે મિજલસ જમાવી સંગીતની લહેર ચલાવી. અગિયાર વાગ્યા એટલે બધા ચહાપાણી લેવા રોકાયા.

સાડાઅગિઆર પોણાબારે પાછું સંગીત શરૂ થયું. ઉસ્તાદ-જીએ એકાદ સુંદર ગાયન શરૂ કરતાં તેની સાથે કોઇ બિલાડીના મ્યાઉંનો અવાજ ભેળવાયો.

બાજુના ઘરના છાપરા પરથી કોઇક મીંદડું બોલતું હશે એમ માનીને ઉસ્તાદજીએ પોતાતાનું સંગીત ચાલું રાખ્યું. મીઆઉં–મીઆઉં–મીઆઉંના અવાજ વધવા લાગ્યા, અને ગાયનના આલાપની સાથે બિલાડીની ચિચિયારીઓ વધી પડી. એ સાંભ-ળીને મિજલસમાં હસાહસ થઇ રહી. ઉસ્તાદજી ચાટ પડી ગયા અને ભજનમાં ભંગ પડયો! એમની બેઠક નીચે ખડખડાટ થવાથી એ કૂદકો મારીને ઊતરી પડયા. એક મોટું લાકડાનું ખોખું ઉંધું વાળી તે ઉપર શેતરંજી બીછાવી એમની બેઠક બનાવવામાં આવી હતી. ખોખું ઊંચુ કરતાં તેની નીચેથી એક ગભરાયલો બિલાડો મિંઆઉ કરતો બહાર ખસી આવ્યો.

મિજલસ ચહાપાણી લેવા રોકાઇ ત્યારે પંડિતજીએ એ

બિલાડાને બેઠકની નીચે ગોઠવી દીધો હતો. ખોખામાં એક ઠેકાણે ફાટ હોવાથી તેમાંથી પવન આવતા થોડો વખત એ બેઠકની નીચે મૂંગો બેસી રહ્યો હતો; પણ ઉપર તબલા અને વાજાંના અવાજ થતાં એ ગભરાઇ ગયો, અને બૂમો મારવા લાગ્યો હતો.

પંડિતજીએ એક મંડળ કાઢવાની મારી પાસે દરખાસ્ત મૂકી ને એ મંડળ તરફથી એક હસ્તલિખિત માસિક કાઢવાનું અમે નક્કી કર્યું.

વડોદરાનું તે વખતનું વાતાવરણ એવું હતું. અમારી સ્કૂલમાં એવાં જુદા જુદા મંડળો હતાં ને એકાદ ડઝન હસ્ત લિખિત માસિકો પ્રકટ થતાં હતાં. શાળાના સંચાલકો તરફથી એ પ્રવૃત્તિમાં ઠીકઠીક ઉત્તેજન પણ મળતું હતું.

બીજે દિવસે સારી યે પોળનાં છોકરાંને અમે ખબર આપી દીધી કે અમે મંડળ સ્થાપવાના છીએ અને છાપુ કાઢવાના છીએ. સૌયે અમને સહાય આપી અને અમારૂં મંડળ સ્થપાઇ ગયું તેમ છાપુ ચાલુ થઈ ગયું. વપરાયલી નોટોના કાગળોની બીજી બાજુએ અમારૂ છાપુ લખાતુ. અને મંડળની સભાઓ મળતી તેમાં પંડિતજીના પ્રમુખપદે નાનાં મોટાં અનેક ભાષણો અપાતાં. પંડિતજી અમારા માસિકના તંત્રી. પંડિતજી અમારી સભાના સર્વમાન્ય પ્રમુખ અને પંડિતજી અમારા આદર્શ નેતા હતા. પંડિતજી ન હોય તો અમારાં સાતે ય વહાણ ડૂબે. ચોપાનીઆમાંથી ચિત્રો કાપી કાઢી અમારી અઢી ગજની ઓરડી અમે શણગારી હતી અને તેને અમે મંડળના હૅાલને નામે ઓળખતા ને ગજગજ ફૂલાતા હતા. લાંબાટુંકા હાથ કરી પંડિતજી ભાષણ કરતા ત્યારે મઝા પડતી. નેપોલીઅન ક્યારે થયો? વડોદરાનો ખરો રાજા કોણ? દીવાન કેવો હોવો જોઇએ? નરસિંહભાઈ પટેલને પોલિસે કેવો ત્રાસ આપ્યો? બાલયોગીએ કયા કયા

મુસાફરી કરી? ગુજરાતની સાહિત્ય સંસ્થાઓ કઈ? ગુજરાતી સાક્ષરો લઢવામાં શૂરા છે કે નહિ? વગેરે. વિષયોમાં પંડિત-જીનો ચંચુ પ્રવેશ હતો અને તેમણે અમારા મંડળ આગળ જડબાતોડ ભાષામાં પગ ઠોકી માથાની ચોટલી છૂટી રાખી, હાથ લાંબા ટુંકા કરી સ્વર મરડી મચરડી આરોહ અને અવરોહ સાથે અભિનય સહિત ભાષણો આપ્યાં હતાં તેમજ એમની અસિધારા જેવી તિક્ષ્ણ વાગ્ધારાનો અમને પરિચય કરાવ્યો હતો.

એવામાં એમણે પંડિત મદનમોહન માલવિયાનું નામ સાંભળ્યું. એમને એ ખૂબ ગમી ગયું તે મને પૂછ્યું: 'નટવર! આપણું સરનેમ હવે ના ફેરવાય? જોને, પ્રાણશંકર ભટ—'ભટ' કેવું ખરાબ નામ છે? એને બદલે 'પંડિતજી' હોય તો કેવું સારૂં? એવું કરવાનો કંઇ રસ્તો બતાવની.'

'કેમ નહિ? તમે કહેતા હો તો એકસોને એક રસ્તા બતાવું.'

'તો તો તું મારો પરમેશ્વર!'

એને મેં રસ્તો બતાવ્યો કે કોઇ 'પંડિતજી' કહે તો ખૂબ ચીઢાઈ જવું એટલે જતે દહાડે અટક બદલાઈ જશે.

અને એમની એ ઇચ્છા પાર પાડવાનું મેં માથે લીધું. પોળના પંદર જણને મોઢે મેં કહ્યું: 'અલ્યા! પેલા પ્રાણશં-કરને પંડિતજી કહો એટલે બડી ગમ્મત પડશે.'

મને એક વખત એક જણને 'લાલભાઈ કાળા કે ધોળા?' અને એક જણીને 'દેડકાનું શાક કર્યું?' એમ પૂછવા માટે જે સ્વસ્તિ વચનો સાંભળવાં પડેલાં તે હું ભૂલી નહિ ગયેલો. પંડિતજીને તે સૌ મેં શીખવેલાં અને પ્રસંગ આવ્યે તેનો સદુપયોગ કરવાના સર્વહક્ક સ્વાધીન કરેલા.

લોકોએ એમને પંડિતજી કહેવા માંડયું અને તેમણે સ્વસ્તિ-વાચનોનો દોલા દિલે ઉપયોગ કરવા માંડયો. 'કોના બાપની

દીવાળી ? वचने का दरिद्रता ?' એ પંડિતજીનાં પ્રિય સુત્રો હતાં. એટલે તરત જ બધાએ એમને પંડિતજી કહેવા માંડયા. પોળને નાકે આવીને કોઇ પૂછે કે પંડિતજીનું ઘર કયું ? કે પંડિતજી ક્યાં રહે છે ? તો પાશેરનું છોકરૂં યે બતાવે.

અને એને માટે પંડિતજીએ મારો પ્હાડ જેવો ઉપકાર માન્યો.



## પંડિતજીનું પ્રેમપુરાણ

મલાડથી મુંબાઇ જવાને માટે એક એવી સરસ ગાડી છે કે તેની બરોબરી પંજાબમેલ પણ ન કરી શકે. છત્રીસ મીનીટમાં ઓગણીસ માઇલની સફર થાય. તેમાંયે વચ્ચે એક સ્ટેશને ગાડી બે મીનીટ ઉભી રહે. કાઢો ત્રિરાશી કે પંચરાશી. ગાડીની ઝડપ કલાકના કેટલા માઇલની ? એક્કે એવી 'ફાસ્ટ' ગાડી નથી, એક્કે એવી 'મેલ ટ્રેન' નથી, એક્કે એવી 'લોકલ' નથી કે જે એ ગાડીની હરીફાઇ કરી શકે. એ તે એજ. અનન્વય અલંકાર. માનિનીના મુખની ઉપમા શોધવા માટે પાનાં પુસ્તક અને વેદ વેદાંગ ખોળીને આખરે આરસીનો આશરો લેવો પડયો તેજ રીતે એની જોડી શોધવા માટે એના પડછાયાનો જ આશરો લેવો પડે. તેમાંયે જ્યારે વાંદરા વટાવીએ છીએ ત્યારે ભારે ગમ્મત જામે છે. વાંદરાથી એક બીજી ગાડી છૂટે છે અને પછી જુઓ બેઉ ગાડીઓની શી હરીફાઇ જામે છે તે. પૂનાની 'રેસ' કે મુંબાઇની 'રેસ' અઠવાડીઆમાં એક કે બે વખત રમાય અથવા વરસમાં ગણ્યા ગાંઠયા દિવસ રમાય પણ આ સરત તો અઠવાડીઆના છ દિવસ તો જરૂર રમાય જ રમાય. ગાડીમાંથી અર્ધું ડોકું બહાર કાઢી 'આ આગળ થઇ,' 'રંગ છેરે ડ્રાઇવરને' .'મારી આગળ' 'આવજો' 'હુરીઓ' વગેરે પોકારો સાંભળ્યા હોય તો

તેમને પણ ઉમંગ થઈ જાય કે આપણે પણ કાંઈક બોલીએ.

કેટલાક રસીયા તો ડ્રાઇવરની સીકલ જોઈને કહી દેતા કે આ આવો છે કે તેવો છે અને ગાડી આગળ લઈ જશે કે પાછળ પડી જશે.

એક વખત મારે અને પંડિતજીને એ ગાડીમાં જવાનું થયું. અમે એ વખતે મુંબાઈ પરીક્ષા આપવા આવેલા અને મલાડમાં નથુભાઈ નારણદાસને ત્યાં ઉતરેલા. નથુભાઈ નારણદાસ પંડિતજીના કાકાના જજમાન થાય. તેમનો મરવારોડ પર સુંદર બંગલો હતો.

અમે બેઠા હતા બારી પાસે અને રસપૂર્વક ભાગ લેતા હતા એ સરતમાં. એવામાં પંડિતજીની નજર સામેની ગાડીમાં પડી. અમારી ગાડી માહીમ નજીક આવી પહોંચી હતી અને પેલી ગાડી પણ માહીમ પાસે આવી ગઈ હતી. બન્ને વચ્ચે છેટું હતું છતાં તે લગભગ સરખા વેગે દોડતી હતી. એક ગાડીમાંથી બીજી ગાડીમાં 'પેસેન્જર' ને જોઈ શકાય એમ હતું પણ ઘોંઘાટ એટલો હતો કે કોઈપણ જાતની વાતચીત એ બે ગાડીઓના મુસાફરો વચ્ચે થઈ શકે એમ ન હતું. મોટેથી ઘાંટો કાઢીને બોલે તો જેવું તેવું સંભળાય કે હાથના ચાળા ચસકા કરે તે દેખાય અથવા રૂમાલ ફરકાવે તે જોઈ શકાય. તે સિવાય બીજી કોઈ નવી રીત એ બે ગાડીઓના મુસાફરોને વાત કરવાને કોઈએ શોધી કાઢી નથી. આગળ ઉપર કોઈનું ભેજુ એ વિષયમાં ચાલી શકશે કે નહિ તે અત્યારથી કેમ કહી શકાય?

પંડિતજી એ રસાકસીમાં ભાગ લેતા લેતા એકદમ બોલી ઉઠયા: 'નટવર! એજ! એજ જો પેલી, એજ! એજ!

મેં એકદમ રહામી બાજુ નજર નાખીને પૂછયું 'શું એજ!'

'પેલી સામે છે તે.'

'કોણ?'

'એજ! એજ! તને કહ્યું હતુંને તેજ!'

સામી ગાડીમાં એક ચૌદ પંદર વરસની કુમારિકા બેઠી હતી. તેનું વદન શ્યામ હતું પણ ચહેરો ઘાટદાર હતો.

'પણ કાંઈ સંબંધ વગરજ એજ એજ કર્યા કરશો ?'

'અરે ઉભો રહે તો ખરો,'

અને પંડિતજીએ તેના તરફ જોઇને મ્હોં મલકાવ્યું, પેલી પણ હસી. પણ એ બધું ગૌડબંગાળ હું સમજું તે પહેલાં તો અમારી ગાડી માટુંગા વટાવી ગઇ હોવાથી આગળ ચાલી. સામી ગાડી દાદર સુધી 'ફાસ્ટ' હતી અને અમારી ગાડી એકદમ 'ચર્ચગેટ' જતી હતી.

સામેનો ચહેરો ન દેખાવાથી પંડિતજી બેઠા એટલે મેં તેમને પૂછ્યું કે પંડિતજી ! એ કોણ હતું ?

'તને મેં વાત કરી ન હતી ?'

'અરે ભલા માણસ ! તમારા જેવો કોઇ ભુલકણો નહિ. કોઇ બીજાને કહ્યું હશે અને મને વાત કરી એમ કયાં ઠોકી બેસાડો છો ?'

પંડિતજી જબરા ભુલકણા હતા. એનો મને ઘણીએ વખત અનુભવ મળી ચૂકેલો. એક વખત એમના હાથમાંજ અમરૂશતક હતું અને અમરૂશતક શોધવાને મારા મોટાભાઇની આખી 'લાયબ્રેરી' ઉથામી વળેલા. એવાં એવાં તો અનેક દષ્ટાંતો આપી શકાય એમ છે.

પંડિતજી તરતજ પોતાનું દાસ્તાન છૂટી ચોટલી રાખી હાવભાવ સાથે કહેવા મંડયા.

'નટવર ! ત્યારે તને એની ઓળખાણ મારે કરાવવી જોઇશે. મારા પ્રેમપુરાણનાં બે પાત્રો છે. એ અને હું. એનું નામ કાલિકાદેવી. હું અને એ એટલે તારા 'શેકસપીયર'નાં 'રોમિઓ' અને 'જુલીએટ' કાલિદાસનાં 'દુષ્યન્ત' ને 'શકુન્તલા,' અને પેલાં તું વખાણતો હતો તે 'બિલ્હણ' અને 'શશિકલા.' અમે એક-

બીજાને જોઈને મોહી પડેલાં પ્રેમપંથીઓ છીએ. અલબત, થોડા વખતમાં અમારી આશાની વેલ ફળશે, એમ લાગે છે.

'હવે મારૂં પુરાણ શરૂ કરૂં. પાત્રોનો ટુંકો પરિચય પૂરતો છે. એને પ્રેમપુરાણ કરતાં પ્રેમનાટક કહીશું તો વધારે બંધબેસતું આવશે. પુરાણના અધ્યાય કરતાં નાટકના અંક ઓછા હોય છે. ઘણુંખરૂં ત્રણ અને મારા પ્રેમનાટકના પણ ત્રણ અંક છે.

'એની શરૂઆત અમદાવાદમાં થાય છે. એક દહાડો ઉનાળામાં આપણે અગાસીમાં આનંદથી કેરીઓની મઝા ઉડાવી રહ્યા હતા. સેવક કાકાને ઘેર મહેમાન હતો. ઘરમાંથી જોઇએ ત્યારે અને મન ગમતી કેરીઓ ન મળે એટલે છાનામાના મેડે ચઢીને એક ખૂણામાં પાક નાખેલો તેમાંથી દિલ ચહાય તેમ કેરીઓ તફડાવતા અને ધીરે રહીને અગાસીમાં જઇ આડું અવળું જોતા જોતા ખાતા. સામા ઘરના છાપરા ઉપર કે આમ તેમ ગોટલા છોતરાં ફેંકી દેતા. એક દિવસ એજ રીતે અમારી પાછલી બાજુની અગાસી તરફ મેં ગોટલો ફેંક્યો પણ કોણ જાણે કેમ એ અગાસીમાં ન પડતાં નીચેની બારીમાં જઇને પડયો.

'પારધીએ ક્રૌંચને બાણ માર્યું અને આદિ કવિ વાલ્મિકીએ તે ઉપરથી રામાયણ જેવું મહાકાવ્ય રચ્યું તેજ મુજબ સેવકે ગોટલો ફેંક્યો અને તે આડોઅવળો પડતાં તેમાંથી આખુંએ પ્રેમપુરાણ —નહિ—પ્રેમનાટક રચાયું.

'ગોટલો પડતાં જ ધીરે રહીને બારીએથી એક ખીલતી કળી જેવી સુકુમાર કુમારિકાએ ડોકીયું કર્યું અને મીઠા મધ જેવા શબ્દો બોલી કે 'આ ગોટલો કયા ગધેડાએ અહીં ફેંક્યો ?'

'પ્રિયતમાના પહેલાં શબ્દોમાં મને 'ગધેડા' નો શિરપાવ મળ્યો હતો. એ પણ વિધિની વિચિત્રતાજને !

'અને પછી તો એની નજર મારા ઉપર પડી. કોણુ જાણે કેમ મારી નજર તેના ઉપર ઠરી જ ગઇ અને તે પણુ સ્તબ્ધ થઇને મારા સામુ જ જોઇ રહી.

'મેં ભૂલથી નાખ્યો' એમ કહી હું હસ્યો અને તે જોઇને એ પણુ હસી.

'એટલામાં અંદરથી બૂમ પડી 'કીકી! અજમો લાવ તો' અને એ લચેલી દેહલતિકા ત્યાંથી ઉપડી ગઇ. મારાં નયન અતૃપ્ત જ રહ્યાં.

'પછી તો રોજ અગાસીએ જઇને હું એ સ્નેહતીર્થે બેસતો અને ગોખમાં બિરાજેલા દેવનાં દર્શન કરવા માટે જેટલા ભક્તો આતુર નહિ હોય તેથી વધારે આતુર નયને બારી તરફ જોયા જ કરતો. કેટલીકવાર દર્શન લાધતાં પણુ પ્રત્યક્ષ વાત કરવાનો પ્રસંગ કદી પ્રાપ્ત થયો નહોતો.

એ વાતને થોડા મહિના થયા પછી બીજો પ્રસંગ ઉપસ્થિત થયો.

'પ્રથમ દર્શનના 'ગધેડા'.હવે માણુસ બન્યા હતા.

'વડોદરાની વાત છે. એક વખત હું મારા નાના કાકા સાથે જતો હતો. મારા હાથમાં છત્રી હતી. સુરસાગર ઉપર અમને પાંચ સાત કન્યાઓનું ટોળું સામું મળ્યું. એમાં એ હતી. એનાં ચંચળ નયન અને ઉચ્છૃંખલવૃત્તિ ઢાંકયાં ઢંકાય એવાં ન હતાં. કાંઇ ને કાંઇ અડપલું કરવાની એને ઇચ્છા થઇ આવી હોવી જોઇએ એમ મને જણાયું.

'મારી છત્રી ઝાલવાની ટેવ તો તું જાણે છે. છત્રીની ટોચ આગળ રહે ને હાથો પાછળ રહે. એણે પણુ ધીરે રહીને પોતાની છત્રીને એવી રીતે રાખી ને પાસે થઇને વટાતાં એની છત્રીનો હાથો મારી છત્રીના હાથામાં ભેરવી દીધો.

'પછી તો જોઇ લો મઝા! એક તાણે આમ ને બીજું

તાણે તેમ. પણ આખરે નાના કાકાની શરમે મેં તરત જ મારી છત્રી છોડાવી લીધી ને કહ્યું કે 'માફ કરજો.'

'એ અને એનું સખીમંડળ હસી પડયું એ જોઇને કાકાએ એવી રીતે છત્રી કદીએ ન પકડવાની મને ચાંપીને શિખામણ આપી.

'અમારા પ્રેમનાટકના ત્રીજા અંકનો પડદો પણ વડોદરામાંજ ઉપડે છે. એક વખત સેવક રાજમહાલરોડ તરફથી આવતો હતો અને સામેથી શ્રીમતીની સ્વારી પધારતી હતી. ન્યાયમંદિર પાસે બેઉનો ભેટો થઇ ગયો. દૂરથી એક બીજાને જોઇને અમારી 'મળી 'દૃષ્ટો દૃષ્ટ' જેમ નવીનચંદ્ર અને કુમુદની મળી હતી તેમ.

'પણ અમે બેઉ નજીક આવીએ તે દરમિઆન પૃથ્વી મારા પગ નીચેથી સરી જતી હોય એમ મને લાગ્યું અને હું ધબ્બાક દઇને પડયો. ભોગજોગે મારૂ માથુ શ્રીમતીએ પકડી લીધું, નહિ તો જોવા જેવો વખત આવત. આખુંએ માથુ રંગાઇ જાત અને હૉસ્પીટલમાં પડી રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થાત. પણ ધન્ય છે શ્રીમતીને ! તેણે તરત જ લોકલાજ ઘરેણે મૂકીને અજબ શૌર્ય દાખવ્યુ. સેવક પરણતા પહેલાં જ પગે પડયો કે 'હે દેવી! शरणागतोऽस्मि ! पाहि माम् ।'

'પ્રિયતમાનાં એ તૃતિય દર્શન.

'તપાસ કરી તો પગ નીચે કમબખત કેળાનું છોતરૂં આવી ગયું હતું અને તેના પર પગ પડતાં આ અકસ્માત થઇ ગયેલો. પ્રભુ ખોટામાંથી સારૂ પરિણામ લાવે છે તેનો મને સાક્ષાત અનુભવ ત્યાં થયો. એ અકસ્માતનો મારે આભાર માનવો જોઇએ કે તેણે અને પ્રિયતમા સાથે પ્રત્યક્ષ વાર્તાલાપ કરવાની સંધિ પ્રાપ્ત કરી દીધી. અમદાવાદમાં જે છૂટ ન મળી શકી તે વડોદરામાં પ્રાપ્ત થઇ અને તે પણ પેલા અકસ્માતના પ્રતાપે. તેણે શ્રીમતીની જીભ મારી સાથે વાર્તાલાપ કરવા પૂરતી છૂટી કરી દીધી હતી,

અને મારા સ્વાસ્થ્યના બ્હાને તે પ્રથમ પ્રશ્ન પૂછી શકી હતી.

'અને હવે નટવર! મારૂં માનવું છે કે અમારાં આ સંપૂર્ણ સ્નેહલગ્નમાં પિતાજી સંમતિ આપી આભારી કરશે જ. વખત આવે ત્યારે તારે અમારે પડખે ઉભવું પડશે.'

આ વાત થયા પછી થોડા વખતમાં પંડિતજીનાં લગ્ન કાલિકાદેવી સાથે કરવામાં આવ્યાં. એ વાત જાણીને મને ઘણો આનંદ થયો. અલબત, એ લગ્ન ગોઠવવામાં કોનો હાથ હતો તે તપાસ કરવા હું ઘણું યે મથ્યો પણ બરાબર પત્તો મેળવી નથી શક્યો એટલે કાં તો પંડિતજીનું નસીબ ચઢીઆતું કે પછી કાલિકાદેવીની ગોરમાનો પ્રતાપ વધારે. જે હોય તે ખરૂં પણ આખરે એ પરણ્યાં એટલે આપણને સંતોષ થયો.



## શ્વાન ભાષા વિશારદ

દરેક મહાપુરૂષને હોય છે તેમ પંડિતજીને પણ કુતરાનો ભારે શોખ હતો. કાઠિયાવાડના એક રાજાએ પોતાના માનીતા કુતરા તથા કુતરીને પરણાવવા પાછળ હજારો રૂપીઆનો ધુમાડો કર્યો હતો, એટલે સુધી એમનો શોખ વધ્યો હતો કે કેમ તે તો હું નથી કહી શકતો, કારણ કે પંડિતજી પાસે એટલો પૈસો ન હતો અને એવો પ્રસંગ પ્રાપ્ત થયો ન હતો, નહિતર પ્રસંગ આવ્યે પંડિતજી શું કરશે અને શું નહિ કરે તે કહી શકવા કે કથી શકવા અખિલ બ્રહ્માંડમાં એક એ શ્રી હરિ સિવાય કોઇ સમર્થ નથી, તો મારૂં તે શું ગજુ?

ગમે તેવું ભસતુ કૂતરૂ હોય તોયે એ ઠંડે કલેજે ચાલ્યા જાય. એક વખત અમે મારા એક દૂરના સગાને ઘેર ગયેલા, ત્યાં એક કૂતરાને પંડિતજીએ એકદમ ઉપાડીને હાથમાં લીધો પણ તે તો એવો હરામખોર નીકળ્યો કે પંડિતજીની પદવી પીછાણ્યા સિવાય

એકદમ શ્વાનભાષામાં એમની આલબોલાદ ધોવા લાગ્યો. પંડિતજી જરાય ગભરાય એવા ન હતા. એમણે પણ એનો એવીજ રીતે સચોટ જવાબ વાળ્યો. પેલો પણ સમજી ગયો કે આ વળી મારી ભાષા જાણનાર કોઈ મોટો વિશારદ છે એટલે તરતજ તેણે પંડિતજીનું તેમની પદવી પ્રમાણે સ્વાગત કર્યું અને બે પગો વચ્ચે પૂંછડી દબાવી અતિ વિનયથી આગલા બે પગ લંબાવી તેમાં માથું દાબી પંડિતજીને સાષ્ટાંગ પ્રણામ કર્યા. હું તો આ બધું ગૌડબંગાળ સમજી ન શકયો પણ મને લાગ્યું ખરૂં કે પંડિતજી કોઇ પ્રચણ્ડ શ્વાનભાષાશાસ્ત્રવિશારદ છે!

પોતાનો વિજય જોઇ પંડિતજી પરમ પ્રસન્ન થયા, અને તેમના ન્હાનપણાનો, તેમજ એમને એ શાસ્ત્ર કેમ શીખવું પડયું તે પ્રસંગ દાખવતો ઇતિહાસ મને કથ્યો.

'નટવર, વાત એમ બની કે એક વખત હું મારી ફોઇ સાથે છગનકાકાને ત્યાં ગયો હતો. એમના આંગણામાં એક નહિ પણ અનેક કૂતરાં ફરતાં હતાં, એમનું ઘર એટલે કૂતરાંનો અખાડો. પૂછીએ તો કહે કે કૂતરાં તો પુણ્યવાન પ્રાણી છે. મહારાજા યુધિષ્ટીર પણ એમને સદેહે સ્વર્ગમાં લઇ જવા તૈયાર થયેલા. છગનકાકાના કેટલાક કૂતરા તો ઘણા ભયંકર. ચોરને પણ બે ચાર કૂતરાયે તો નસાડી મૂકેલા અને લોહીલુહાણ પણ કરેલા.

'અમને જોઇને બે ચાર કૂતરા અમારૂં સ્વાગત કરવા મંડી પડયા, પણ તેમના શબ્દો ફોઇબા નહિ સમજ્યાં એટલે ગભરાયાં ને 'ઓ મારા બાપરે!' કહીને મારા દાદાને બોલાવ્યા. દાદા ન આવ્યા તેથી કે કોણ જાણે કેમ પણ એ તો મુઠીયો વાળીને ભયરે નાઠાં. આગળ ફોઇબા ને પાછળ બે ત્રણ કૂતરાં, અને પછી છગનકાકા. એમણે કૂતરાંઓને બોલાવ્યાં કે ડાહ્યાં ડમરાં થઇને આવ્યાં. ફોઇબા ઉભાં રહ્યાં ને બોળે બોળે બ્હીતા

ખડીતાં આવ્યાં. એમની રેશમી સાડી બે ચાર જગ્યાએથી ફાટી હતી અને હાંફ તો માતો ન હતો. એમણે કૂતરાંની આલઔલાદ પોષ અને છગનકાકાને ય શાલપામરી ઓઢાડી. હું તો ઠંડે કલેજે પેલા ધુરકતા નામદારો પાસે ગયો, માથે હાથ ફેરવ્યો અને તને જાણીને નવાઈ લાગશે નટવર! કે એમનો પ્રકોપ તરત જ શાન્ત થઈ ગયો.'

'ત્યારે તો નાનપણાથી જ આ ભાષા તમને આવડતી હશે?' મેં પૂછ્યું.

'ધીરેધીરે મેં એનો અભ્યાસ કરેલો અને તેમનું જાતજાતનું બોલવું, જુદા જુદા હાવભાવ, ચાલચલણ અને રીત રીવાજ પરથી બારીક અવલોકન કરી ધ્યાન રાખતાં હું ઠીક પ્રગતિ કરી શકયો. અલબત, એમની ભાષા ગૂઢ છે છતાં બાલ્યાવસ્થામાં છે. આખુંયે શ્વાનસાહિત્ય કંઠસ્થ છે. હજી એમની ભાષામાં પ્રખર વિદ્વાનો નથી પાકયા. આપણા સાહિત્યકો જો ધ્યાન આપે તો તેમના માટે એ સાહિત્યમાં વિશાળ ક્ષેત્ર છે. શ્વાન સાક્ષરો આપણા સાક્ષરો જેવા પ્રમાદી અને મત્સરગ્રસ્ત નથી તેમજ ગાલીપ્રદાન શાસ્ત્રમાં પ્રવીણ નથી, એટલે ઉગતાંને માટે પ્રકાશવાનું યે પુરતું સ્થાન છે.'

પાછા ફરતાં રસ્તામાં પંડિતજીને ક્ષુધાદેવીએ પીડવાથી એની શાન્તિ માટે એકાદ ક્ષુધા શાંતિગૃહમાં જઈ ચહાની આરાધના કરવાનો મને આગ્રહ કર્યો, પણ મેં તો ચહાનો શતવિધ બાહિષ્કાર કર્યો હોવાથી તેમની સાથે જવા પુરતી જ હા પાડી. તેઓ કેટલા ઘુંટડા ભરીને ચહાનો પ્યાલો ખલાસ કરતા તે ગણવાનું આવે વખતે મારે માથે આવતું, અને એ વિષયની એક કુશળ ગણિતશાસ્ત્રીને છાજે એવી રીતે મેં ગણત્રી કરી હતી કે સરેરાશ ત્રણ ઘુંટડાથી પંડિતજી ચહાનો આખો યે પ્યાલો ગટગટાવી જતા. પંડિતજી તો કહેતા કે 'ચહા તો ભૂમંડળ પરનું

અમૃત છે! નટવર!'

પંડિતજીએ ચહા અને કાંઇક ખાવાનું મંગાવ્યું એ આવે ત્યાં સુધી અમે બેઠા બેઠા લાખ લાખની હાંકતા હતા એવામાં હોટેલ વાળાનો કુતરો અમારી પાસે આવ્યો. પંડિતજીએ કુતરાને જોયો પછી તો પૂછવુંજ શું ? તેમણે કુતરાની ખાસ બિસ્કીટ આવે છે તે મગાવીને એને નાખી ને માથે હાથ ફેરવવા માંડયો. એક વખત હાથ ફરતાંજ કુતરાએ શ્વાન ભાષામાં કાંઇક કહ્યું. એ વિષયમાં હું નિષ્ણાત નહિ એટલે શું કહી શકું કે એ શું બોલ્યો અને શું નહિ! એ વિષયમાં મારૂં પ્રાવીણ્ય હોત તો એ અમર શબ્દોથી આ પૃષ્ટોને વંચિત રાખતજ નહિ.

થોડીવારમાં ફરીથી કુતરો કંઇક મોટેથી બોલ્યો અને પંડિતજીએ તેને જવાબ આપ્યો અને પોતાનો હાથ એના શરીર પર ફેરવવા સારૂ મૂકયો.

એકાદ મીનીટમાંજ કુતરાઓ કુદીને ભયંકર અવાજ કર્યો તે સંભળાયો અને પંડિતજી ડાબે હાથે પ્યાલો ઉપાડી કુતરાના માથામાં મારતા હતા એ અનુપમ દૃશ્ય મારી દૃષ્ટિએ પડયું.

બીજી મીનીટને અંતે પંડિતજીના જમણા હાથની ત્રણ આંગળીઓ લોહીલુહાણ થઇ ગયેલી મેં જોઇ.

ચહાવાળો તરતજ દોડી આવ્યો અને પૂછયાગાછયા વિના પંડિતજીને તેમના આ પ્રશંશનીય કાર્ય બદલ પોતાની બધીયે અક્કલ ખર્ચીને ઉપાલંભ આપ્યો અને પૈસા લેતી વખતે પેલા માલવિનાના પ્યાલાની કિંમત પણ વસૂલ કરી.

પંડિતજીની આંગળીઓનો ઘા મટાડવા દાકતરને બીલ ભરવુ પડશે તે ઉલટું ચહાવાળાએ પોતાના કુતરાની બેવકુફી અને બદનક્ષી ભરી ચાલ માટે આપવાનું તો બાજુએ રહ્યું પણ ચોર કોટવાળને દંડે તેમ પંડિતજી પાસે પ્યાલાની કિંમત કેમ લીધી એ વિચારમાં હું ચાલતો હતો ત્યાં એ વિચાર

પરંપરાનો ભંગ કરતાં પંડિતજીએ કહ્યું: 'નટવર, એ કૂતરા જેવો બ્રહ્મનિષ્ઠ બીજો કોઇ કૂતરો મેં નથી જોયો. પંડિતોને મારા અને તારાનો ભેદ કદી નથી હોતો એ વાતનું પ્રતિપાદન કરવાને અમારે આ ભાંજગડ થઇ હતી. તમારૂં લોહી તે મારૂં લોહી એમ કહી તેની પરીક્ષા લેવા કાજે મારા આંગળામાં તેની પ્રચણ્ડ દંષ્ટ્રાવડે લોહી કાઢ્યુ પણ હું બ્રહ્મપદમાં પારંગત નહિ તેથી મને જરાક ગુસ્સો આવી ગયો અને મેં ઉલટો પ્યાલો ભાગી નાખ્યો તેથી તેના પ્રાયશ્ચિત રૂપે એની કિંમત ભરી આપી. હવે મારે મારા ક્રોધનું દમન કરતાં શીખવું જોઇએ.'

પંડિતજી તે વખતે દ્વૈત અને બ્રહ્મ સંબંધી પુસ્તકોનું પારાયણ કરતા હતા એટલે આખો દિવસ ને રાત એમને બ્રહ્મના જ વિચાર અને બ્રહ્મનાં જ સ્વપ્નાં આવતાં હતાં તેથી એની અસરથીજ આ બોલ્યા હશે એમ મારૂં માનવું હતું. પછી એમના મનની વાત તો એ જાણે.



## ચૉકઠનો નવ્વો

'નટવર! પેલા ચંદુલાલનાં લગન નજીક આવ્યાં.' પંડિતજીએ એક દિવસે મને કહ્યું.

'કયે દહાડે' મેં પૂછ્યું.

'આ સાતમે. કાંઇ ગયા સિવાય છૂટકો છે!' પંડિતજીએ જવાબ આપ્યો.

'જવુંજ જોઇએ. એ બહાને સુરત જોવાશે..'

અમે તરત જ સુરત જવાનું નક્કી કર્યું ચંદુલાલ અમારો જીવજાન દોસ્ત. એના લગનમાં ન જઇએ તો કોના લગનમાં જઇએ!

વખતસર અમે સુરત જઇ પહોંચ્યા. એટલામાં રાંદેરથી મારા કાકાનો કાગળ આવ્યો કે આટલે સુધી આવ્યો છે ત્યારે

મને જરૂર મળી જજે એટલે મારે તેમને મળવા જવાનું હતું, તેથી બ્રાહ્મણોની પંક્તિ બેઠી તે સમયે મને એક બાજુ જમવા બેસાડી દીધો હતો.

પંડિતજીની જીભ અત્યંત સ્વાદપ્રિય હતી. થર્મોમિટરથી જેમ તાવ માપી શકાય છે તેમ તેમની જીભથી સ્વાદ માપી શકાતો. એમનો ખોરાક પણ નજીવો હતોઃ પોણો રતલ વાલની દાળ, અઢી દડીઆ કઢી, દોઢ ડઝન પુરી, ત્રણ દડીઆ ભરીને શીંખડ ને એના પ્રમાણમાં શાકભાજી એટલી નજીવી આહુતિ કર્મકાંડી બ્રાહ્મણ જેમ પ્રજ્વલિત અગ્નિમાં હોમે તેમ પંડિતજીએ પોતાના વિશાળ મુખમાં ધીરે ધીરે અર્પી.

ઉનાળાના દિવસ હતા અને પંડિતજી ભીંતને અઢેલીને બેઠેલા હતા. લગભગ ખાઇ રહ્યા જેવા હોવાથી પવનની લ્હેર આવવાથી તેઓ ભીંતે અઢેલ્યા અને જરા વારમાં નિદિધ્યાસન લેવા મંડી ગયા. મને તેમણે ઘણીવાર કહેલું કે 'નટવર! જ્યારે હું આંખ મીંચીને સર્વે ઈંદ્રિયોને નિયમમાં રાખીને મનનો હૃદયમાં નિરોધ કરીને ધીમે ધીમે શ્વાસ લઇને શાન્ત બેસી રહું ત્યારે હું પ્રાણાયમ કરૂં છું એમ તારે જાણવું', પણ મને એમાં શંકા રહેતી હતી કે પંડિતજી આમ પ્રાણાયમ કરતી વખતે કોઇ કોઇ વખત બાગળ પરની કાછિયણના તાજવાની માફક જમીને માથું કેમ અડાડી દેતા હશે? મને તો એમના એ પ્રાણાયમ નિદિધ્યાસન જેવા લાગ્યા. એટલે મેં એને નિદિધ્યાસન નામ આપવાનું ઉચિત ધાર્યું હતું.

માણસને ઊંઘમાં સ્વપ્ન આવે છે, તે તો જાણે ઠીક, પણ પંડિતજીને તો દિવાસ્વપ્ન, ધોળે દહાડે અને વળી જાગતાંજ સ્વપ્ન આવતાં એટલે નિદિધ્યાસન જેવા વખતે એમને સ્વપ્ન આવે તેમાં નવાઇ શી?

એમના હાથમાં અરધી ખાધેલી પુરી હતી અને એ બે ત્રણ

વખત ધરતીને નમસ્કાર કરી પાછા ભીંતને અઢેલીને બેઠા હતા. એટલામાં એક જણ 'શ્રીખંડ શ્રીખંડ તમારેએ એ–' કરતો આવી પહોંચ્યો એટલે તેઓ એકદમ સફાળા ટટાર થઇ ગયા, અને હાથમાંની પુરી પાસેના શ્રીગોડ માળવી બ્રાહ્મણના પત્રાળામાં નાખતાં મોટેથી બોલી ઉઠયા: 'એ લ્યો ચંદુલાલ! આ ચૉકટનો નવ્વો, બોલો હું નેપોલિયન' અને ત્યારે જ મને સમજણ પડી કે પંડિતજી તો સ્વપ્નમાં નેપોલિયનની રમતમાં પડેલા અને રમતમાં જ આ ચૉકટનો નવ્વો ઉતરેલા.

પણ પેલી પુરી કેવી જંગલી? તદન અભણ! સુરત શહેરની ગટરો સુધરી પણ પુરી નહિ સુધરેલી તે આબાદ પેલા શ્રીગોડ માળવી બ્રાહ્મણના ભાજમાં જ જઇને પડી એટલે એ બ્રાહ્મણ તો રાતો ને પીળો થઇ ગયો. એણે તો તડુકીને ડોળા કાઢીને મોટે સાદે સંસ્કૃત ભાષામાં પંડિતજીની આલ ઓલાદ ધોઇ નાખી. આખી પંક્તિ ખાવાનું ભૂલી ગઇ અને ખડખડાટ હસવા લાગી. હસતાં હસતાં કોઇના મોંમાંથી કોળિયા પડી ગયા અને કોઇને ખૂબ હસીને પેટમાં દુખાવો શરૂ થયો. પંડિતજી પણ શું કરવું તે ન સમજાયાથી પેટે હાથ ફેરવી જાણે કાંઇ જ ન બન્યું હોય તેમ મારી સાથે વાતે વળગ્યા–'અને નટવર, શંકરાચાર્યના સિદ્ધાંતની સાથે શેકસપીયરના સિદ્ધાંતો પણ મળતા આવે છે. મેં તેનું શોધન કર્યું છે અને થોડા સમયમાં જ હું તેનું પંડિતોમાં પ્રતિપાદન કરવાનો છું. આર્યાવર્તના વિદ્વાન મંડળની તે વખતે જોવા જેવી સ્થિતિ થઇ જશે.'

પણ ત્યાર પછી જ્યારે જ્યારે અમે સુરત જતા અને જમવા બેસતા ત્યારે ત્યારે કોઇ ને કોઇ પુરીને બદલે અમારી પાસે આવીને બોલી જતું કે 'લ્યો ચૉકટનો નવ્વો ઓ...ઓ.'

એ વખતે પંડિતજીની આકૃતિમાં વિલક્ષણ વિકૃતિ થઇ જતી અને મને તે વખતે એમના અને ઉરાંગ ઉટાંગના મોઢામાં ભાગ્યે જ

સામ્ય જણાતું.



## ચકુમની નાત

પંડિતજીના પિતાજી અસાર સંસારમાં કોઇ અમર નથી એ કાલાતીત નિયમના અપવાદ રૂપ ન થવાની ઇચ્છાથી કે કોણ જાણે કેમ મરણ પામ્યા. તેમના મોટાભાઇ પણ પરવાર્યા હતા એટલે હવે પંડિતજીને પિતાની પાછળ ઉજવણી કરવાનો શુભ અવસર આવ્યો હતો. 'બાપનું બારમુ ને સ્રીની અઘરણી' એ બે વારે વારે આવતાં નથી. એ વખતે જેટલું કરાય તેટલું કરી લેવું અને નચાય તેટલું નાચી લેવું એવી સાધારણ લોકની માન્યતા હોય છે.

સ્વર્ગ પ્રત્યે પંડિતજીને કંટાળો હતો. સ્વર્ગ એટલે વિહાર-નું સ્થાન એવી પંડિતજીની માન્યતા હતી. કોઇપણ માણસ મરણ પામે તો તેને માટે એમ બોલવું કે ફલાણા ભાઇ સ્વર્ગે ગયા, એ મહાપાપ છે એમ અનેક દાખલા અને દલીલોથી પંડિતજીએ પ્રતિપાદન કર્યું હતું અને મને સમજાવ્યું હતું. એમ ન કરે તો પછી એ પંડિત શાના?

એમની દલીલો પણ એમના જેવા જ ભેજામાંથી નીકળે એવી હતી. અલબત, એના ઉપર મેં અનેક પ્રયત્ન કર્યા પણ ટીકા કરવા જેવું એક પણ ગાબડું જડયુ નહિ. દુશ્મનના કિલ્લામાં જરા જેવું નબળુ સ્થાન જડે તો તેના ઉપર પ્રહાર કરતાં કોઇ અટકે નહિ. પણ જ્યાં કામ સંગીન હોય ત્યાં લોખંડ-ની સંગીન પણ નકામી પડે છે તેમ મારી દલીલોયે નિરૂપયોગી અને નકામી થઇ ગઇ હતી.

એમનું કહેવું એવું હતું કે સ્વર્ગમાં પ્રેમ છે જ નહિ. જેને પ્રેમ કહી શકાય એવી એક પણ વસ્તુ સ્વર્ગમાં નથી. સ્વગ

એટલે વિહારનું સ્થાન અને તેયે સ્વચ્છંદ વિહાર. પુણ્ય હોય ત્યાં સુધી તમે ત્યાં ટકો અને પછી પડો પાછા પૃથ્વી પર. એમનાં અમર શબ્દો હજીયે મારા કાનમાં ગુંજે છે:

'નટવર, અને એ વિહાર પણ કોની સાથે? અપ્સરાઓ સાથે? ખરુંને? વાહ! શું મૂર્ખ લોકો છે! એની એ અપ્સરાઓ, એમની સાથે અનેક જણે વિહાર કર્યા, એ દેવોને વરી, માનવોને વરી, મુનિઓને ભ્રષ્ટ કર્યા છતાં આપણે એના વિહારને વાંછીએ! શી મૂર્ખતાની પરિસીમા!'

અને એમના શબ્દોમાં મને પણ કાંઇક ને કાંઇક વજુદ લાગતું. એક વખત ભૂલેચુકે હું બોલી ગયેલો કે પંડિતજીના પિતાજી સ્વર્ગે ગયા અને નસીબ જોગે પંડિતજીના કાન એ એ સાંભળવાના ગુન્હેગાર થયા: પછી જોઇ લો એમનો વાક્ પ્રવાહ! વિસુવિયસ કે એટનાનો જ્વાળામુખી ફાટે અને તેમાંથી 'ધગધગતો લાવા' બહાર પડે તેમ પંડિતજીનું મુખ ફાટયું અને તેમાંથી પ્રખર વાક્પ્રવાહ પચણ્ડ વેગે બહાર પડવા લાગ્યો. અનેક દલીલો અને અનેક પિષ્ટપેષણોથી એમની એની એ ફીલોસૉફી તેમણે ફરીથી મારા મગજમાં ઠસાવવા સફળ પ્રયત્ન કર્યો.

બાપનું બારમું કર્યા સિવાય ચાલે એમ ન હતું એટલે પંડિતજીએ એ વિષે મારી સલાહ લેવા માંડી.

'નટવર, નાત તો કરવી પડશે.' તેઓ બોલ્યા.

'હાસ્તો! કાંઇ છૂટકો થાય.' મેં કહ્યું.

'શું કરીશું? એવું કરીએ કે આપણું નામ સૌને યાદ રહી જાય.'

'હાસ્તો, પણ શું કરશો?'

'જે થાય તે ખરું. ઝાઝા પૈસા ખરચવા વિચાર નથી.'

'ત્યારે એક રસ્તો બતાવું. છે હિંમત?

'કહે તો હિમાલય ડોલાવુ કે પછી નર્મદા ઉલટાવું.'

'નારે! એટલું બધું નહિ પણ પછી મારી સલાહથી ખરાબી થાય તો બૂમ ન મારશો. કાં તો આ પાર કે પેલે પાર.'

'ભલે! આપણે તો કોઇ પણ ભોગે નામ કાઢવું છે.'

'સારૂ કે ખોટુ?'

'એમાંથી એક.'

'તો લાડુ કે શીખંડ પુરી, બાસુદી કે દૂધપાક અથવા પાંચ પકવાન કરો તોયે તમારા બાપને કાંઇજ પહોંચવાનું નથી. નાહકનું જે હશે તે લોક ખાઇ જશે અને નામ તો નીકળે કે નયે નિકળે. રસોઇયા ઉપર તેનો આધાર રહ્યો.'

'ખરી વાત નટવર, પૈસા ખર્ચો પણ બરાને માથે પાણી ફેરવવું હોય તો તે રસોઇયા કરે ખરા.'

'પણ આપણે બીજો રસ્તો લઇએ. નવી રીતની નાત કરીએ.'

'શું જમણ કરીશું?'

'ભલે કે બૂરે નામ કાઢવું હોય તો કરો રોટલા.'

'શું? રોટલા!'

'હા રોટલા ને છાશ.'

'નટવર, એ નાત નવાઇની તો ખરી. રોટલા તે ચક્રમ્ અને છાશ તે તક્રમ. કોઇ પૂછે તો ચક્રમ્ ને તક્રમ્‌ની નાત કરી એમ કહેવાય પણ ખરૂં.'

'ભલે ત્યારે. થવા દો. પણ હિંમત જોઇએ.'

'આપણે તો નામ કાઢવું છે. આમ કે તેમ.'

અને અમે ડંકે કલજે તૈયારી કરવા માંડી. 'તક્રમ્' ની વ્યવસ્થા મેં ઉપાડી લીધી. કપુરીના પોચા પટેલ, મોજલપુરના મગનભાઇ, શિવાજીપુરાના પેથાભાઇ ને જેસંગપુરાના વાઘજીભાઈ વગેરેને છાશને માટે કહેવરાવી દીધું.

પંડિતજીને હાથ 'ચક્રમ'ની ગોઠવણ કરવાનું હતું. શ્રીમતિ

કાલિકાદેવી અને એમના સખીમણ્ડળે એ કામ ગુપ્ત રીતે ધમ-ધોકાર પાર પાડવાની પુરતી ખાત્રી આપી હતી.

પંડિતજીની નાતના નાના મોટા અનેક જણ સાથે મારે સારૂ હતું એટલે સામ દામ અને ભેદથી તેમને પંડિતજીનો એ અવસર પાર પાડવા મેં સફળ આગ્રહ કર્યો.

ધીરે ધીરે નાતનો દિવસ પાસે આવ્યો. બધી તૈયારીઓ થઇ ગઇ. નોતરાં દેવાયાં, અનેક ઉત્સાહથી લોક જમવા પધાર્યાં.

પંડિતજીની નાતનો સવિસ્તાર હેવાલ એમની જ નાતના એક ઉગતા લેખકે મને લખી આપેલો તેજ અત્રે આપી દઉં છું:

'અનેરા ઉત્સાહથી સુંદર રેશમી વસ્ત્રો અને બહુમૂલ્ય આભૂષણો સજી સજ્જનો અને સન્નારીઓ બાલગોપાલ સહિત પધાર્યાં હતાં. બાલમંડળ અને સુંદરીસંઘના આનંદનો પાર નહોતો. છેલ્લી ઘડી સુધી શી રસોઇ થઇ હતી તેની નાતને ખબર પડી નહતી.

'પંગત પડી. પતરાળાં પડીઆ પીરસાયાં અને પછી તો પંડિતજીની પલટણ છૂટી અને એકાદ શાક, બાજરાનો રોટલો અને છાશ પીરસ્યાં. બધુ પીરસાઇ રહ્યા પછી હર હર મહાદેવ થાય તે પહેલાં જ પંડિતજીએ નાત આગળ જઇને પોતાનું પ્રવચન શરૂ કર્યું તેનો જરૂરી ભાગ નીચે પ્રમાણે હતો—

'આજકાલ માણસો અનેક રોગના ભોગ થઇ પડે છે અને દાક્તરોની એ તાજી ફરીયાદ છે કે અનેક રોગની ઉત્પતિ અજીર્ણમાંથી થાય છે. અજીર્ણ એ અનેક ભયંકર રોગનું જનન સ્થાન છે. અકરાંતિયા થઇને વધારે ખાવું એ અજીર્ણનું ઉત્પત્તિ સ્થાન છે. માણસો સ્વાદિષ્ટ અને ભારે ભોજન હંમેશાં ખુબ ખાય છે. હવે મારા જેવા સમાજસેવક અને જ્ઞાતિહિતૈષિની ફરજ છે કે આપ સર્વેના આરોગ્યનું સંરક્ષણ કરવું. તમે ભારે

ભોજન જમો, તમને અજીર્ણ થાય અને દાક્તરને નાહકના પૈસા આપો તો આપણી જ્ઞાતિના ધનનો કેટલો બધો અપવ્યય થાય? સમાજમાંથી પૈસો આ રીતે ચાલ્યો જાય છે અને આર્થિક આપત્તિ આવીને ઉભી રહે છે. એ આપત્તિ ટાળવા માટે જ મેં આરોગ્યશાસ્ત્રને અનુસરીને ચક્રમ્ કરાવેલ છે. વિલાયતના વડા વિદ્વાનો પણ તક્રને જીવન લંબાવનાર સંજીવિની માની તેના ઉપર ફીદા ફીદા થઇ ગયા છે એટલે આપને માટે મેં તાજી તક્રની સવડ કરી છે. વડોદરા શહેરમાં તક્રના ભાવ ઘણા ઉંચા હોવા છતાં તેમાંયે આજવાના મહાતળાવના જળની મેળવણી ઘણા જ મોટા પ્રમાણમાં કરવામાં આવતી હોવાથી ઉંચી જાતની તક્ર વસુનો વ્યય કર્યા છતાં મળતી નથી એ જોઇને આપને માટે ખાસ બહારગામથી કાલે રાત્રે તક્ર તૈયાર કરાવી મંગાવેલી છે. આ ચક્રમ્ અને તક્રમ્ ખાવાથી મારી ખાત્રી છે કે આપ સંતોષ પામશો કારણ કે માણસને જીવવાને માટે ખાવાનું છે કંઇ ખાવાને માટે માણસ જીવતો નથી. આવો સુંદર અને બળદાયક ખોરાક બીજા કોઇએ પીરસ્યો હોય એવું મારી જાણમાં નથી. મુખવાસને માટે લોકો નાગરવેલનાં પાન ખાય છે પણ તેયે આરોગ્યશાસ્ત્રથી વિરૂદ્ધ છે. નાગરવેલનાં પાન ખાધાથી મોઢું અને દાત બગડીને સડી જાય છે એવાં અનેક નિષ્ણાતોનાં પ્રમાણપત્રો છે તેથી આપને માટે નિરોગી નિમ્બતરૂનાં પાન મુખવાસાર્થે તૈયાર રાખેલ છે. એ લીધાથી આપની રૂચિ વધશે અને પાચન ક્રિયામાં ઘણો જ સુધારો થશે. આજકાલ નાત કરવા પાછળ આપણા લોકો હજારો રૂપીઆનો ધુમાડો કરે છે તેને બદલે આ દાખલાનું અનુકરણ કરે તો મારી સંપૂર્ણ ખાત્રી છે કે જ્ઞાતિની ઉન્નતિ ઘણા જ થોડા સમયમાં થયા સિવાય નહિ રહે.'

અને પંડિતજીની વાત ખરી હતી એમ મારે કહેવું જોઇએ.

અમારી પાટીદારની નાત જો આનું અનુકરણ કરે તો તેમનો બેડો પાર જ થઇ જાય.

પંડિતજીનું પ્રવચન પંદરેક મીનીટ ચાલ્યું તે દરમિઆન અનેક ફારસો થયેલાં તેની થોડી ઘણી ખબર મને પાછળથી મળેલી. કેટલાંક છોકરાં 'મા! મને બાઉ' કરીને લાડવા માટે માગણી કરતાં હતાં. કેટલીક સ્ત્રીઓ 'અલી, આ સાડી મેં નાત હોવાથી કાલે લેવરાવી અને નાત તો આવી નીકળી.' 'અલી બા! મેં તો કાલનો અપવાસ કર્યો હતો. અને રોટલા ને છાશ ખાવાનાં આવ્યાં.' વગેરે વાતો કરતી હતી અને કેટલાક યુવાનો પંડિતજીની ઠેકડી કરતા હતા. કોઇ કોઇ તો પંડિતજીને નાત બહાર મૂકવાની વાત પણ કરતું હતું.

પીરસણીઆ પીરસતા જાય ને બોલતા જાય 'ચક્રમ્ તમારે' 'તક્રમ્ તમારે'

પંડિતજીને નાત બહાર મૂકવાની કોઇની હિંમત ન ચાલી કારણ કે મારો સ્નેહી વર્ગ એમના પક્ષમાં થઇ ગયો હતો. તેમની દલીલ એ હતી કે પંડિતજીએ એમ ક્યાં કહ્યું હતું કે હું અમુક સારૂં જમણ કરીશ. એમને નાત કરવી હતી તે કરી. સૌને જમાડયા. ઓછા જ જમાડયા સિવાય પાછા કાઢયા છે? નાતનો કયાં એવો ધારો છે કે લાડવાની કે શીરાપુરીની કે અમુક જ નાત કરવી. રોટલા ને છાશની નાત કેમ ન થાય? એમાં શો વાંધો આવી ગયો? ઘેર ખવાય અને પરઘેર કે નાતમાં કેમ ન ખવાય?

અને એ દલીલો સામે કોઇ ટકી શકતું નહિ. ગમે તેમ પણ પંડિતજીનું નામ નીકળ્યું ખરૂં. સારૂં કે માઠું.



# ઘેરે ઢોકળાં !

જેવી જેની પ્રકૃતિ, કોઇને શિયાળો પસંદ હોય છે તો કોઇને ચોમાસું, પંડિતજીને ઉનાળો પસંદ હતો, ઉનાળામાં એ ઘણા ખીલતા. મને એમણે વસંત તથા ગ્રીષ્મનો મહિમા ઘણોજ સમજાવેલ. અલબત, કોઇ કોઇ વખત એ મારી પાસે એવા વિષયો ઉપર પ્રવચન કરતા ત્યારે હું સારી જેવી ઊંઘ ખેંચી કાઢતો, પણ પંડિતજીને એમાં જરાય ખોટું લાગતું નહિં, કારણ કે મેં કહી રાખ્યું હતું કે જ્યારે હુ મ્હોં નીચું રાખી હાથપર માથુ ટેકવી આંખ બંધ કરી કાન ખુલ્લા રાખી અંગ મરડું ત્યારે તમારે સમજવું કે હું તમારા પ્રવચનનું અંતઃકરણપૂર્વક મનન કરૂં છું.

નસીબ અજમાવવા પંડિતજી મુંબાઇ આવ્યા હતા અને મારી સાથે મલાડ રહેતા હતા.

એક વખત હું અને પંડિતજી મલાડથી ચર્ચગેટ જવા નીકળ્યા. ઊનાળાનો દિવસ એટલે પંડિતજીના આનંદની અવધિ. પંડિતજીને ગાડીમાં ખૂણો મળે તો ખૂબ ખુશી થાય અને ખૂણો મેળવવા માટે તો ઘણીએ વખત એમણે કેટલાકની સાથે સાઠમારી કરેલી, અને જૂના કાળમાં જેમ અસ્ત્રશસ્ત્ર સાથે યુદ્ધ થતાં તેમ આ નવા જમાનાને અનુસરીને એમણે અહિંસાત્મક વાગ્યુદ્ધ આદરેલાં. આજે પણ તેમને ખૂણો મળ્યો હતો.

દિવાસ્વપ્નનો એમને અનુભવ હતો, એમ હું જાણતો હતો. તે મુજબ આજે પણ એમને સ્વપ્ન આવ્યું હતું. એ દિવાસ્વપ્ન નહિ પણ તંદ્રાસ્વપ્ન હતું એમ કહી શકાય.

ખૂણામાં બેસી બારી બંધ કરી પગ બેઠક ઉપર મૂકી તેમણે રીંગણાં જોખવા માંડયાં. સુરતમાં ભાગળ આગળની કાછીઅણો રીંગણાં કેમ જોખે છે તે મને એક દહાડો પંડિત-

જીએ જ સમજાવ્યું હતું. મને પંડિતજીના ડોકાની આ વખતની સ્થિતિ અને કાછીઅણુના તાજવાની સ્થિતિ સમાંતર ભાસી પછી ભૂલ પણ હોય. જેવી જેની બુદ્ધિ અને જેવી જેની કલ્પના-શક્તિ. બધા ઘોડા કાંઈ સરખા દોડતા નથી. અમારા પંડિતજીની ઘોડી પાદર સુધી દોડતી હતી.

એવામાં સાન્તાક્રુઝનું સ્ટેશન આવ્યું. એક માછણ પોતાના સુગંધીદાર ટોપલા સાથે અમારા ડબામાં આવી. રેલ્વે કંપની કેટલી બેદરકાર છે ! એ લોકો માટે બરાબર ગોઠવણ કરતી નથી, માછલીનો ડબો રાખ્યો તેમાં શું વળ્યું ? એને માટે બરાબર બંદોબસ્ત રાખવો જોઇએ. પંડિતજી જેવા શુદ્ધ સનાતની બ્રાહ્મણ રેલ્વેમાં મુસાફરી કરતા હોય તેમની બાજુમાં જ આવી રીતે માછણ પોતાનો વાસ મારતો ખાલી ટોપલો લઇને બેસે અથવા તો વાંદરા જેવા સ્ટેશનેથી એકાદો મુસલમાન કે ઘાટી પોતાની સાથે કતલખાના (Sloter House) નો કચરો લઇને બેસે એ તે કાંઇ રીત કહેવાય ? અધીં મીનીટ ગાડી ઉભે તેમાં ગાર્ડને કયાં કહેવા જઇએ ? સાંકળ ખેંચીએ તો પચાસ રૂપીઆ દંડ ભરવો પડે !

અમે તો ઘણીએ ના કહી પણ એ કમબખ્ત કાંઇ માને !

'મી તરી પૈસા દિલા આહેત ! તુઝયા બાપાચી ગાડી નાહિં' એવો રોકડો જવાબ માછણે એક બે જણને સંભળાવી દીધો અને એ ડબામાં આવીને બેઠી.

એના ટોપલામાં થોડીક માછલી હતી તે વાસ મારતી હતી, પણ શું કરીએ ! ગાડી ફાસ્ટ હતી. સાન્તાક્રુઝથી સીધી ગ્રાંટરોડ જતી હતી. નાકે રૂમાલ દઇને બેઠા સિવાય છૂટકો ન હતો. પંડિતજી તો મહાપુરુષ હતા. તેમની તંદ્રા પણ મહાન હતી એટલે તેઓ જાગ્યા જ નહિ. નહિ તો કોણ જાણે શુંયે કરત ?

એવામાં ગ્રાંટરોડ નજીક આવ્યું, પેલી ટોપલા સાથે ઉઠી

અને માથે ટોપલો મૂકી બારણા આગળ ઉભી.

પંડિતજી જ્યારે જ્યારે બહાર નીકળતા ત્યારે ત્યારે પોતાની જ્યેષ્ટિકાને સાથે રાખતા. એ કહેતા કે એના વગર શોભીએ નહિ. એ હાથનું ભૂષણ છે. માણસનું ભૂષણ નાક અને હાથનું ભૂષણ સોટી. સોટી ન હોય તો શું નું શું થઇ જાય, ધારો કે કોઇ બદમાશ તમારી સાથે લડવા આવ્યો તો? ધારો કે કોઇ માતેલો સાંઢ દોડતો દોડતો સામો આવ્યો તો? ધારો કે હડકાયું કુતરૂં તમારી પાછળ પડયું તો? ધારો કે કોઇ છોકરૂં તમારૂં ટીખળ કરે તો? અથવા તો એવા એવા અનેક પ્રસંગો ઉપસ્થિત થયા તો? એ વખતે હાથમાં સોટી હોય તો તમારૂં જોર અને પરાક્રમ પ્રકટ કરી શકો.

ગાડી ઉભી રહી, પણ ડ્રાઇવર કમબખ્ત તે આંચકો એવો સખત લગાવ્યો કે પેલી માછણ પડી પંડિતજીના ઉપર. પડતાં પડતાં ટોપલો ઝાલી લીધો. પંડિતજી કોણ જાણે કેમ પણ સફાળા ઉઠયા અને એક બે સોટી પેલી માછણને અડાવી દેતાં દેતાં બોલ્યા:

'અરે કમબખ્ત! કેટલી વાર કહ્યું કે હું કહું તે તારે કરી દેવું, પણ કરતી નથી. આજે ઢોકળાં કેમ ના કર્યાં? ઢોકળાં કરવાનું મેં તને કહ્યું હતું તો ખરૂં.'

અમે બધા તો આથી આભા થઇ ગયા. પંડિતજી શું બોલે છે? માછણને ઢોકળાં કરવાનું કહ્યું હતું અને ના કર્યાં. તેમાં આ પરસાદ શાનો?

માછણ પણ જબરી ચાલાક, તેણે પણ પંડિતજીની રેવડી દાણા દાણ કરી. તે પણ સમજી ગઇ કે કાંઇ આંધળે બહેરૂં કુટાય છે. એટલે તેણે પણ પંડિતજીને ઉધડા લેવામાં બાકી ન રાખી. એવામાં ગાડી ઉપડી. પેલીને કાંઇ પૂછવું પડે? તેણે ચાર પાંચ માછલાં ઝાલીને પંડિતજીના મોઢા ઉપર ફેંકયાં અને બોલી:

ઘે રે! ઢોકળાં. તુલા ઢોકળાં પાહિજે! ઘે રે ઢોકળા.'

અને એ માછલાં પણ સાવ મૂરખ! કેવાં અણઘડ! પંડિતજીના કપાળમાં આબાદ વાગ્યાં અને તેમના ખોળામાં પડયાં.

પંડિતજીનું મુખારવિંદ આ વખતે જોવા જેવું થઈ રહ્યું હતું. તેઓ ચની'રોડ ઉતરી પડયા, અને એક ઓળખીતાને ત્યાં જઈને સાબોળ સ્નાન કરી આવ્યા તથા કપડાં બદલી આવ્યા.

સાંજે ઘેર આવીને તપાસ કરતાં માલુમ પડયું કે પંડિતજીએ શ્રીમતી કાલિકાદેવીને ઢોકળાં કરવાનું કહેલું પણ એમને નાથી કાકીએ આજે ખૂબ આગ્રહ કરી જમાડેલાં અને જલદીથી ઘેર જવા નહિ દીધેલાં તેથી સાંજે ઘેર જતાં મોડું થઈ ગયું અને ઢોકળાં કરવા જેટલો વખત નહિ હોવાથી પંડિતજીને માટે બાજરાના રોટલા કરી મૂકેલા, તેથી તેમનો મિજાજ ગયેલો અને શ્રીમતીને ઉધડાં લઈ નાખેલાં.

હવે એ ને એ ભ્રમણામાં પંડિતજીને દિવાસ્વપ્ન આવ્યું અને શ્રીમતી કાલિકાદેવી ઉપર કાઢવાનો ખાર માછણ ઉપર કાઢીને આટો બાણી નાખ્યો.

પછી તો જ્યારે જ્યારે અમે ઢોકળાંની વાત યાદ કરતા અથવા અમારા ભાણામાં ઢોકળાં પીરસાતાં ત્યારે પેલાં માછલાં યાદ આવતાં અને જ્યારે જ્યારે માછલાં જોતા ત્યારે પંડિતજીનાં ઢોકળાં યાદ આવતાં.



## પંડિતજીએ નાટક બતાવ્યું!

'મારા તે શા ભોગ લાગ્યા કે તમારું આ નાટક જોવા આવી.' સુમને મને સંભળાવી દીધું.

રાતના સાડાનવ થયા હતા. સુરતમાં સ્ટેશન પાસે આવેલા એકાદ થીએટર નજીક અમે ઉભા હતા. અમારા

મિત્ર પ્રાણુશંકર પંડિતજીના તે વખતે અમે મ્હેમાન હતા. પંડિતજીએ અમારે માટે 'સળગતો સંસાર' નામનો તાજેજ ખેલ જોવાની ગોઠવણ કરી હતી. પંડિતજીના સ્નેહી સુંદરલાલ એના લેખક હતા અને અમારે માટે પંડિતજી એમની ભલામણ નાટક મફત બતાવવા સારૂ લઇ આવ્યા હતા.

નાટક જોવાનું નામ આવ્યું એટલે છોકરાંઓના મોઢામાં પાણી આવી ગયું હતું અને તેઓ ખડે પગે તૈયાર થઇ ગયાં હતાં. પંડિતજીએ અમારે માટે મગનભાઇની ઘોડાગાડીનો બંદોબસ્ત કર્યો હતો. પંડિતજી છેક નાનપરા જેટલે દૂર રહેતા હતા એટલે રાતને વખતે અમારી સવગવડ જાળવવાની એમણે ખાસ કાળજી લીધી હતી. બચુ અને કમુને તૈયાર થતાં જોઇ પંડિતજીનાં પાડોશી વિજયાબહેનનાં છોકરાંઓએ હઠ લીધી અને મને કે કમને સુમને એમનાં બેઉ પોરિયાંઓને અમારી સાથે લીધાં. વખત થયો એટલે મગનભાઇની ગાડી આવીને ઉભી રહી, અને પેલાં ચાર ચેકુસોને લઇને એક બાજુએ સુમન બેઠી અને બીજી બાજુ હું તથા પંડિતજી બેઠા.

ગાડી ચાલતી ચાલતી ભાગળ સુધી આવી એટલા વખતમાં કંઇ જાણવા જેવો બનાવ બન્યો ન હતો. ભાગળ વટાવીને જેવી અમારી ગાડી આગળ ચાલી તેવોજ 'અરે પ્રાણુશંકરભાઇ! કિંફા ચાયલા?' એમ કહીને કોઇએ પંડિતજીને બોલાવ્યા અને ગાડી ઉભી રખાવીને પંડિતજી નીચે ઉતર્યા.

'નટવર! તમે ચાલતા થાવ. હું હમણાં આવી પહોંચુ છું.' એમ કહીને પંડિતજી પેલા બોલાવનારની સાથે એક દુકાનમાં દાખલ થયા.

મગનભાઇની ગાડી અમને થીએટર આગળ મૂકીને ચાલી ગઇ. નવ થયા. ખેલ શરૂ થવાની તૈયારી થઇ ચૂકી, પણ પંડિતજી દેખાયા નહિ. મેં મારા ખિસ્સામાં હાથ નાખી જોયો ત્યારે ખબર

પડી કે પૈસાનું પાકીટ પંડિતજીને મૂકવા આપેલું તે કમનસીબે એમની પાસેજ રહી ગયું હતું. મારા ખિસ્સામાં પૈસા હોત તો ટીકીટો લઈને અમે બધાં નાટક જોવા જાત પણ મારી વધારે પડતી તકેદારીને લીધે મેં પંડિતજીને પૈસા મૂકવા આપ્યા અને આ રીતે મોઢું વકાસીને ઉભા રહેવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો.

છોકરાંઓ નાટક જોવાને માટે પૂછી પૂછીને ભારે કંટાળો આપતાં હતાં. સુમનનું મોઢું અઢીપાશેર એરંડીયું પીધા જેવું થઈ ગયું હતું. એણે પોતાનો મિજાજ બેજે બેજે કાબુમાં રાખ્યો હતો. સદ્‌ભાગ્યે એના ભેજાની કમાન છટકી ન હતી.

સાડાનવ થયા એટલે સુમને સંતાપ પામીને કહ્યું: 'મારા તે શા ભોગ લાગ્યા કે આ નાટક જોવા આવી! તમે શું ધોયેલા મૂળા જેવા ઉભા રહ્યા છો! પ્રાણશંકરભાઈ ક્યાં ગયા તે તો તપાસ કરો. એમણે પણ ઘરણ વેળાએ સાપ કાઢયોને!'

'પણ સુમન! અહિંયાં આવે અજાણે ઠેકાણે તને એકલી મૂકીને હું તે ક્યાં તપાસ કરવા જાઉં? પંડિતજી જ્યાં ગયા ત્યાં ગુંદરની ગારે ચોટી ગયા લાગે છે!' મેં જવાબ આપ્યો.

'અહિંયાં તે મને કોણ ખાઈ જવાનું છે? હું મારે અહિંયા બેઠી છું. મારી પાસે ચચ્ચાર ચેલકાંઓ છે! તમે સહેજ પણ ચિંતા કર્યા સિવાય પંડિતજીની તપાસ કરી આવો.'

સુરતમાં અમે પહેલીજવાર પગ મૂકયો હતો અને પહેલા કોળિયામાં માખી નીકળે તેમ પંડિતજીને ઘેર ઉતર્યા તેજ દિવસે આ કમનસીબ બનાવ બનવા પામ્યો હતો. કચવાતે દિલે સુમનને તે ઠેકાણે ઉભી રાખીને હું પંડિતજીની તપાસ કરવા ચાલ્યો. મારા ખીસ્સામાં સોગન ખાવાને પણ રાતી પાઈ ન હતી એટલે ટાંટીયા ઘસડીને ગયા સિવાય છૂટકો ન હતો.

પંડિતજીના નામની શોધ ભણતાં ભણતાં સ્ટેશનથી ભાગળ સુધીનો રસ્તો મેં માપી કાઢયો. જે દુકાનમાં પંડિતજી પેલા

સર્જન સાથે ગયા હતા તે દુકાન શોધી કાઢી. ત્યાં તપાસ કરતાં માલુમ પડ્યું કે પંડિતજી ત્યાંથી હરિપુરામાં ગયા હતા. એ ભલા માણસે એના નોકરને મારી સાથે મોકલ્યો અને છેક સાડાદસ વાગે અમે પંડિતજીને શોધી કાઢ્યા.

જાણે કંઇજ બન્યું ન હોય તેમ પંડિતજીએ મને જોતાં વેંતજ કહ્યું: 'હું હમણાં જ આવવાનો હતો, નટવર! બિચારાં સુમનબહેન અને છોકરાંઓ ખોટી થતાં હશે. કામ જરુરનું હતું એટલે સ્હેજ વાર લાગી; પણ હરકત નહિ, આપણે હમણાંજ થીએટર પર પહોંચી જઇશું.'

એમની સાથે કંઇપણ વધારે પડતું બોલ્યા સિવાય હું મૂંગો મૂંગો ચાલ્યો. અમે થીએટરે પહોંચ્યા ત્યારે અગીયાર વાગી ગયા હતા અને છોકરાંઓ કંટાળીને સુમનના ખોળામાં ઊંઘી ગયાં હતાં.

'માફ કરજો, સુમન બહેન! મને જરા મોડું થયું તે' પંડિતજી બોલી ઉઠ્યા. 'છોકરાંઓને ઉઠાડો, આપણે એમને નાટક જોવા લઇ જઇએ.'

'દીઠા દેવ ને પહોંચી જાત્રા! પ્રાણશંકરભાઇ!' સુમન બોલી ઉઠી. 'આપણે હવે ઘર ભેગા થઇએ તો વધારે સારું.'

'એ! ગાડી!' મેં ગાડીવાળાને બોલાવ્યો અને છોકરાંઓને ઉપાડીને મહા મહેનતે ગાડીમાં સુવાડ્યાં. સાંકડે માંકડે અમે ત્રણે જણ બેઠાં અને છેક સવા અગીયારે પથારી ભેગાં થયાં.

ત્યાર પછી પંડિતજીએ ઘણીએ વખત નાટક બતાવવાની દરખાસ્ત રજુ કરી છે, પણ સુમને એ બાબતની દરેક વખતે હસીને નાની ના જ પાડી છે, તેમજ ગમે ત્યાં જવું પણ પૈસાનું પાકીટ પાસે રાખવું એ વાતનું સુમને મારી પાસે પાણી મૂકાવ્યું છે.



# કવિશ્રી

પંડિતજીને કવિ થવાનો અને કવિ તરિકે સાહિત્યરસિકોમાં નામના મેળવવાનો ભારે શોખ હતો. તેમનો વિચાર એ હતો કે કોઇએ ન કર્યું હોય તેવું કરી બતાવવું. કોઇએ ન લખ્યું હોય તેવું લખી બતાવવું. કાંઇક નવિનતા કર્યા સિવાય કદીએ નામના મળતી નથી અને નવું બતાવ્યા સિવાય કોઇ સંભારતું નથી. એના સમર્થનમાં તેઓ ઘણાં દૃષ્ટાન્તો આપતા. કવિ ન્હાનાલાલે આંદોલનો શોધી કાઢયાં તો તેઓ વખણાયા, શ્રી. નરસિંહરાવ ભોળાનાથે ઇંગ્રેજી ઢબની કવિતા ચંદ્રા વગેરે લખ્યાં એટલે તેઓ પ્રકાશમાં આવ્યા. રા. કાન્તે વસંતવિજયથી નવી પ્રણાલીનાં ખણ્ડ કાવ્યોની શરૂઆત કરી અને તેઓ થોડુ લખ્યા છતાં સાક્ષર ગણાયા, રા. બાલ તથા મણિલાલ નભુભાઇ ફારસી સાહિત્યમાંથી ગુજરાતીમાં ગઝલનો રાગ લાવવા માટે પંકાઇ ગયા, અને છેલ્લે છેલ્લે રા. મનહરરામ પોતાના નામના છેલ્લા બે અક્ષરનો નવીન છંદ બનાવવા માટે તેમજ રા. ખબરદાર સરવાળા બાદબાકીના નવા નવા છંદો માટે ગવાઇ ગયા. તેજ મુજબ પંડિતજીનો વિચાર કાંઇક નવું કરી બતાવી જગતને આંજી નાખવાનો હતો. પણ શું નવું કરવું તેની ચર્ચામાં તેમણે મારી સાથે કલાકોના કલાકો ગાળવા છતાંયે એક પણ નિર્ણય પર તેઓ આવી શકયા નહતા એ અફસોસની વાત હતી!

એક વખત તેમણે મને કહ્યું કે 'નટવર, આનો કાંઇ રસ્તો કાઢ'

અને કોઇપણ ગુંચ હોય તો તેનો નિકાલ લાવવા તે મારી સલાહ લેતા. અલબત, દરેક વિષયમાં હું નિષ્ણાત છું એવું મારૂં કહેવું નથી પણ કેટલીક વખત મારી સલાહ એમને કામની અને

વહેવારૂ લાગતી, એ બાબતની તો કોઇથી ના પાડી શકાય એમ હતું જ નહિ.

મેં કહ્યું: 'એ માટે મારી બુદ્ધિ પ્રમાણે એક રસ્તો જડે છે. તમે નવા છંદ શોધવાની ખટપટમાં ન પડો પણ નવી જાતનાં કાવ્યો જૂના રાગોમાં લખવાનું શરૂ કરો.'

અને પંડિતજીને એ સૂચના પસંદ પડી પણ ખરી.

થોડા દહાડામાં એમણે કેટલીક કવિતાઓ ઘસડી કહાડી. લુહારના કારખાનામાં એરણ ઉપર લોખંડ ઘડાય છે તેમ તેમના મગજમાં કલ્પનાનો તાર ઘડાઇ ને પાતળો થતો પછી તે દ્રાવક થઇ સફેદ કાગળ ઉપર કાળી લીટીરૂપે પરિણમતો. તેમનાં અનેક કાવ્યોમાંથી વાનગી દાખલ થોડાંક આપું છું:

## આકડાના ફૂલને

+

આકડાના ફૂલ!
તારૂં ઝાઝૂ છે મૂલ
કરે લોક મૂર્ખ ભૂલ
તે ન કરે દિલ ડૂલ
રૂડા આકડાના ફૂલ!

તું તો ગોંદરાનું નાક
રૂડો આપે તુંયે પાક,
તારૂ મઝાનું શું તૂર
ઉડી જાય દૂર દૂર
રૂડા આકડાના ફૂલ!

તારી ચુની શી સુહાય,
ઘણી કન્યકા લોભાય
ચુંટે હાથથી ચતૂર
જડે નાક એ મધુર!

રૂડા આકડાના ફૂલ !
નમણું શોભતુ શુ નાક,
ચુની મધુર આક પાક
રસિક થાય ઘેલાંતૂર
ભ્રમર કાઢે મધુર સૂર
રૂડા આકડાના ફૂલ !

*

## કાગડીને

*

કાગડી ને કોકિલા
બેયમાં છે ભેદ શા ?
રંગ કાળો બેયનો
જાદુ શાં સ્વરમાં વસ્યાં ?
જાત એકજ બેઉની,
કાલિમા સરખા ભરી;
સ્વર જૂદા જન માત્રમાં
કાગડી ! તેવું તુંમાં.
વાણી કોઈની વૈખરી
કોઈની મધુરી ઘણી
તોય માનવ જાત છે
ભેદ કૈં ન ગણાય છે !
કાગડી પર કોપ શો ?
ઉતર્યો આ કારમો ?
વખરી વાણી સુણી
કોકિલા કયમ ના ગણી ?
જાતજ એકજ બેયની,
રંગ મેળવણી વળી,

ને ઈંડાયે સેવતી,
　　કોકિલા આ તો પછી—
બચ્ચું મોટું થાય કે
　　વૈખરી વાણી વંદે
કાગડો કે કાગડી
　　શે વદી નિંદો વળી ?
સ્વાર્થી માનવ, સ્વાર્થના
　　કાયદા સઘળા ઘડયા !
મુજ નજર ઓ કાગડી !
　　તુંય કોકિલ છે ખરી !

*

## ગધેડીને

*

ધોળી ગધેડીનું ઉજળુ છે દૂધ
કામ કરે ઝાઝુ એ દિલ રાખી શુદ્ધ
ઝાઝો ઉપાડીને ચાલે એ ભાર
તોયે ગધેડીને ડીફાંનો માર !

તારા ગધેડી ! અનેરા ઉપકાર
ભૂલી જાશે તે હશે જે ગમાર
પ્રજાપતિનો તું જમણો છે હાથ
લાવે માટી તું તો ઘડે એ ઘાટ.

તારૂં ગધેડી ! ગુણકારી છે દૂધ,
પીયે બને રે જુવાનોયે વૃદ્ધ;
તારી હશો ફોઇ કોઇ ગમાર
કહી ‘ ગધેડી ’ તું છે ખબરદાર !

*

અને આ કાવ્યો પ્રકટ થયાં હોત તો તેમની સાહિત્યમાં સારી ખ્યાતિ થાત એવો અમને સેંકડે સવાસો ટકા વિશ્વાસ હતો પણ કોણ જાણે કેમ તેમણે તેને પ્રકટ જ કર્યાં નહિ. તેમણે એવું કહેલું પણ મને યાદ છે કે માણસની કિંમત જીવતાં થતી નથી પણ તેના મરી ગયા પછી જ થાય છે. સૂર્ય આથમી ગયા પછી જ તેની ખરી કિંમત સમજાય છે, તે મુજબ જ પંડિતજીના સ્વર્ગપ્રયાણ પછી જ તેમની કિર્તિ દિગંત ગાજી રહેશે ત્યારે તેમની કવિતાઓ જ સોનાના મૂલની ગણાશે. કવિ ન્હાનાલાલની જીવતાં જયંતિ ઉજવાઇ એ નિયમનાં એક અપવાદરૂપ અને ચંદ્રશંકરની ભકિતના કારણરૂપ વાત હતી એમ એમણે જણાવેલું.

કલાપી મરણ પામ્યા પછી તેમના ભકતો જેમ વરસો સુધી તેમના વિષે કોઇ પણ સ્થળે એ શબ્દો બોલાય, તેમની કવિતા કોઇની પાસે હોય કે કાગળ હોય તો તે વાંચવા જેમ હજારો શિફારસો કરતા અને વાંચીને ભારેખમ થઇને બોલતા કે કલાપીના કાગળો કે કાવ્યો હજી સુધી જે અપ્રકટ રહ્યાં છે તે મેં વાંચ્યાં છે! બીજાના કરતાં મારા એક સ્નેહીની જ તાજી વાત કહું. એ કહેતા કે 'કલાપીના એકસોને સાત અપ્રસિદ્ધ કાગળો ને એક નાનું સરખુ ભાષણ મારે ત્યાં સવા વર્ષ પડી રહ્યું અને આખરે એમાંથી થોડુંક જ 'હાજીમહમ્મદ સ્મારક ગ્રંથ'માં છપાયું. બીજા કાગળો હજી અણછાપ્યા પડયા છે તે કોણ જાણે કયારેય છપાશે!' વગેરે. એજ મુજબ પંડિતજીના ભકતો એમના માટે પણ બોલવાના જ એવો એમને અટલ વિશ્વાસ હતો.



## યુનિવર્સલ કવિતા મૅન્યુફેક્ચરીંગ કંપની

નોકરીથી કંટાળીને અમે એક વખત કાંઇક ધંધો કરવાનો વિચાર કર્યો. શું કરવું ને શું નહિ એમ અનેક વિચાર કરતાં કરતાં એક કંપની કાઢવાનો વિચાર કર્યો. શાની કંપની કાઢીશું એમ વાત કરતાં પંડિતજી બોલી ઉઠયા: 'નટવર, કવિતાઓ બનાવવાની કંપની કાઢીએ તો ?'

બધા ધંધાના અમે વિચાર કરી ચૂકયા હતા અને તેના સારાસારના અનેક સ્વાનુભવ નહિ પણ પરાનુભવ રજુ કરી તેમની કિંમત આંકી ચૂકયા હતા એટલે આ નવી જાતની કંપની વિષે પંડિતજીને વિચાર આવ્યો.

'તો કાંઇ કમાઇએ તો ખરા. આજકાલ કવિઓ તો ઘણાય છે પણ નરસિંહરાવ કે ન્હાનાલાલથી માંડીને નટવર વીમાવાળા (એવુંજ કાંઇક મ્હેં કહ્યાનું યાદ છે, પછી એ નામ નહિ હોય તો એવાં જ બીજાં નામ હોવાં જોઇએ એ તો કલ્પી શકાય એવું છે) સુધી બધાય સુંઠને ગાંગડે ગાંધી થયા લાગે છે. આપણે માલ સારો સસ્તો અને સુંદર તૈયાર કરી છૂટક અને જથાબંધ કિફાયતે વેચીશું તો પ્રાપ્તિ સારી થશે'.

'એમજ કરીએ. આપણા સમાજને સાહિત્યમાં રસ લેતાં કેળવવાની ઘણી જરૂર છે અને સસ્તે આપીશું તો સૌ લાભ લેશે ને સમાજ કેળવાશે.'

'જે ખર્ચ જોગુ મળ્યું તે. બે ચાર મહિના ખોટ આવશે તો ખમી લઇશું. બીજું શું ?'

'ગાંઠના ગોપીચંદન કરીનેય સાહિત્યસેવા કયાં નથી થતી ?'

અને અમે એવી એકાદ કંપની કાઢવાના નિર્ણય પર આવ્યા. ઇંગ્રેજી અને ભપકાદાર નામ હોય તો લોક અંજાય

અને સારી છાપ પડે એ હેતુથી નામ રાખ્યું 'યુનીવર્સલ કવિતા મૅન્યુફેક્ચરીંગ કંપની' અને દમ બાંધીને જાહેરખબરો દેવા માંડી. અમારી જાહેરખબરો પણ જબરી આકર્ષક હતી. શરૂઆતની જાહેરખબર અમે 'ગુજરાત'માં આપી હતી.

એ આખીએ જાહેરખબર વાંચતાં ઘણાયને કવિ થવાનું મન થઇ આવેલું. આ રહી તે:



## ધી યુનીવર્સલ કવિતા મૅન્યુફેક્ચરીંગ કંપની

### [કવિતાઓ તૈયાર કરનારી એક ધરખમ કંપની]

આજ કાલ ઘણા માણસોને કવિ થવાનો તથા મહાકાવ્ય લખવાનો તેમજ સાહિત્યમાં ઝળકવાનો અભખરો થઇ આવે છે, પરંતુ તેમાં ઘણી અનિવાર્ય અડચણો નડે છે. મહાકાવ્ય લખવું હોય તો તેમાં નાયકનાયિકાનાં વર્ણન. બાગબગીચાનાં વર્ણન વગેરે પ્રસંગો જરુર જ આવવા જોઇએ; અને તે તૈયાર કરતાં અર્ધા કરતાં વધારે વખત વહી જાય છે. આથી ઘણા માણસોને નિરાશ થવું પડે છે અને પોતાની મહત્વાકાંક્ષાની ઈતિશ્રી કરવી પડે છે. ઘણા એક ઉગતા કવિઓ, કવિવરો તથા કવિશિરોમણિઓ તરફથી કવિતા તૈયાર છૂટક તથા જથાબંધ મળે એવી વ્યવસ્થા કરવાની અમારા તરફ માગણીઓ આવ્યાથી અમે તે બધાની શુભેચ્છાઓને માન આપીને ઉપરની કંપની ઉભી કરી છે અને તેમાં દરેક જાતનો સામાન છૂટક તથા જથાબંધ કિફાયત ભાવે મળશે. આજ કાલ કાગળ, શાહી, હૉલ્ડર, હૉલ્ડરની સ્ટીલો, ફાઉન્ટન પૅન, પ્રાસ, અનુપ્રાસ, રસ, અલંકાર વગેરેની મોંઘવારી છે છતાં અમે તે જથાબંધ તૈયાર કરતા અને સ્ટોકમાં રાખતા હોવાથી અમે છાતી ઠોકીને કહીએ છીએ કે–ખાત્રી આપીએ છીએ કે–અમારા જેટલી સસ્તી

કિંમતે બીજે કોઇ પણ ઠેકાણેથી—આખા કવિતા બજારમાંથી—અમારા જેવો સુંદર માલ મળશે નહિ. અમે અમારા ભાવ ઘણા—ઘણા જ કિફાયત રાખ્યા છે.

**પ્રાસ:—**

| | |
|---|---|
| નર્મદદલપતશાહી જોડના ... ... ... ... | ૦—૧—૦ |
| દીવેટિયાશાહી ,, ... ... ... ... | ૦—૦—૬ |
| ન્હાનાલાલશાહી બે જાતના | |
| ઉંચામાંનાં કાવ્યોમાં વપરાતા જોડના... ... ... | ૦—૧—૦ |
| નીચા વર્ગનાં આંદોલનો માટે ,, ... ... ... | ૦—૦—૩ |
| ફુટકળ ડઝનના ... ... ... ... ... ... | ૦—૦—૬ |

મફત—ન્હાનાલાલશાહી ઉંચા તથા નર્મદદલપતશાહી પ્રાસની જોડ નંગ ૧) લેનારને ફુટકળ અર્ધો ડઝન પ્રાસ મફત.

**અલંકાર:—**

| | |
|---|---|
| ઉંચામાંનાં નંગ ૧) ના ... ... ... ... | ૦—૪—૦ |
| વચલા વાંધાના ,, ... ... ... ... | ૦—૨—૦ |
| નીચલા વર્ગના ,, ... ... ... ... | ૦—૧—૦ |

વિશેષ માટે આગળ જુઓ.

**લાલિત્યપદો:—** ડઝનના ... ... ... ... ... ૦—૨—૦

દલપતશાહી, નર્મદશાહી, કલાપીશાહી, મસ્તશાહી, લલિતશાહી, ન્હાનાલાલશાહી, દીવેટિયાશાહી. ધ્રુવશાહી વગેરે જેવાં જોઇએ તેવાં જાતજાતનાં તથા જુદાજુદા વળનાં મળશે.

**નવો સ્ટોક:—**

લલિતશાહી, નાનાલાલશાહી, દીવેટિયાશાહી, ધ્રુવશાહી વગેરેનો તદ્દન નવો સ્ટૉક ખાસ તૈયાર કરાવ્યો છે.

**વહેલો તે પહેલો!**

## મહાકાવ્યની સામગ્રી

**નાયિકાવર્ણન:—**

સુંદરમાં સુંદર પદલાલિત્યથી રસાલંકાર તથા ઝડઝમકથી

છલકાતું અમારા શિઘ્રકવિઓ પાસે ખાસ દરેક પ્રસંગને અનુકૂલ થાય એવી રીતે તૈયાર કરાવ્યું છે. કિંમત રૂા. ૨-૦-૦.

જોઇએ તે રાગરાગણીઓમાં મળશે. વાનગી નીચે આપીએ છીએ. કયા રાગમાં જોઇએ તે ઑર્ડર આપતી વખતે જણાવવા ચૂકવું નહિ.

(૧) ન્હાનાલાલશાહી આંદોલનો

'યૌવનમદઘેલડી,
'ચંપાકળી સમોવડી,
'પુષ્પે નમેલ માલતીના લતામણ્ડપે,
'ત્ય્હારે ઝીણી ઝીણી-
'પગલી પાડી મ્હાલતી હતી.

(૨) વસંતતિલકા

ઘેલી પ્રમત્ત મદ યૌવનને ભરેલી,
ચંપાકળી સમ; સુમંડપ એ ઠરેલી,
પુષ્પે નમેલ મનહારિણી માલતીના,
ત્યારે લલિતપદ એ હતી મ્હાલતી હા !

(૩) ગીતગોવિંદના પ્રબંધ

ઘેલી પ્રમત્તા યૌવનમદભર, ચંપકકળી સમ દેહ,
મનહારિણી માલતીને મંડપ મ્હાલતી ત્યારે એહ.

(૪) દોહરા

યૌવનમદભર ઘેલડી, ચંપકકળી શી દેહ;
મનહર માલતીમંડપે મ્હાલતી ત્યારે એહ.

(૫) ચોપાઈ

એ યૌવનમદભર ઘેલડી, ચંપક કળી જેવી દેહડી,
મનહર શો મંડપ માલવી, ત્યારે ત્યાં એ હતી મ્હાલતી !

(૬) શાર્દુલવિક્રીડિત

ઘેલી યૌવનના પ્રમત્ત મદ ને ભાવે ભરેલી હતી,

ચંપાની કળીના સમાન શરીરે શોભી રહેલી રૂડી;
ભારે પુષ્પ તણે નમેલ લલિતા, એ માલતીમંડપે,
ધીરેથી પદ એ ભરંતી રસિકા ને મ્હાલતી તે સમે.

(૭) મિશ્રરાગ અથવા ખીચડીવૃત્ત

યૌવનમદઘેલડી,
ચંપકકળી સમોવડી,
પુષ્પે નમેલી માલતીના મંડપે
મ્હાલતી આનન્દથી–
લલિત પગલીઓ ભરી!

**નાયકવર્ણનઃ—**

નાયિકાવર્ણન જેવું જ ઉચ્ચપ્રતિનું Made in Museland ના માલનાં વખાણ કરવાની જેમ જરૂર નથી તેવી જ રીતે અમારા આ પ્રસંગનાં વખાણ જેટલાં કરીએ તેટલાં ઓછાં જ છે.

કિંમત રૂ. ૨–૦–૦

**બીજાં વર્ણનોઃ—**

નગરવર્ણન, કાનનવર્ણન, વનવર્ણન, ક્રીડાવર્ણન, સખીઓની ગોષ્ટીવર્ણન, સૌંદર્યવર્ણન, મેઘવર્ણન, વસંતવિહારવર્ણન વગેરે અનેક જુદીજુદી જાતનાં વર્ણનોવાળા પ્રસંગો જાતજાતના રાગોમાં જથાબંધ તૈયાર રાખવામાં આવ્યા છે. અમારી ઑફીસમાં એક વખત આપનો ઑર્ડર મોકલી આપો કે પૂરતો સંતોષ તમને મળશે જ મળશે.

દરેકની કિં. ૦–૮–૦. ડઝનના ૪–૮–૦.

**ખંડકાવ્યોઃ—**

જુદાજુદા પ્રસંગોનાં ખંડકાવ્યોમાં પણ નાયકનાયિકાના મિલનનો, તારામૈત્રકનો, મૃત્યુનો, પ્રેમનો, આનંદનો, વરવધુના પ્રથમ મેળાપનો, નવલ રજનીનો, પુત્રજન્મનો, વીરતાનો વગેરે

અનેક પ્રસંગોને અનુસરીને ઉચ્ચપ્રતિની સુંદર કવિતા જાતજાત ના રાગ, વૃત્ત અને આંદોલનોમાં તૈયાર કરાવી છે.

કિંમત એકના ૦-૪-૦. ડઝનના ૨-૪-૦.

છુટક કાવ્યો:—

માસિકોમાં, છાપામાં અને બીજે ત્રીજે કવિતા લખના રાઓના ખાસ આગ્રહથી તેમની કડાકુટ ઓછી કરવાના હેતુથી અમે જુદી જુદી જાતનાં કાવ્યો ખાસ તૈયાર કરાવ્યાં છે. નીચેના પ્રસંગોનાં કાવ્યો ઘણાં જ હૃદયંગમ થયાં છે એમ તમારે જોતાં વેંતજ કબુલ કરવું પડશે.

'સનમને,' 'વહાલીને,' 'વહાલુડાને,' 'વેલડીને'. 'વહાલે ઉઠીને મને આજ દર્શ દીધાં.' 'વહાલે ઉઠીને મને આજ માન આપ્યાં.' 'એ રસીઆ રાજનો રહી સાજ હું નીહાળી' વગેરે વગેરે.

એક આગીઆને, ચંડોલને, કબુતરને, કલિને, ભમરાને, કાગડીને, ભેંસને વગેરે વગેરે.

તેમજ મરણપ્રસંગનાં, લગ્નપ્રસંગનાં, મુબારકબાદીનાં, બેસતા વર્ષનાં, સાલગ્રેહનાં, શાદીમુબારકનાં, ઇદમુબારકનાં વગેરે પ્રસંગોનાં.

તથા જાતજાતની ચળવળોનાં 'વીર ઉઠો ચાલો ઝાલો તરવાર કરો કેસરીઆં,' 'શું કાચળી પહેરી આજે ?' 'પહેરો ખાદી' 'અમે સૌ દેશને કાજે,' 'અસહયોગ,' 'ધન્ય બ્રીટીશ,' 'જય થજો જય થજો બ્રીટીશ મહારાજ્યનો,' 'રામભાર્ગવ અને મોહને દીપવી ગુર્જરી ગાજજો આજ જગતે,' 'બુરોક્રસીનો વિજય' વગેરે વગેરે પ્રસંગોનાં અતિસુંદર, મનહર અને પ્રતિભાશાલી કાવ્યો તૈયાર મળશે. આ જાતનાં કાવ્યો ઑર્ડરથી પણ તૈયાર કરી આપીશું. ભાવ નીચે આપ્યા છે.

જાત જાતના ટુચકાઓ, દોહાઓ સાખીઓ, સનડાઓ,

સમસ્યાઓ વગેરે પણ જથાબંધ રાખીએ છીએ.

રેવાષ્ટક, અંબાષ્ટક, મહી-અષ્ટક, ગંગાષ્ટક, સ્તોત્રો, ગરબીઓ, ગરબાઓ, રાસડાઓ, રાસો, આરતીઓ, પ્રભાતીઆઓ, બપોરીઆઓ, ભજનો, ફટાણાં ગીતો વગેરે વગેરે ઘણાજ મોટા જથામાં તૈયાર છે. કિંમત એકના ૦-૬-૦ ડઝનના ૪-૮-૦.

એક વખત પ્રસંગ પાડી ખાત્રી કરો.

**અલંકાર**

અલંકારો અમારી કંપની જેવા બીજે કયાંથી માથુ પટકતાંએ તમને મળી શકશે નહિ. દરેક પ્રસંગને બંધ બેસે એવા જાતજાતના અલંકાર અમે તૈયાર રાખીએ છીએ. તમારું ભેજું પણ કહ્યું ન કરે એવા સુંદર અલંકારો અમારી કંપનીમાં તૈયાર થાય છે. નમુનો નીચે મફત આપીએ છીએ.

સખીમંડળીમાં ઉભી હતી,
અણુચીંત્યો તવ આવીઓ પતિ;
લઇ પદ્મ કરેજ પદ્મિની,
બીડતાં મંદ સહી શું ત્યાં હસી.

(ટીકાઃ પદ્મ બીડવા રૂપ અને હાસ્યરૂપ ક્રિયાએ કરીને જણાવ્યું કે આ મળવાનો કે ગોષ્ટીવિનોદનો અવસર નથી; તે તો જ્યારે પદ્મો બીડાશે અને ચંદ્રની ધવલ નિર્મલ ચંદ્રિકા પ્રકાશશે ત્યારે)

બોલો, તમારા ભેજામાં આ ઉતર્યું હતું કે? હેં એ?

આના કરતાંય અપ્રતિમ શબ્દલાલિત્યથી છલકાતા અને ઝટગળે ઉતરી જાય, એવા ચાવે તોજ પચે એવા, મગદળીઆ લાડુ જેવા પચવામાં ભારે, સાલમપાક જેવા ખાતાં અને પચાવતાં

ભારે પડે એવાં, કેરીના રસ જેવા (જ્યારે ખાઓ ત્યારે અભાવ ન થાય એવા) વગેરે જાતજાતના અલંકાર મોટા પ્રમાણમાં તૈયાર રાખીએ છીએ. કિંમત ઉપર આપી છે.

**ખાસ કાવ્યો**

ખાસ કાવ્યો જેમને તૈયાર કરાવવાં હશે તેમને નીચેના ભાવથી કરી આપીશું. પહેલી ત્રણ લાઇનના ત્રણ પૈસા. દર ત્રણ લાઇને ચોથી લાઇન મફત.

## રીપેરીંગ ડીપાર્ટમેંટ

**કવિઓને:-**

અમારા રીપેરીંગ ડીપાર્ટમેંટમાં દરેક જાતની કવિતા સુધારીને સારામાં સારી તદ્દન નવીન (નવા જેવી નહિ પણ નવી જ, સમજ્યા ને?) કરી આપવામાં આવશે. ગમે તેવી જૂની, ભૂલોવાળી કવિતા પણ ગાંઠ ગળફા વગરની સીધી અને સરલ કરી આપીશું.

તંત્રીસ્થાનેથી પાછી ફરેલી, અગ્રાહ્ય, ભૂલવાળી, નકામી, કચરા જેવી કવિતાઓને પણ સરસમાં સરસ અને ઝટ ગળે ઉતરે તેવી રામબાણ-ઝંડુભટ્ટની દવા જેવી અસરકારક કરી આપીશું.

**તંત્રીઓને:-**

તંત્રીઓ પાસે આવેલી કવિતાઓ પણ અમે સુધારી આપીશું. અમે આશા રાખીએ છીએ કે હવે કોઇપણ કવિતાને કચરાની ટોપલીને સ્વાધીન થવા વખત આવશે જ નહિ. દરેક છાપાવાળા, માસિકવાળા, પાક્ષિકવાળા, સાપ્તાહિકવાળા, ત્રૈમાસિકવાળા, છ માસિકવાળા તેમજ વાર્ષિક વાળાઓએ અમારી સાથે ગોઠવણ કરી લેવી. બને તેટલા સસ્તા દામે સ્વચ્છ કામ અમે કરી આપીશું.

**સરતો:-**

અમારી કંપની બીનહરીફ હોઇ અમે ચાલે તેવી અઘરી શરતો નાખી શકીએ છીએ, પરંતુ ગુજરાતી આલમ ઉપર અનેરો ઉપકાર કરવાની અમારા હૃદયમાં જ્વલંત ભાવના હોવાથી વેચાણ માટે નીચેની જુજ સરતો રાખીએ છીએઃ

૧. એક વખત લીધેલો માલ પાછો રાખવામાં આવશે નહિ અને કદાચ રાખીએ તો પૈસા પાછા લેવામાં (દેવાનું અમે સમજતા નથી) નહિ આવે.

૨. એક વખત વાંચ્યા પછી ફરીથી માલ બદલી આપતી વખતે અર્ધી કીંમત ( બદલી આપેલા માલની ) લેવામાં આવશે.

**કવિ થાઓઃ—**

ગુજરાતી ભાષામાં ખૂણે ખોચરે પણ હવે કોઇ પણ માણસ રહેવો ન જોઇએ–કવિ થયા સિવાયનો.

**જો જો કુંવારા રહી જશોઃ—**

આવી સુંદર તક વારેવારે હાથ આવતી નથી માટે સત્વર લાભ લો. જો જો વહેલું મોડું કરતાં સાવ કુંવારા ન રહી જાઓ.

તમારા ઑર્ડર આજેજ નોંધાવો.

**સર્ટીફીકેટોઃ—**

અમારા માલની ખાત્રી બદલ સર્ટીફીકેટોનો નાયગ્રાનો જેવો ધોધ અમારી કંપની ઉપર ચાલુ થઇ ગયો છે.

**ઑર્ડર નોંધાવાનું ઠેકાણુંઃ—**

ધી યુનીવર્સલ કવિતા મૅન્યુફેક્ચરીંગ
કંપની, ખંડેરાવ માર્કેટ–કોટ,
મુંબાઈ

આશરે ત્રણસો ચારસો રૂપીઆ જાહેર ખબરમાં ખર્ચ્યા છતાંયે અમારા માલનો જોઇએ તેવો ઉઠાવ ન થયો. અલબત, ઘણા જણ એ જોઇને જ કવિ થયેલા. મફતનું મળે તો લાભ લેવા ઘણા તૈયાર હતા પણ અમને એવું મફતનું આપવું પાલ-

વતુ નહતુ એટલે આખરે અમારે એ ધરખમ કંપની બંધ કરવી પડી.

આપણાં છાપાંવાળા અને લોકો ખાલી ફોગટની બૂમો મારે છે કે લોક સારૂ લખતા નથી પણ એ બેકદરના પાદશાહોને સારાની કદર જ ક્યાં છે! પૈસા ખરચતાં ટાઢીઓ તાવ આવે. સાચુ કહું તો બધાને લેખ ને વાત મફત જોઇએ. એની પાછળ પછી પૈસા ખરચાય. અને છપાવવા, ચિત્રો તૈયાર કરાવવા, બ્લોક પાછળ કે બાઇન્ડરને આપવામાં મબલખ ખર્ચ થાય પણ લખનારને આપવાના વાખા! એને પાઇ પણ પરખાવવાની નહિ પછી લખનાર પૈસા ક્યાંથી ખરચે કે અમારી કંપની ચાલે!

એક જણે એમ કહેલું કે એ બધા શા કમાઇના કોથળા બાંધે છે? પણ કમાતા નથા તો ટટ્ટુ કેમ ચાલે છે? વિવેક વિનાનો ખરચ કરે તો કમાય શાના?

ત્રણસો ચારસો રૂપીઆ ખરચીને ગુજરાતની કદરદાની જાણીને સંતોષ વાળ્યો.

કંઇ નહિ! બીજો કોઇ ધંધો કરીશું.



## ‘પીક્ચર્સ લિમિટેડ’ની યોજના

ધી યુનીવર્સલ કવિતા મૅન્યુફેકચરીંગ કંપનીનું કામ બરાબર સફળ નહિ થવાથી પંડિતજી એકાદ સારા ધંધાની શોધમાં હતા તેવામાં તેમને એકાદ એવો ધંધો જડી આવવાની તેમણે મને ખબર આપી.

બીજે દિવસે તેઓ મને મળવા આવ્યા ત્યારે કહેઃ ‘નટવર! આજકાલ સચિત્ર માસિકો વધી પડયાં છે અને ચિત્રકારો ઘટી પડયા છે. સારા સારા ચિત્રકારોને ઇંદ્રરાજાએ સ્વર્ગમાં ચિત્રકળાનું આદર્શ માસિક કાઢવાનું હોવાથી બોલાવી લીધા છે અને

તેથી હમણાં હમણાં ગુજરાતમાં ચિત્રકારનું બજાર તેજ છે.

'લેખકને લેખ માટે કલમ કે ટાંક ઘસી નાખે અથવા ઇન્ડી-પેનની સોનાની અણી બગાડી નાખે તોયે તેને સાહી કે કાગળના ખર્ચ જેગુએ કોઇ નથી આપતું પણ ચિત્રકારને તો સારા જેવું મહેનતાણું મળે છે માટે આપણે એ ધંધામાં પડીએ તો સારૂં.'

એ તો એમનું ભાષણ લંબાવ્યે રાખત પણ મારી ધીરજ ખૂટવાથી મેં પૂછ્યું: 'પણ આપણને ચિત્રકળાનું જ્ઞાનજ કયાં છે?'

'અરે ભલા માણસ! જ્ઞાનની જરૂર જ કયાં છે! એના હું ઘણા સહેલા રસ્તા બતાવી શકું એમ છું. કલાનિપૂણ ન હોવા છતાંએ એનું ખપપુરતું જ્ઞાન આપણને છે અને પછી ધંધો કરીશું એટલે ધીરે ધીરે શીખી લઇશું.'

'પણ એમ ગમે તેવાં ચિત્રો ચીતર્યે આપણને કેમ પાલવશે! આપણાં ચિત્રોનો ઉઠાવ પણ થવો જોઇએ ને?'

'એ બાબતની એ મેં ગોઠવણ કરી રાખી છે. હંમેશાં માલ જથાબંધ તૈયાર થાય તો ભાવમાં સસ્તો પડે ને ખપત ઝાઝી થાય. આપણે એવી વ્યવસ્થા રાખીશું કે માલ પુષ્કળ તૈયાર થઇ શકે અને ગમે તેટલા ઑાડર હોય પણ જોતજોતામાં જ આપણે તેને પહોંચી વળીશું. આપણી કંપની આપણે લીમીટેડ કરીશું એટલે તેમાં ખોટ આવે તોયે ઝાઝી હરકત નહિ પડે. લીમીટેડ કંપનીના કાયદાનું મને સારૂં જ્ઞાન છે અને તેની આંટીઘુંટી પણ મને બરાબર ખબર છે. વખત આવે સારા ચિત્રકારોને આપણે રાખી લઇશું.'

એમ કહી પંડિતજીએ તેમની આખીએ યોજના મને સમજાવવા માંડી:

'જોને નટવર! આપણે હાફટોન બ્લોક બને એવાં ફોટો ચિત્રો શરૂઆતમાં નહિ દોરી શકીએ પણ લાઇન ડીઝાઇનો તો ચોકબંધ દોરી શકીશું અને લાઇન ડીઝાઇનો તથા સ્ટીરીઓનો ઉઠાવ બહુ જ છે.'

'આપણે જાતજાતના રબરના આડી અવળી લીટીઓ દોરાય એવા સીક્કા રાખીશું અને તેની મદદથી બહુ જ થોડા સમયમાં આખુ ચિત્ર તૈયાર કરીશું. એક પાન છાપવાને જે રીતે જુદા જુદા અક્ષરો ગોઠવીને છપાય છે તેજ રીતે આપણે ચિત્રોના એવાજ ટાઇપ બનાવીશું અને તે જોઇએ તે રીતે ગોઠવી છાપીને ચિત્ર તેમજ બ્લોક પણ આ રીતે સસ્તામાં દઇ શકીશું કારણ કે આપણી આ રીત નવી હોઇ તેનું આપણે પેટંટ લઇ રાખીશું.

'આમ બીન હરીફ હોઇ સસ્તામાં સસ્તે ભાવે લાઇન બ્લોક વેચીશું. આપણને પણ તે મોંઘા ભાવે નહિ પડે. આપણે હેડ ઑફીસ અમદાવાદ, વડોદરા, રાજકોટ ને કલકત્તા રાખીશું, એટલે ત્યાં ત્યાંના સચિત્ર માસિકકારોને ચિત્ર દોરાવવા કે બ્લોક કરાવવા દૂર નહિ જવું પડે. વડોદરાની બ્રાંચ હમણાં નહિ ખોલીએ કારણ કે ત્યાં માલનો ઉઠાવ હમણાં ઝાઝો નહિ થાય.'

'એક ચિત્ર તૈયાર કરવામાં આ નવી શોધથી અર્ધા કલાકથી વધારે વખત નહિ લાગે. બ્લોક તો આગળથી બન્યો હશે એટલે તેથી તો (વળી) માસિકકારોને ઘણીજ સવડ મળશે.'

'નાક (વલણ) ના આવી રીતે ત્રણસો ટાઇપ થશે. કાનના બસોપાંચ, હાથના બે હજાર, આંખના આઠસોએંસી, એવી રીતે જેટલો મોટો શરીરનો ભાગ અને જેટલાં તેનાં વલણ તેટલા તેના ટાઇપ થશે, અને તે એવી રીતે ગોઠવાયા હશે કે ક્ષણના સોમા ભાગમાં જોઇતો ભાગ શોધી શકાશે. બનશે તો આપણે આગળ ઉપર લાઇનોટાઇપ કે મોનોટાઇપ* જેવી ગોઠવણ

* લાઇનોટાઇપ અને મોનો ટાઇપ એ એવાં યંત્રો છે કે જેમાં સીસાનો ગરમ રસ એક બાજુ રાખવામાં આવે છે અને ટાઇપરાઈટર પેઠે બટન દાબતાં જોઇતા અક્ષરો પોતાની મેળે તૈયાર થઇ રીતસર કંપોઝ થાય છે. બધી ક્રિયા યંત્રથીજ થાય છે. લાઈનોટાઈપમાં આખી લીટીઓની લીટીઓજ તૈયાર થાય છે જ્યારે મોનોટાઇપમાં દરેક અક્ષર છુટો તયાર થઈ બરાબર ગોઠવાઇ જાય છે, 'ટાઇમ્સ' કે 'મુંબઈ સમાચાર'ના છાપખાનામાં આ બેઉ યંત્રો જોઈ શકાશે.

પણ કરીશું અને એ યંત્રોમાં આપણા આ ટાઇપ તૈયાર થાય એવી પણ શોધ કરીશું.'

'કારટુન્સ આપણે જાતજાતનાં તૈયાર રાખીશું. જેવી જે પ્રસંગે જરુરીઆત તેવું તે પ્રસંગે ગોઠવી આપીશું. કારટુન્સનો આપણો સંગ્રહ હિંદુસ્થાનમાં પ્રથમ પંક્તિનો હશે.

'નદી, પહાડ, જંગલ, ઝાડી વગેરેના દેખાવ માટે આપણે અનેક ફોટોગ્રાફ રાખીશું અને તે ઉપરથી બ્લોકના કકડા તૈયાર રાખીશું. ઑર્ડર મુજબ તે ગોઠવી બ્લોક તૈયાર કરીશું. નાટકના પડદાના કકડા ગોઠવાઇને જેમ અનેકવિધના દેખાવ તૈયાર કરવામાં આવે છે તેમ આ બધા દેખાવ જોતજોતામાં તૈયાર કરી શકાશે.

'આકાશના દેખાવ માટે તેમજ પાણીના દેખાવ સારૂ પણ એવી જ ગોઠવણ રાખીશું. તેનાએ કકડા તૈયાર રાખવા પડશે.

'મહાપુરુષોનાં ચિત્રોનો અને ફોટાઓનો તથા હાફટોન બ્લોકનો આપણે ગંજાવર સ્ટૉક રાખીશું એટલે સ્ટીરીઓ જેમ સસ્તા પડે છે તેમ આ બ્લોક પણ આપણે સસ્તામાં સસ્તા આપી શકીશું. પછી સ્ટીરીઓનું તો પૂછવું જ શું? સીસાને ભાવે એ મૂકી દઇશું.

'એકંદરે આપણે એવી સુગમતા કરી આપીશું કે કોઇ પણ પુસ્તક, કોઇ પણ ચોપાનીયું, કોઈ પણ હસ્તપત્ર, કોઇ પણ દૈનિક, સાપ્તાહિક પાક્ષિક, માસિક કે ત્રૈમાસિક આપણા ચિત્રો વગરનું નહિ રહેવા પામે.

અને પંડિતજીનામાં મને અચળ શ્રદ્ધા છે. તેઓ જો ધારે તો આ બધુંએ કરી શકે એમ છે પણ હવે વળી બીજે પ્રસંગે એ વાત કરીશું.

આ બધી વાતચીત કર્યા પછી અમે અમારી કંપનીને લગતુ હસ્તપત્ર તૈયાર કરવામાં ગુંથાયા—વાચનારે છાંપાઓમાં

અમારૂં એ હસ્તપત્ર વહેંચાય ત્યારે ઉઠાવી લેવું અને તેનો બહોળો ફેલાવો કરવો.

અમારી એ કંપનીનું નામ અમે 'પીકચર્સ લિમિટેડ' રાખવાના છીએ. એ ધ્યાનમાં રાખવું.



## સાહિત્ય સંવર્ધક લિમિટેડ

'નટવર દિવસે દિવસે સ્થિતિ ઘણીજ અસહ્ય થતી જાય છે.' મારા મિત્ર પ્રાણશંકર પંડિતજીએ ખુરસી પર સ્થાન લેતાં કહ્યું.

'શી બાબતની સ્થિતિ? પંડિતજી!' મેં પૂછ્યું.

'આપણા સાહિત્યની. એના સંવર્ધનની.' પંડિતજી બોલી ઉઠ્યા.

પ્રાણશંકર પંડિતજી પ્રખર વિદ્વાન અને સંસ્કૃત ભાષાના પંડિત છે. કાવ્ય અને અલંકારશાસ્ત્રનો એમનો પક્ષપાત જાણીતો છે. એમણે એ વિષય ઉપર અનેક વિદ્વતાભર્યાં ભાષણો કર્યાં છે. અને ગુજરાતી સાહિત્યને કાવ્ય, રસ અને અલંકારશાસ્ત્રનાં પુસ્તકોથી સમૃદ્ધ કરવાના એમના કોડ છે. એમણે એ વિષે ઘણો જ વિદ્વતાભર્યો ગ્રંથ રચ્યો છે અને અલંકારશાસ્ત્ર લખી રહેવા આવ્યા છે. ગુજરાતી સાહિત્યમાં આ પ્રકારનાં પુસ્તકોની ખોટ એમને ઘણી જ સાલે છે અને તે પુરવાની એમણે પ્રતિજ્ઞા લીધી છે.

'વળી કૈં નવાજૂની છે?' મેં પૂછ્યું.

'આ જોને પેલા ધનગોપાળ પરિખનો પત્ર.' એમ કહી એમણે મને પત્ર આપ્યો.

ધનગોપાળ પરિખ અમદાવાદનો સુપ્રસિદ્ધ પ્રકાશક હતો. પંડિતજીએ એને અલંકારશાસ્ત્રના પ્રકાશન માટે લખ્યું હતું અને તેનો આ જવાબ હતો. એમાં એણે લખ્યું હતું કે એ આ

જાતનાં પુસ્તકો પ્રગટ કરતો ન હતો. વધુમાં એમ પણ જણાવ્યું હતું કે પંડિતજીની ખ્યાતિ એણે સાંભળી હતી અને એમના જેવા વિદ્વાન લેખક એકાદ નવલકથા લખી આપે તો સારૂં પારિતોષિક આપીને પણ પ્રકટ કરવાની એની ઇચ્છા હતી. પ્રકાશન સારામાં સારૂં છેલ્લી ઢબનું કરવા સંબંધી પણ ઇસારો હતો.

'તમે પણ એકાદ નવલકથા લખી આપો ને પંડિતજી ! અલંકારશાસ્ત્ર માટે આ એકવીસમે ઠેકાણેથી નન્નો વસાયો' મેં કહ્યું.

પંડિતજીએ એક્કે એક ઠેકાણે પ્રયત્ન કરી જોયા હતા અને દરેક ઠેકાણેથી એમને લીલે તોરણે પાછા ફરવું પડયું હતું.

'એ કામ તને સોંપ્યું. નવલકથા મારા કાર્યક્ષેત્રની મર્યાદા બ્હારનો વિષય છે.' પંડિતજી બોલ્યા. 'છતાં ભવિષ્યમાં એ વિષયમાં ઝંપલાવવું પડે તો એમાં પણ આગલી પંકિતના લેખક તરિકે પંકાતાં મને વાર નહિ લાગે.'

'એ બાબતની મારી ખાત્રી છે.'

'મને તો એ લાગે છે કે આપણા ગ્રંથપ્રકાશકો અને વિક્રેતાઓ સાહિત્યની સમૃદ્ધિ માટે કૈંજ નથી કરતા. પૈસો શી રીતે પેદા કરવો એજ એમનું લક્ષ્ય હોય છે.'

'પંડિતજી! તમે એમને અન્યાય કરો છો.' મેં કહ્યું. 'એમણે કયાં સાહિત્યની સમૃદ્ધિ માટે એ ધંધો અખત્યાર કર્યો છે. એમનું ધ્યેય ખરી રીતે અર્થપ્રાપ્તિ છે અને તે મુજબ એ લોકો કામ કર્યે જાય છે.'

'પણ સાથે સાથે થોડો ઘણો પરમાર્થ કરતા જાય તો ખોટું શું?'

'એ તો સૌ સૌને પાલવતી વાત છે.' મેં જવાબ આપ્યો.

'તારો બચાવ વેપારી વર્ગ માટે છે પણ જાહેર સંસ્થાઓનું

શું? તે પણ પૈસા એકઠા કરવાની વાત કર્યા કરશે કે કંઈક સારૂં કામ કરશે? ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી કે ફાર્બસ સોસાઇટી જેવી સંસ્થાઓ આ જાતનું પ્રકાશન કરી શકે.'

'એ પોતાનાં કામોમાંથી પરવારે તોને–'

'હારે! એક ભાષાંતરો કરાવતાં પરવારતી નથી અને બીજી પૈસા વધારવા સિવાય બીજું કૈં કરવાનું નથી શીખી. પેલા પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડને એવી સંસ્થાને બદલે હું વેપારીની જ કક્ષામાં મૂકું છું.'

'એને પોતાના શેરહોલ્ડરોને ડીવીડંડ અને થાપણદારોને વ્યાજ આપવું રહ્યું. એટલે એ વેપારી સંસ્થા તો ખરીજ ને.'

એ ત્રણે સંસ્થાઓએ પંડિતજીને નકાર ભણ્યો હતો. પંડિતજીનાં પુસ્તકો પ્રમાણમાં ઘણાંજ મોટાં હતાં અને એમની પાછળ પૈસા રોકવાનું તેમને પાલવતું ન હતું. મુંબાઇ અને અમદાવાદના જાણીતા પ્રકાશકોએ પણ એવાજ જવાબ આપ્યા હતા. એ જાતનાં પુસ્તકો પાછળ થતું નાણાનું રોકાણ બીજી રીતે કર્યું હોય તો નાણાં જલદી પાછાં ફરી વળે અને પુરતો નફો પણ મળે. એ પ્રકારનાં પુસ્તકોનું વેચાણ બહુ જ ઓછું હતું અને નાણાં પાછાં ફરતાં કેટલી મુદત લાગશે તે પણ અચોક્કસ હતું એટલે કેટલેક અંશે તેઓ વ્યાજબી હતા

'પણ ત્યારે એમણે સાહિત્યસેવાના બણગાં ફૂંકવાં છોડી દેવાં જોઇએ' પંડિતજી બોલ્યા.

'જુઓને, એ તો જ્યાં સુધી પીપુડી વાગે ત્યાંસુધી વગાડવી રહી, તમને મારા જેવો તો અનુભવ નથી થયોને–'

'વળી તારો કયો અનુભવ?' એમણે પૂછ્યું.

'પેલો શાર્ક કંપની † વાળો.' મેં કહ્યું.

'એવો નથી થયો એ હજી સદભાગ્ય.' પંડિતજીએ કબૂલ કર્યું.

---

†Shark Co. શાર્ક માછલીના જેવી સ્વાહા કરી જનારી કંપની.

શાર્ક કંપનીઓ ગુજરાતમાં અસ્તિત્વ નથી ધરાવતી એ ગુજરાતી સાહિત્યનાં સદ્‌ભાગ્ય છે. એવી કંપનીઓ ઇંગ્લેંડ અને અમેરિકામાં પુષ્કળ છે. એમની પાસે કોઈપણ લેખકનું લખાણ જતું જોઈએ પછી તેઓ એને એવો મીઠો આવકાર આપશે કે ન પૂછો વાત. એને દરેક પ્રકારની મદદ આપવાનું અને સલાહ આપવાનું કહેશે અને છેવટે મીઠા મધ જેવા શબ્દોમાં જણાવશે કે તમારા પુસ્તકના પ્રકાશન માટે અમે નીચેની સ્કીમ શોધી કાઢી છે. એને અમે પ્રગટ કરીએ—સારી રીતે, ચિત્રો સાથે, મનોહર ત્રિરંગી વેષ્ટન સાથે અને તેના ખર્ચ પેટે તમે અમને અમુક પૌંડ કે ડૉલર આપો. એમાંની અર્ધી રકમ શરૂઆતમાં અને બાકીની રકમ પુસ્તકનાં પ્રુફ સાથે તમારી સગવડ મુજબ મોકલાવો. પુસ્તક વેચાયેથી દરેક નકલ દીઠ તમને અમુક શિલિંગ રૉયલ્ટી આપીશું અને રૉયલ્ટીનો હિસાબ દર ત્રણ ત્રણ મહિને મોકલાવીશું. નવા લેખક તરિકે તમને આગળ પાડવાની આ અમારી સોનેરી સ્કીમ છે માટે પહેલી તકે એનો લાભ લેશો.

એટલે તમારા પૈસા, તમારૂં લખાણ અને પ્રકાશક અમે. જેટલી નકલ વેચાય તેના પર તમને રૉયલ્ટી આપીએ અને નફો અમે ખીસ્સામાં મૂકીએ. તમારો ખડીયો તમારી શાહી અને મતુ કરે મારા માવજીભાઈ! ઘરબાર તુમેરા ઔર હુકમ હમેરા!

મારા એક પુસ્તકના પ્રકાશન માટે આવી જ એક કંપનીએ ફકત ૮૫ પૌંડ માગેલા અને દર નકલ દીઠ વેચાયેથી દોઢ શિલિંગ રૉયલ્ટી આપવાનું જણાવેલું.

આપણે ત્યાં આ પ્રકારના પ્રકાશક નથી બાકી એના જેવા. છપાયલાં પુસ્તકો બાંગડ માગનારા ઘણા છે. વેચાયેથી તમારા ટાટિયાની કઢી કરાવીને નાણાં આપે. તમારા કબાટમાં પુસ્તકો સડીને ઉધઇ ખાય તેના કરતાં તમને વેચી આપે, એને લોકોમાં

ફરતાં કરે એ કેં ઓછું છે! એટલા લાભ ખાતર તમારે નાણું માગવાનું માંડી વાળવું જોઇએ.

'મારૂં માનો તો તમે બીજી બધી કડાકૂટ જવા દો, પંડિતજી!' મેં કહ્યું. 'તમારો પ્રિય વિષય કાવ્ય અને અલંકાર છે એટલે એ બાબતમાં બીજાનો અનુભવ કામે લગાડો—'

'કોનો અનુભવ?' એમણે પૂછ્યું.

'તમારા પૂરોગામીઓનો. બીજા કોનો?' મેં કહ્યું 'તમારા જેવા જ અનુભવ ન્હાનાલાલ કે ખબરદારને થયા હશે એટલે તો એ બંને કવિઓ પોતાનાં પુસ્તકો પોતે જાતે જ છપાવે છે.'

'એમ જ હોવું જોઇએ. તારી એ સલાહ વ્યાજબી છે.' પંડિતજી બોલી ઊઠયા 'મને અત્યાર સુધી એ કેમ સુઝયું નહિ? જેટલો સમય મેં આ બધાને પૂછવામાં ગાળ્યો—'

'જાગ્યા ત્યાંથી સવાર. એ બધાંને પૂછ્યું તો અનુભવ મળ્યો.'

'પણ વળી પાછી બીજી ભાંજગડ તો ઉભી જ રહેવાની.'

'શી?'

'પુસ્તકોના વેચાણની. પ્રકાશનનું તું કહે છે તેમ કરીએ પણ વેચાણનું શું કરવું?' પંડિતજીએ પોતાની મુંઝવણ જણાવી.

'એનો પણ એવોજ રસ્તો કાઢવો.'

'જાતે વેચવાં—'

'હાસ્તો. એટલે પછી પંચાત જ નહિ. બુકસેલરને આપવા જાવ તો ટકા માગે ને?' મેં કહ્યું.

'ખરી વાત. એમને તો એમનું પોતાનું પ્રકાશન એટલે સાડાબાર ટકા કમીશન અને બીજાનું પ્રકાશન એટલે કચરો— આપો પચાસ ટકા–સાઠ ટકા કે પોણોસો ટકા. હજીયે ભૂલ કરે છે, સોએ સો ટકાજ કમીશન માગતા હોય તો શું ખોટું?' પંડિતજી બોલ્યા.

'સૌને પેટ લાગ્યું છે.'

'એમજ ધંધાની પાયમાલી કરવા મંડયા છે. અદલા-બદલામાં સામાને મૂંડવાની દાનત છે અને 'મેં તો મરૂં પણ થાને રાંડ કરૂં' એ વૃતિ છે ત્યાંસુધી શ્રેય ન થાય.' પંડિતજીએ અભિપ્રાય આપ્યો.

'તમે જાતેજ બધું ઉપાડી લો એટલે પીડા નહિ.'

'પણ નટવર ! મને બીજો વિચાર આવે છે—'

'શો ?'

'આપણું એકલાનું જ શ્રેય કરવા કરતાં બીજાનું પણ ભલું કરવુ'

'તે કરજોને. કોણ ના કહે છે.'

'એટલે એમ કે મારા માટે જ્યારે કામ કરવું પડે ત્યારે સાથે લાગી મોટા પાયા પર જ એ પ્રવૃત્તિ આરંભીએ.'

'એટલે ?—'

'એમ કે આપણે જ એક પ્રકાશન સંસ્થા ઉઘાડીએ અને તેને અંગે વિક્રય વિભાગ પણ રાખીએ.'

'એવું કામ તો પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ કરે છે.' મેં કહ્યું.

'એમાં ને આમાં આસ્માન જમીનનો ફેર રહેશે. આપણે તદ્દન જુદી જ ઢબે કામ લઇશું.' પંડિતજી બોલ્યા. 'એ ખાતામાં એકલી વેપારીવૃત્તિ છે જ્યારે આપણી નેમ સાહિત્ય સંગોપન અને સંવર્ધનની રહેશે અને નાનામાં નાના ઉગતા લેખકોથી માંડીને પ્રખર પંડિતો અને સાક્ષરોનાં પુસ્તકો આપણે પ્રકટ કરીશું.'

'તો તો ઘણું સારૂં. બિચારા ઉગતા લેખકોને તો ઘણી જ મુશ્કેલીઓ છે. પથરાના ગંજમાંથી ઉગતા ઘાસના જેવી એમની સ્થિતિ છે.' મેં જણાવ્યું.

'એ બધામાં યે સુધારો થશે. નટવર!' પંડિતજીએ આશા આપી. 'મારું ચાલશે તો ગુજરાતી સાહિત્યમાં નવો જ યુગ પ્રવર્તશે. આપણી કંપની મારફત આપણે બધાયને લઢતા બંધ કરીશું અને સૌમાં સંપ પ્રવર્તે એમ કરીશું.'

'પણ અનેક વાડા છે તેનું કેમ? આપણે ત્યાં તો સૌનો વાડો જુદો. અને એક બીજા પક્ષ પર ધૂળ ઉરાડવામાં બહાદુરી માનતા સાક્ષરોનો તોટો નથી'

'એ બધું યે શમી જશે. દરેકને પસંદ પડે એ રીતે આપણે સાહિત્ય સેવા કરીશું. પુસ્તકોનો પ્રકાશન વિભાગ ઘણાજ ઔદાર્યથી કામ લેશે. નવીન લેખકોને તેમાં સ્થાન રહેશે અને એમને યોગ્ય ઉત્તેજન મળશે. પ્રકાશનોની ઢબ પણ ફેરવાશે અને સૌના સહકારથી સુંદર પુસ્તકો ઘણી જ સસ્તી કિંમતે જનતાને મળી શકશે. વેચાણ વિભાગમાં સ્ટૉલ સિસ્ટમથી કામ લઇશું. ગુજરાતનાં મુખ્ય શહેરોમાં સંસ્થાના સ્ટૉલ રહેશે અને ત્યાં ઠરાવેલી કિંમતે પુસ્તકો વેચાશે. દરેક સ્થળે પુસ્તકોની કિંમત સરખી જ રહેશે. અને ઘરાકને કમીશન માટે કસવાને દુકાને દુકાને ધક્કા ખાવાની જરૂર નહિ રહે.'

'તો તો ઘણું જ સારું. એવી એક પ્રભાવશાળી, મધ્યવર્તી સંસ્થાની મહાગુજરાતને અત્યારે ઘણીજ જરૂર છે.' મેં કહ્યું.

'તો પછી એને લગતી ગોઠવણો આપણે કરવા માંડીએ.' પંડિતજી બોલ્યા.

'ભલે.'

અને અમે એનું પ્રોસ્પેકટસ તૈયાર કરવા પાછળ રોકાયા. એનો શેર કેટલાનો રાખવો, ડાયરેકટરો કોને નીમવા અને શું શું કરવું તે બાબતની લંબાણ ચર્ચામાં અમે ઘણો વખત ગાળ્યો.

પંડિતજીની કુશાગ્રબુદ્ધિ મારા ધારવા કરતા યે વિશેષ, ઝડપથી આ બાબતમાં કામ કરી રહી છે અને પ્રભુકૃપા હશે તો

થોડા વખતમાં અમારૂં પ્રોસ્પેકટસ બહાર પાડવાની અમારી ઉમેદ છે.

અમારી એ કંપનીનું નામ અમે 'સાહિત્ય સંવર્ધક લિમિટેડ' રાખવાના છીએ એ જણાવવું ઉચિત છે. ગુજરાતી જનતા એના શેર પુરતા પ્રમાણમાં ઉઠાવી લઇ અમને ઉત્તેજન આપશે એવી આશા છે. [અલબત્ત, અમારૂં મિત્રમંડળ જ એના પોણોસો ટકા શેર ઉપાડી લેવાનું છે તો પણ.]



## ગુજરાત ટૉકિઝ લિમિટેડ

'નટવર ! આજે રીગલમાં સુંદર ફીલમ આવી છે.' પંડિતજીએ મને મલાડથી મુંબાઇ જતાં સૂચના કરી

'શાની ?' મેં પૂછ્યું.

'વી'વા વી'લાની.' પંડિતજી બોલ્યા.

'ઠીક.'

'આજે આપણે જઇશું જોવા ?'

'ભલે, મારૂં ચોક્કસ નહિ છતાં આવજોને. પરવાર્યો હઇશ તો આવીશ.' મેં કહ્યું. 'આપણે રહેવું બહાર અને સીનેમાના શોખ રાખવા એ ફાવતી વાત નથી.'

'તું તો એવો જ રહ્યો નટવર ! એમાં શું ? મન હોય તો માળવે જવાય.'

'પણ આ કયાં માળવે જવાની વાત છે !'

પંડિતજીએ પોતાની હાસ્યપ્રભાથી અનેકને પ્રસન્ન કર્યા છે. હજારોને હસાવ્યા છે અને કૈંક દિવેલીયાં ડાચાં જેવી રોતી મુરતોને હસતી સુરત બનાવી દીધાં છે.

પંડિતજી નાનપણથીજ ભારે તોફાની હતા. એમના તોફાનની વાત તો મને વારે ઘડીએ યાદ આવે છે.

એક વખતે એમને કંઈક નહિ આવડયું હોય એટલે નરેરભાઈ માસ્તરે એમને ગાલે લપડાક લગાવી દીધી. પંડિતજીને તો એટલુંજ જોઈતું હતું. એમના ગાલ ભરાઉ હતા. એટલે લપડાક ફડાક દઈને વાગી ને ચારે આંગળાના સોળ ઉઠયાં. થોડીવાર થઈ એટલે પંડિતજી પાણી પીવાને નામે બહાર ગયા અને લીંબુની ચીરી ચેવડાવાળા પાસેથી માગીને તેનો રસ કાઢીને ગાલે ચોપડી દીધો.

બપોરની રજામાં કાંદો છુંદીને બગલમાં બાંધી દીધો.

સાંજ પડવા આવી ત્યાં તો પંડિતજીનો ગાલ ફુલી ગયેલો અને શરીર ગરમગરમ થઈ ગયેલું!

પંડિતજીએ મને સમજાવી રાખેલું એટલે મેં નરેરભાઈ માસ્તરનું ધ્યાન ખેંચ્યું કે 'પ્રાણશંકરને તમે માર્યો તે એને તાવ આવ્યો છે.'

'આમ આવ જોઉં, પ્રાણશંકર!' માસ્તરે એમને બોલાવ્યા.

પંડિતજી માસ્તર પાસે ગયા. એમનો હાથ જોયો તો ગરમગરમ થઈ ગયો હતો અને ગાલ ફુલીને દડા જેવો થયો હતો.

'મારા બાપાજીએ મને કહ્યું છે કે માસ્તર મારે તો મને કહી દેજે.' પંડિતજીએ બેધડક કહેવા માંડયું. 'આજે ઘેર જઈને એમને કહી દઈશ કે મને માસ્તરે માર્યો તે ગાલ ફુલી ગયો અને તાવ આવ્યો.'

અને પંડિતજીના બાપ જબરા વઢકણા હતા. માસ્તરને એની ખબર હતી. હવે શું થાય?

એમણે પંડિતજીને બહુ બહુ સમજાવ્યા પણ તે એકના બે ન થયા. ઘેર જઈને એમણે પોતાના પિતાજીને ફરિયાદ કરી.

એમણે પણ જોયું તો પંડિતજીનો ગાલ ફુલી ગયેલો અને

અંગમાં ઝીણો તાવ આવેલો. બાળકોને આવી ઘાતકી સજા કરનાર શિક્ષક તરફ એમને સ્નેહભાવ ન જ હોય એ દેખીતી વાત છે. એમણે શિક્ષકની સીત્તોતેર પેઢીને સરસ્વતી ચોપડી કાઢી અને હેડમાસ્તરને ફરિયાદ કરી.

પંડિતજીને જોઇ હેડમાસ્તરની પણ ખાતરી થઇ કે નરેરભાઇ માસ્તરે એમના પર જુલમ ગુજાર્યો હતો. બાળકોને આવી રીતે સજા કરવાની રીત ઘણીજ ઘાતકી હતી.

બીજે દિવસે હેડમાસ્તરે નરેરભાઇને ઉધડા લીધા અને બાકી હતું તે પુરૂં કરવા પંડિતજીના પિતાજી પણ શાળામાં આવ્યા અને એમણે પણ નરેરભાઇને સારી રીતે સંભળાવવામાં બાકી ન રાખ્યું.

એ દિવસથી નરેરભાઇ માસ્તર બાળકોને મારવાનું ભૂલી ગયા અને એમણે છોકરાઓના કાન પકડવાનું કે એમને હાથ લગાડવાનું પાણી મૂકયું.

નરેરભાઇ જેવા કડકમાં કડક માસ્તરની ખો ભૂલાવવા માટે સૌ છોકરાઓએ પંડિતજીને ધન્યવાદ આપ્યો.

આવાં તો પંડિતજીનાં શાળાનાં, શેરીનાં અને શહેરનાં અનેક મસ્તી તોફાન અને પરાક્રમો જોવાનું અને એમના સાથીદાર તરિકે ભાગ લેવાનું સદ્ભાગ્ય મને સાંપડયું હતું.

આશરે પોણાચાર વાગ્યે પંડિતજી મારી ઓફિસમાં આવ્યા. હું એમની રાહ જ જોતો હતો એટલે અમે બેઉ જણ રીગલ તરફ ચાલી નીકળ્યા.

પણ થીએટર પર પહોંચતાં ખબર પડી કે એક રૂપિયો બે આના વાળી ટીકીટો ખલાસ થઇ ગઇ હતી. સવાબે રૂપિયાવાળી ટીકીટો મળતી હતી.

અમે એક બીજાનું મોઢું જોઇ રહ્યા.!

સવા બે દુ સ્હાડાચાર રૂપિયા ખરચવા એ એમાંથી એકેને

પાલવતું ન હતું.

'કૈં નહિ, આપણે બીજે વખતે જોઇશું.' એમ કહીને અમે મ્યુઝીઅમને રસ્તે ચાલ્યા.

'ખરેખર! આપણે આગળથી ટીકીટ મંગાવી હોત તો ઠીક થાત.' પંડિતજી બોલ્યા, 'પણ તારૂં આવવાનું નક્કી નહિને!'

'એ વાત ખરી. ચાલો આપણે તો માંડી વાળીશું' મેં કહ્યું.

'પણ ફીલમ એટલી સરસ છે કે એનાં ભારોભાર વખાણ 'સેન્ટીનલ' માં આવ્યાં છે.' પંડિતજીએ સ્હમજાવ્યું. 'એને જોવાની તક ચૂકવી એ સરીયામ મૂર્ખાઇ છે.'

'ઠીક. મારે ટાઉનહૉલ તરફ જવું છે. તમારે—'

'હું હવે પ્રીન્સૈસ સ્ટ્રીટ તરફ જઇશ.' પંડિતજી બોલ્યા.

અને અમે બેઉ જણ બે જુદી ટ્રામોમાં બેઠા.

ટ્રામ ચાલી એટલે મને વિચાર આવ્યો કે પંડિતજી કહે છે એવી જ અજોડ ફીલમ હોય તો જોઇ નાખવી, આજે ચાર વાગ્યાના 'શો' માં જોઈએ તો જ જોવાય. સ્હાડાછમાં જઇએ તો ઘેર જતાં દસ વાગે. કાલે તો મુંબાઇ આવવું નથી અને પછી–પછી તો જોવાયજ નહિ. ત્યારે ચાલો પાછા, સવા બે ખરચી નાખીએ. મલાડ રહેવું અને સગવડ સાચવવી એ બે કેમ બને? સગવડ સાચવવી હોય તો થોડા પૈસા વધારે ખરચી નાખવા, અને હવે કયાં પંડિતજીની ટીકીટના પૈસા મારે ખરચવા છે? એક રૂપિયો બે આનાની બે ટીકીટો લીધી હોત તોયે સવા બે તો આપતને!

આમ વિચાર કરીને હું પાછો ફર્યો. સવા બેની ટીકીટ લીધી અને થિએટરમાં દાખલ થયો.

મુંખ્ય ફીલમ હજી હવે શરૂ થતી હતી.

એક એક દેખાવ જોઇને પૈસા વસૂલ થયા એમ લાગતું હતું.

વાર્તાની ગુંથણી, પાત્રોની ચૂંટણી, સીનોની પસંદગી, પાત્રોના હાવભાવ ને ભાષા અને નયનમનોહર ફોટોગ્રાફી તથા કર્ણરંજક અવાજ એ સર્વે આલ્હાદક હતાં.

વાર્તા આગળ વધતી હતી અને અનિમિષ નયને હું જોઇ રહ્યો હતો.

થોડી વારે 'વિશ્રાંતિ' માટે ફીલમ બંધ થઇ અને થીએ-ટરમાં પ્રકાશ પથરાયો.

મારી નજર બાજુની ખુરસી પર પડી અને હું થંભી ગયો. ઓ ભગવાન! આ શું ?

મારી બાજુમાંજ પંડિતજી બેઠા હતા.

એ પણ મને જોઇને અજાયબ થયા.

અમે બન્ને મનમાંજ સમજ્યા કે એકી વખતે બેઉ જણને એક સરખા વિચાર આવ્યા અને બેઉ પાછા ફરીને ફીલમ જોવા આવ્યા.

ઢળી ગયેલા દૂધ પર વિલાપ કરવાને બદલે અમે બન્ને બીજી જ વાતોએ વળગ્યા.

'કેમ નટવર! હું કહેતો હતો એટલીજ સુંદર ફીલમ છે ને ?'

'જરૂર, આપણે ત્યાં આવાં બોલપટ તૈયાર થતાં વર્ષો જોઇએ.' મેં કહ્યું.

'અરે ભલા માણસ! એ વાત જ જવા દેને! ગુજરાતમાં બોલપટ જેવી વસ્તુ જ કયાં છે ?' છે એકે ગુજરાતી બોલપટ ?

'નહિસ્તો, હમણાં એક તૈયાર થાય છે એમ વાંચ્યું છે, 'પ્રકાશ પીકચર્સ' ગુજરાતી ભાષામાં 'સંસાર લીલા' નામનું બોલપટ તૈયાર કરે છે એમ સાંભળ્યું છે.

'પણ નટવર ! એ તો હજી શરૂઆત છે અને એ કેવું ચાલશે તેનીયે એના સંચાલકોને શંકા હશે એટલે તો સાથે

સાથે હિંદી આવૃત્તિ પણ તૈયાર કરે છે.'

'એમ નહિ પંડિતજી! ગુજરાત માટે ગુજરાતી આવૃત્તિ અને હિંદભરનાં બીજાં સ્ટેશનો માટે હિંદી આવૃત્તિ એ લોકો કાઢે છે એમાં શંકાને બદલે પ્રચારનો જ હેતુ મને તો લાગે છે.'

'ભલે એમ. પ્રચારનો હેતું માનીએ પણ એ હિસાબે એકલા ગુજરાત માટે જ તૈયાર થયેલી એ ફીલમ નથી એ તો તું કબૂલ કરશે ને?'

'એ સંબંધી કૈં પણ અભિપ્રાય આપતાં પહેલાં એ જોતાં સુધી આપણે એની ચર્ચા મુલતવી રાખવી જોઇએ. બાકી એટલું તો ખરૂં જ કે ગુજરાતી બોલપટની ખોટ ખુંચે એવી છે.'

'અને આપણે ઇંગ્રેજીમાં કાઉન્ટ ઓફ મોન્ટીક્રીસ્ટો, લા મીઝરબલ્સ, લોસ્ટ વર્લ્ડ, ટાર્ઝન ધી એપ મેન વગેરે ફીલમો જોઇએ છીએ ત્યારે ઘડીભર એમ જ થઇ આવે છે કે ગુજરાતની ફીલમ કંપનીના સંચાલકોને ગુજરાતી નવલકથાઓ નહિ દેખાતી હોય કે શું? ગુજરાતના સમર્થ નવલકથાકારોનો સહકાર એ લોકો શા માટે નહિ સાધતા હોય?'

'એમની વાત નીકળી તો કહેવા દો કે એમને તો એવો સહકાર સાધવાનું સુઝતું જ નથી! કાં તો કોઇની વાત ચોરાવશે કે આડી અવળી કાપકૂપ કરીને થાગડથીંગડ કરીને ફીલમ તૈયાર કરશે. ફીલમ તૈયાર કરવા પાછળ, એનાં નગારાં વગાડવા પાછળ આંખો મીંચીને હજારોનો ધુમાડો કરશે પણ સારી વાર્તા અથવા સુંદર પ્લૉટ મેળવવા માટે કંજુસાઇ કરશે અને હવે તો હિંદી ફીલમો પણ મુંબાઇમાં થોકબંધ તૈયાર થાય છે—'

'એજ ખરાબી છે ને! એક ફીલમ તૈયાર થતાં યુરોપ અને અમેરિકામાં જેટલો વખત લાગે છે; તેટલા વખતમાં આપણે ત્યાં પાંચ સાત ફીલમો તૈયાર થાય છે પછી એમાં કળાને સ્થાન ક્યાંથી હોય! બનતી ઉતાવળે અને થોકબંધ

ફીલમો તૈયાર થાય પછી નામ વાયડુ પડે એમાં કૈં નવાઇ છે! શ્રીમતિ સાથે એક વખત હું લયલા—મજનુની ફીલમ જોવા ગયો હતો. એમાં એટલાં બધાં ગાયનો આવતાં હતાં અને તેએવી રીતે ગવાતાં હતાં કે શ્રીમતિ તો કંટાળી ગયાં અને અધીં ફીલમ જોઇને અમે ચાલ્યાં આવ્યાં. તે દિવસથી હિંદી ફીલમની વાત આવે ત્યારે બેસુરા રાગડા અમારી નજર આગળ આવે છે અને એ જોવા જવાનું દિલ જ નથી થતું.'

'અને ઇંગ્રેજી ફીલમમાં લઇ જાવ તો પૂછી પૂછીને શ્રીમતિ તમારો દમ કાઢે છે એમ જ ને?'

'જરૂર. એટલે તો હું કહું છું કે ગુજરાતી બોલપટ હોય તો સારૂં.'

'ભલે.'

એટલામાં વિશ્રાંતિનો વખત પુરો થયો અને પાછી ફીલમ શરૂ થઇ.

અમે જોવામાં મશગુલ બન્યા.

ધરતીનો સાદ પાંચાને સંભળાતો હતો અને એ મેકિસકોનો તારણહાર બનતો જતો હતો.

છેવટે એ એની એકજ કુટેવને અંગે મરાયો, પણ મરતાં મરતાં જે ધરતીનો સાદ એણે સાંભળ્યો અને પોતાના ભાઇઓને સંભળાવ્યો તે ધરતીને એ સ્વતંત્ર કરતો ગયો.

એક સુંદર ફીલમ જોનાર ઉપર ભારે અસર કરે છે.

પંડિતજી પર આ ફીલમે એવી અસર કરી.

બીજે દિવસે એ મને મળ્યા ત્યારે એમણે, અમે બન્નેએ ચર્ચા દરમિયાન વિચાર કર્યા મુજબ એક આદર્શ ગુજરાતી બોલપટને લગતી કંપની ઉભી કરવાનો પોતે નિર્ણય કર્યો હતો એમ મને જણાવ્યું.

'ગુજરાતના સમર્થ સાહિત્યકારો અને કલા નિપૂણોના

સુંદર સહકારથી ગુજરાતભરમાં એકકે અવાજે વખણાય અને નામના નીકળે એવાં બોલપટ તૈયાર કરવાનો એ કંપનીનો અભિલાષ રહેશે.' પંડિતજીએ મને સમજાવવા માંડ્યું. 'ગુજરાતના જાણીતા નવલકથાકારોની વાર્તાઓનાં બોલપટ તૈયાર થશે અને એમની સાથે સહકાર સાધી ઉત્તમમાં ઉત્તમ પ્લૉટ પસંદ કરી તેને રૂપેરી પડદાપર ઉતારશે,'

'પણ ગુજરાત એટલો વિશાળ નથી અને એમાં એટલાં થીએટરો નથી કે એને લગતો ખર્ચ એ ઉપાડી લે–' એવી મારી શંકાનું નિરસન કરતાં પંડિતજીએ ઉમેર્યું કે 'માલ સારામાં સારો હોય તો એનું ઘરાક મળી રહ્યા વિના ન જ રહે. એક જ દાખલો બસ થશે. પંદર વરસ પહેલાં ગુજરાતી ભાષામાં આટલાં છાપાંઓ ન હતાં. આજે મુંબાઈ, અમદાવાદ, અને સુરતમાં દૈનિક છાપાંઓ નીકળે છે અને એનો પુરતો ઉઠાવ છે. ગુજરાતી ભાષામાં સવા બસો છાપાંઓ: દૈનિકો, અઠવાડીકો, પાક્ષિકો અને માસિકો નીકળે છે એ શું બતાવે છે? એક કરોડ માણસો ગુજરાતી ભાષા બોલે છે. એટલી વિશાળ વસ્તીવાળા પ્રદેશમાં એનાં પોતાનાં બોલપટ ન પોષાય એ માનવું તે સાવ મૂર્ખાઈભર્યું છે, એટલે તારી એ શંકા અસ્થાને છે.'

અને તે પછી પોતે પૈસા માટે શી ગોઠવણ કરી છે અને નટવર્ગ માટે શું કરવાના છે તેમજ કલાકારોમાંથી કોણ કોણ સહકાર આપી શકશે અને શરૂઆતમાં કોની નવલકથા પસંદ કરવી એ બધું એમણે વિગતવાર સમજાવવા માંડ્યું.

પંડિતજીએ એમની એ કંપનીનું નામ 'ગુજરાત ટૉકીઝ લિમિટેડ' રાખવ. ધાર્યું છે અને એનું પ્રોસ્પેકટસ થોડાં વખતમાં બહાર પાડવાની તેઓ ઉમેદ રાખે છે.

એમનું સાહસ તમને ઠીક લાગે તો એ કંપનીના શેર આંખો મીંચીને ઉપાડી લેજો.

☆

# ધીકતો ધંધો

યુનીવર્સલ કવિતા મૅન્યુફેકચરીંગ કંપની, પીકચર્સ લિમિટેડ અને સાહિત્ય સંવર્ધક લિમિટેડની યોજના ઓ પછી પંડિતજીએ કોઇ નવીન યોજના હાથ ધરવા વિચાર કર્યો. પંડિતજીનું નસીબજ બુલંદ નહિતર આવી આવી પ્રબળ યોજનાઓ હાથ ધરવા છતાં વા ખાતા રહેવાનો યોગ ન જ આવે.

કોઇ નવી જ દિશામાં આ વખતે મગજ કસવાનો ને નસીબ અજમાવવાનો પંડિતજી વિચાર કરતા હતા.

એક દિવસ તેમની સ્વારી કૅાર્ટ તરફ આવી પહોંચી. મારી ઑફિસમાં આવી ને તે ગપ્પે ચઢયા.

'નટવર, આ બધા સફેદઠગોનો ધંધો કેમ ચાલતો હશે?'

'સફેદઠગ!' મેં પૂછ્યું.

'બીજું શું ત્યારે! વાતમાં માલ નથી. આ બધા બે બિલાડીને લઢાવી પેટ ભરનાર વાંદરાનો ધંધો કરનારને બીજી તે શી ઉપમા આપવી! જોને આ બૅરિસ્ટરો! એમના ભાવ પણ ઓછા વધ્યા છે.! મરજી ફાવે તેટલી ફી લઇને પણ કેસ ચલાવવો કે નહિ એ તેમની મુનસફીની વાત છે! સીનીયર ને જૂનીયર: તેમાં કામ કરે જૂનીયર ને માલ ખાય સીનીયર! બ્રીફ વાંચીયે ન હોય ને ફી ચાવું કરી જાય. બોલ નટવર, એમને સફેદ ઠગ કહેવા કે બીજું કાંઈ?

'અને પેલા સોલીસીટરો પણ એમનાજ ભાઇને! છેક છેલ્લી ઘડી સુધી સાચી સલાહજ ન આપે ને! આટલા પૅાઇન્ટસ તમારી ફેવરમાં છે એમ કરીને લઢાવે, લઢાવે કે ન પૂછો વાત! ને છેક છેલ્લી વખતે કૅાર્ટમાં કેસ નીકળે ત્યારે છેડાઇ પડશે ને કહેશે કે આ તમે 'આવતો' લખીને બધું બગાડી નાખ્યું 'જ્યારે

આવે ત્યારે' એવું લખ્યું હોત તો આપણે જરૂર ફાવત. તમારા એ એકજ શબ્દે બધો ઘાણ વાળી નાખ્યો! આ કે એવુંજ બીજું બ્હાનું કાઢશે. જેટલું ફોલાય એટલું ફોલી ખાઈને જ્યારે જોશે કે હવે આ તલમાં તેલ નથી ત્યારે તર્ત છોડી દેશે. બોલ, એ સફેદઠગ ખરા કે નહિ?'

'ખરા તો ખરા.' મારે કહ્યા સિવાય ચાલ્યું નહિ. 'પણ ચાલોને આપણે જરા ફરવા જઈએ.'

અમે બેઉજણ ટ્રામમાં બેઠા ને પાયધુનીની ટીકીટ લીધી-પંડિતજી કહેઃ 'નટવર, આજકાલ ઘણી ઘણી યોજના હાથ ધરી જોઈ પણ હજીયે મન માને એવી એક્કે ન મળી.'

'શી શી યોજનાઓ વિષે વિચાર કર્યો!'

'યુનીવર્સલ કવિતા મેન્યુફેકચરી' કંપનીમાં તો આપણું ટટુ ચાલ્યુ નહિ. આ પીકચર્સનો તો તાજો અનુભવ છે, હવે તે પછી ભેજામાં એક નવો જ વિચાર આવ્યો હતો, પણ તે હસવા જેવો છે.'

'એમ?'

'હા. મેં આજેજ જીવણા મારફત તપાસ કરાવી છે. આપણાથી એ ધંધો નહિ થાય પણ માણસ રાખીને કરાવીશું ને જીવણાને મેનેજર બનાવીશું.'

'પણ કેવો ધંધો?'

પંડિતજી જેવા સાહિત્યરસિક અને કળાનિપૂણ પાસે કોઈ નવીન અને સુંદર ધંધા વિષે સાંભળવાની મેં આશા રાખી હતી ત્યાં પંડિતજી બોલ્યાઃ 'તાડીનો.'

'છટ્! એવો ધંધો?'

'કેમ? એમાં શું ખોટું છે? જો, એક તાડ કે ખજુરીમાંથી દરરોજ ચારથી છ બાટલી તાડી નીકળે છે. કોઈ કોઈ તો તેથી વધારે ટપકે છે હવે સરેરાશ આપણે ચાર બાટલી ધારીએ અને

બાટલીનો બજારભાવ જીવણો છ આના કહે છે તેને બદલે પાંચ આના ગણીએ તો પણ દર ઝાડ દીઠ મહીને દહાડે બારસા પાંત્રીસ રૂપીઆની ઉપજ થાય. ફકત સો ઝાડ પહેલાં પાંચ વર્ષને પટે લઇએ તોયે ન્યાલ થઇ જઇએ. વળી મેં નવી ગોઠવણ કરી છે. રોજ સવારના પ્હોરમાં કોઇને ઝાડ ઉપર ચઢાવવાનો જ નહિ. દરેક ઝાડપર તાડી ઝીલવાનાં ઢોચકાં બાંધવામાં અને તે ઉતારવામાં મજુરનો ઘણો ત્રાસ હોય છે પણ મારી યુકિત આબાદ રીતે એ વાતનો તોડ કાઢશે. આપણે પાણીના નળની માફક ઝાડ ઉપર ઢોચકા સુધી નળ નાખીશું અને ઢોચકાને બદલે એવુંજ બીજું પતરાનું વાસણ નળ સાથે જોડાણ કરી રાખીશું. બધા નળનું એક ઠેકાણે જોડાણ રાખીશું. બધાં ઝાડ દૂઝે અને તાડી એક જ મોટા વાસણમાં એકઠી થાય. બગડવાની ખટખટ નહિ; ઉતારવાનો ત્રાસ નહિં અને ઢોળાવાનો કે મજુર પી ગયાનો ભો નહિ. એક ધંધો હાથમાં લઇએ તે પહેલાં તેમાં ઉંડા ઉતરી વિચાર ન કરી લઇએ તો કામનું શું ? હેં નટવર !'

'પણ પંડિતજી, એ ધંધો ગમે તેવો સારો હોય તોયે આપણે કરવા જેવો નથી.'

'છે તો ખરું, પણ શું કરીએ ! બે પૈસા ખાતર ગાંધીજીના ચુસ્ત ભકત અને તેમની સાથે જેલમાં જઇ સેવા કરનાર પણ તેમના કટ્ટા વિરોધી થઇ ગયા તો આપણે ના છૂટકે એ ધંધો કરવો પડે એટલે દિલગીર.'

'પણ બીજા ગમે તે કરે, આપણાથી એવું ન થાય. બીજું કાંઇક શોધો.'

'જેવી તારી મરજી, નટવર ! નહિ તો મારો તો એ ધંધો કરવા વિચાર થઇ ગયો હતો.'

'પણ તમે બીજું કાંઇક કરો તો ?'

'નટવર, પેલી તારી યોજના કયાં છે ? ખેતીની લિમિટેડ

કંપનીની તેં અને પેલા મી. ઝવેરીએ કરી હતી તે. તમે લોકોયે જબરા! મુંબાઇ ઇલાકાના ડાયરેક્ટર ઑફ એગ્રીકલ્ચર પાસે પણ પહોંચી ગયા, અને એને કંપનીનો મૅનેજર બનાવવા જેટલીયે તમારી બેઉની હિંમત માટે ધન્યવાદ આપવો જોઇએ.'

'એ વખત એવો હતો, અને માર્કેટ ન બળી ગઇ હોત તો જરૂર અમે આજે ગાડી ઘોડે ફરતા હોત પણ પંડિતજી! હજી એ યોજના સેવક પાસે પડી છે. વિચાર હોમ તો એ પણ અજમાવી જોઇએ. પાંચ એકરથી શરૂઆત કરોને—'

'નારે, એમ ઓછું ખેડયે આપણું પેટ ન ભરાય! ખેલવું તો ખૂબ ખેલવું. કાં તો આર કે પેલે પાર! ચાલો, પાયધુની આવ્યું.'

એમ બેઉ ઉતરી પડયા. પંડિતજી ને દીર્ઘશંકાનો વિચાર થયો અને બોલ્યાઃ 'નટવર! મુંબાઇ જેવા શહેરમાં આ પીડા મારી માફક ઘણાને અનુભવવી પડતી હશે. એ કામ હાથ ધરવા જેવું છે.'

'કયું કામ?' મેં પૂછ્યું.

'આ એક કંપની કાઢી હોય તો મુંબાઇ આખું આશીર્વાદ દે.'

'પણ કઇ જાતની કંપની?'

'નામ તો હજી હવે ગોતી કાઢીશું, પણ એવી ગોઠવણ કરી શકાય કે જ્યાં હરેક જણ લઘુશંકા કે દીર્ઘશંકા કરવા આવે અને રાત્રે સુઇ રહેવા આવે. ધંધો નવો છે, લાઇન નવી છે. પણ આટલામાં કોઇ ઓળખીતું નથી?'

ના છૂટકે એમને માર્કેટના 'પબ્લીક લૅટરિન્સ' નો ઉપયોગ કરવો પડયો. ત્યાંથી આવ્યા પછી કહેઃ 'મુંબાઇમાં ઠેકાણે ઠેકાણે જમવાની લૉજો અને વીશીઓ છે પણ ગરીબ કે તવંગરને માટે લઘુશંકા કે દીર્ઘશંકા કરવાનાં સ્થાન નથી; નહાવાનાં ને સુવાનાં સ્થાન નથી. એવી વ્યવસ્થા થવી જોઇએ કે ઠેકાણે

ઠેકાણે માણસો નજીવા ખર્ચે લઘુશંકા કે દીર્ઘશંકા કરી શકે, સ્નાન કરી શકે અને સુઇ રહી શકે. આટલું થાય તો મુંબાઇ નગરી ઉપર કેટલો ઉપકાર થાય!'

'ખરેખર! પંડિતજી, એ ઉપાય અજમાવવા જેવો તો ખરો. આજકાલ મકાનભાડાં ખૂબ વધી ગયાં છે અને લોકો રૅન્ટઍક્ટ વધારવાની બુમ મારી રહ્યા છે પણ કોઇ અક્કલ દોડાવતું નથી. આવી એકાદ કંપની નીકળે કે પછી ઘરવાળાના ડબ્બા ગુલ! તેમની બધી યે ધમાલ ઘટી જવાની. મુંબાઇમાં સેંકડે ત્રીસ ટકા વાંઢાઓ રહે છે એટલે એ કંપનીને ખૂબ કમાણી થવાની, થોડા પૈસા લઇ નહાવા ધોવાનું અને રહેવાનું પણ મળે. ગરીબ વર્ગ એનો ઘણો જ લાભ લેશે, તવંગર અને ગરીબ આખીએ આમ પ્રજા લઘુશંકા અને દીર્ઘશંકાની યોજનાનો લાભ લેશે. ગંધાતાં બાજરૂ અને ખરાબ મુતરડીઓ જોતાં આ આખી યે યોજના સંપૂર્ણ ફતેહમંદ થશે એમાં મને તો જરા યે શક નથી. મુંબાઇની મ્યુનીસીપાલીટીને પણ પબ્લીક બાજરૂ અને મુતરડીઓનો જે થોડો ઘણો ખર્ચ કરવો પડે છે તે મટી જશે, તેમજ તે એને માટે સારી જેવી ગ્રાન્ટ પણ આ કંપ-નીને આપશે.'

'વાત એના લાભની છે એટલે આપવામાં આનાકાની તો નહિ થાય.'

'આનાકાની શાની? ડેમોક્રેટિક મ્યુનીસીપાલીટી એટલું ન કરે તો તો શરમની વાત કહેવાય!'

'અને ગરીબ માણસો માટે ઘણો જ ઓછો ચાર્જ રાખીશું એટલે આખી યે યોજના એક આશીર્વાદ રૂપ થઇ પડવાની જ.'

પછી અમે એના દર નક્કી કરવા બેઠા.

| | |
|---|---|
| લઘુશંકા કરવા દેવાનો દર | ૦—૦—૩ |
| દીર્ઘશંકા ,, | ૦—૦—૬ |

| | |
|---|---|
| સ્નાન કરવાનો: સાધારણ | ૦—૦—૯ |
| ,, સાબુ સાથે | ૦—૧—૦ |
| રાત રહેવાનો | ૦—૧—૬ |

ઉપર મુજબ શરૂઆતના દર રાખવાનો અને અમને મદદ કરવાને મુંબઇ મ્યુનીસીપાલીટીને અરજી કરવાનો, તથા કંપનીને લિમિટેડ કરી 'બોબે પબ્લીક સર્વીસ લિમિટેડ' નામ આપવાનો વિચાર અમે કર્યો.

મુંબઇમાં મહેમાનને માટે 'રોટલી મળે પણ ઓટલી ન મળે' એમ કહેવાય છે તે આ યોજનાથી મટી જશે. તેમજ મુંબાઇની અધીં ગંદકી આ એકજ યોજનાથી ટળી જશે. એ વિચાર પણ મને આવ્યો.

અને લિમિટેડ કંપનીઓ કયાં સારાં ડીવીડન્ડ આપે છે? પંડિતજીની આ કંપની ઠીક ચાલે તો ડીવીડન્ડ પણ સારૂ આપે એમાં શંકા શી? એક આના જેવો નજીવો ભાવ રાખી ટ્રામ કંપની ધરખમ નફો કરે છે તે કયાં અજાણ્યું છે? ભાવ સસ્તા તેમ લાભ વધુ લેવાય અને લાભ વધુ લેવાય તો નફો ખૂબ થાય. ખરે જ! પંડિતજીની અક્કલ ઘોડાની ઝડપે દોડે છે, નહિતર આવી ધરખમ અને ધીકતા ધંધાની યોજના તેમના મગજમાં કેમ આવી શકે?

પંડિતજી આ ધીકતો ધંધો હાથ ધરવાના છે એવી ખબર બહાર પડી ન પડી એટલામાં તો અમારા પર પૂછપરછ ને કાગળનું એટલું દબાણ શરૂ થયું છે કે ન પૂછો વાત.

થોડા વખતમાં અમારી આ કંપનીનું પ્રોસ્પેકટસ દૈનિક છાપાંઓમાં આવશે ત્યારે વાંચનારે જરૂર તેનો ખૂબ ફેલાવો કરવો અને બને તેટલા શેર ખરીદી લેવા. આવી તક વારે વારે મળતી નથી માટે મારી સલાહ છે કે મુંબાઇની અધીં ગંદકી દૂર કરવી હોય, મ્હેમાનોનો ત્રાસ દૂર કરવો હોય, વગર બોલીએ રહેવું હોય, તો અમારા આ સાહસને પેટ ભરીને ઉત્તેજન આપજો.

# ગુર્જરીનો દાવો

'નટવર, ચાલને પેલા કનૈયાલાલ પાસે જઇએ' પંડિતજીએ મને કહ્યું.

'કયા કનૈયાલાલ?' મેં પૂછ્યું.

'કનૈયાલાલ સોલીસીટર. એમની પાસે થોડુંક કામ છે.'

'શું છે?'

'કાંઇક કાયદાને લગતું.'

'તે તમારે ને કાયદાને શું લાગે વળગે?'

'તું જોજે તો ખરો.' કહીને પંડિતજી મને હમામસ્ટ્રીટમાં કનૈયાલાલ ઍન્ડ કંપની સોલીસીટર્સની ઑફીસમાં લઇ ગયા.

'આવો, પંડિતજી' કહીને અમને જોતાં વેંત જ કનૈયાલાલે પોતાની ચૅમ્બરમાંથી આવકાર આપ્યો.

'પેલી દાવા અરજી તૈયાર થઇ?' પંડિતજીએ પૂછ્યું.

'શામરાવ, પેલો 'પ્લેઇન્ટ' લઈ આવો તો.' કનૈયાલાલે મોટેથી પોતાના મૅનેજીંગ કલાર્કને કહ્યું.

તરતજ શામરાવ દાવા અરજી લઇ આવ્યા.

પંડિતજીએ શાનો દાવો માંડવાનો વિચાર કર્યો છે તેનું મને કુતૂહલ થયું. એટલે એ લઇને મેં વાંચવા માંડ્યું:

દાવા અરજી જોઇને મને વિચાર તો થયો પણ આયે એક પ્રકારની પંડિતજીની ધૂન માની કાંઇ બોલ્યો નહિ.

'કેમ બરાબર છે ને?' કનૈયાલાલે મને પૂછ્યું.

'એમાં શું કહેવા જેવું હોય!' મેં કહ્યું.

એમણે અમને હાઇ કૉર્ટમાં મોકલી આપ્યા અને પંડિતજીએ સહી કરી સોગંદ ખાધા. દાવો તરતજ દાખલ કરવાની સૂચના કરી ચાલ્યા આવ્યા.

અઠવાડીઆ પછી પંડિતજીએ મને ખબર આપી કે હાઇ

કોર્ટ તરફથી આ જાતનો દાવો ચાલી શકશે નહિ એવા શેરા સાથે દાવા અરજી પાછી આપવામાં આવી હતી.

પંડિતજીને આ ખબર મળી એટલે મારી સાથે વાત કરતી વખતે તેઓ ઘણા નિરાશ થઇ ગયેલા જણાતા હતા.

એ દાવા અરજી નીચે મુજબ હતી :



## મુંબાઇની ન્યાયાધિકારી હાઇકોર્ટમાં

### સાધારણ અસલ દિવાની હકુમત

મુકર્દમો નંબર સને ૧૯ નો

શ્રીમતિ ગુર્જરીદેવી, રહેવાસી ગુજરાત હાલ મુંબાઇ, સાક્ષરોચિત શુદ્ધ ગુજરાતી ભાષાની અધિષ્ઠાત્રી અને પ્રચારિણી દેવી તરીકે મુંબાઇ અને બૃહદ્ ગુજરાતમાં કામ કરે છે.

વાદી

વિરૂદ્ધ.

(૧) પારસીઓ, મૂળ રહેવાસી ઇરાન હાલ મુંબાઇ (૨) વહોરા, ખોજા, મેમણ અને મુસલમાન, મૂળ રહેવાસી હિંદુસ્તાન, તુર્કસ્તાન, અરબસ્તાન, અફઘાનિસ્તાન વગેરે હાલ મુંબાઇ (૩) ઇસાઇ, ગોવાનીઝ, અને દક્ષિણી, મૂળ રહેવાસી મહારાષ્ટ્ર, ગોઆ, સાષ્ટી વગેરે હાલ મુંબાઇ (૪) હાલ્યા, દૂબળા ને કાળીપરજ, રહેવાસી સુરત, વલસાડ, નવસારી હાલ મુંબાઇ (૫) કચ્છી ને ઓખાના કાઠિયાવાડી, મૂળ રહેવાસી કચ્છ ને ઓખામંડળ હાલ મુંબાઇ. પ્રતિવાદી નં. ૧, ૨, ૪ ને ૫ ગુજરાતી ભાષા બગાડવાનો અને નં. ૩ ભાષામાં ભેળસેળ કરવાનો મુંબાઇ અને બૃહદ્ ગુજરાતમાં ધંધો કરે છે.

પ્રતિવાદી

વાદીનો દાવો એવો છે જે :—

૧. વાદી આખાએ ગુજરાતમાં ગુજરાતી ભાષા શુદ્ધિના પ્રચારનું કાર્ય વર્ષો થયાં કરે છે, અને પોતે આર્યોની મૂળ સંસ્કૃત ભાષાની માનીતી દીકરી છે.

૨. પ્રતિવાદીઓ ગુજરાતી ભાષા કેટલાક વર્ષો થયાં બોલે છે. જો કે તેમની મૂળ ભાષા જુદી જુદી હતી તો પણ તેઓ જેમ જેમ ગુજરાતીઓના સંસર્ગમાં આવતા ગયા તેમ તેમ તેમણે પોતાની ભાષાના કેટલાક શબ્દોની ભેળવણી ગુજરાતી ભાષામાં કરી અને પોતાની ટેવ મુજબ ગુજરાતી ભાષાને બગાડવાનો અને વાદીની આબરૂને નુકશાન કરવાનો પ્રયત્ન કર્યો.

૩. પહેલા પ્રતિવાદીઓ જ્યારે સંજાણ ઉતર્યા ત્યારે તેમની પાસે સંજાણના તે વખતના રાણાએ ગુજરાતી ભાષા બોલવાનો કરાર લખાવી લીધો હતો અને તે મુજબ તેમણે ગુજરાતી ભાષા શુદ્ધ રીતે બોલવાનું સ્વીકાર્યું હતું પણ વર્ષો થયાં તેઓ તેમનો એ કરાર પાળી શકયા નથી અને ગુજરાતી ભાષાને બગાડવામાં ઘણોજ આગળ પડતો ભાગ લઇ રહ્યા છે. ગુજરાતી ભાષાનાં ઘણાં દૈનિક પત્રો અને અનેક અઠવાડિકો એમની પાસે હોઈ શુદ્ધ ગુજરાતી ભાષાપ્રચારના વાદીના કામમાં તેઓ ઘણો જ અંતરાય નાખે છે તથા તેની વિરૂદ્ધ છડે ચોક પોતાનું કામ કર્યે જાય છે. તેઓએ પોતાનો વાડો જ જુદો કર્યો હોય તે રીતે પોતાનાં છાપાં, પુસ્તકો અને ભાષામાં વિચિત્ર ભેળસેળ કરી ગુજરાતીની જ્વલંત કીર્તિને કલંક લગાડયું છે. આ સાથે પરિશિષ્ઠ 'અ' માં પહેલા પ્રતિવાદીઓ વાપરે છે તે ભાષાનો નમુનો આપ્યો છે.

૪. બીજા પ્રતિવાદીઓ મુસલમાન ધર્મના પ્રચાર સાથે ગુજરાતમાં હસ્તીમાં આવ્યા. તેઓમાંના ઘણા તો મૂળે ગુજરાતી હતા પણ કાળે કરીને અને મુસલમાની અમલ દરમિયાન તેમના પરભાષાઓ સાથે સંબંધને લીધે ગુજરાતી ભાષાને હીણપત

લાગે એવો બગાડો કરતા થઇ ગયા છે. તેઓ પાસે જો કે વાદીના પ્રચારનો વિરોધ કરવા જેવા હથીઆર નથી પણ તેમની સંખ્યા મોટી હોવાથી તેમજ કોઇ પણ જાતનો સુધારો ન થતો હોવાથી તેઓ વાદીની કીર્તિને ઘણું જ નુકશાન કરે છે. આ સાથેના પરિશિષ્ઠ 'આ'માં તેમની ભાષાનો નમુનો આપ્યો છે.

૫. ત્રીજા પ્રતિવાદીઓ પરદેશી હોઇ તેમનું ગુજરાતી ભાષાનું જ્ઞાન સારૂં છે જ નહિ છતાં પણ પોતાની ભાષાના શબ્દો ઘુસાડી ગુજરાતી ભાષાને એવી તો પાંગળી અને વરવી કરી મૂકે છે કે ન પૂછો વાત! જાતિ, વચન અને વિભકિતનું તો ત્રીજા પ્રતિવાદીઓ હમેશાં ખૂન જ કરે છે. આ સાથેના પરિશિષ્ઠ 'इ' માં તેમની ભાષાના નમુના આપ્યા છે.

૬. ચોથા નંબરના પ્રતિવાદી હજારો વર્ષથી ગુજરાતમાં રહેતા હોવા છતાં તેમની ભાષા હજીએ સુધરી નથી એ નવાઇની વાત છે. સુરત જીલ્લામાં એ લોકોની ઘણી મોટી સંખ્યા છે. તેઓ પણ જાતિ, વચન કે વિભકિતના ખૂનીઓ જ છે અને ગુજરાતી ભાષાની ખરાબમાં ખરાબ સ્થિતિ તેઓ ખૂદ ગુજરાતીઓ હોવાથી કરાવવામાં સહાયભૂત થાય છે. તેમનું વર્તન જ વાદીના પ્રચાર કાર્યની વિરૂદ્ધ છે. તેઓનું કોઇ સંગઠન નથી અને જાતે ગરીબ હોવાની પોતાનાં છાપાં, પુસ્તકો કે વાડો નથી છતાં તેમની વસ્તી વિશાળ હોઇ તેમનું વર્તન વાદીને ગેરલાભ કર્તા છે. આ સાથેના પરિશિષ્ઠ 'ई' માં તેમની ભાષાનો નમુનો આપ્યો છે.

૭. પાંચમા પ્રતિવાદીઓ અનેક વર્ષોથી ગુજરાતી ભાષાથી સુપરિચિત હોવા છતાં કેટલાક શબ્દોની વિચિત્ર સેળભેળ કરતા રહ્યા છે. તેમના એક વર્ગને તો પોતાની ભાષા જ જુદી છે, અને તેઓ હજીએ તેને વળગી રહી વાદીને નુકશાન કરી રહ્યા છે. તેઓ ધનાઢ્ય હોઇ હીણપત ભરેલું તો એ છે કે તેમની

મૂળ ભાષા માટે તેઓએ કાંઈ જ કર્યું નથી. સાહિત્યમાં નથી તેનો પ્રચાર કે નથી તેનાં પુસ્તકો. ગુજરાતી ભાષા માટે તેમણે સાવ નજીવું કામ કર્યું છે. આ સાથેના પરિશિષ્ટ 'ड' માં તેમની ભાષાનો નમુનો આપ્યો છે.

૮. આ ઉપરથી પ્રતિવાદીઓના વાદી સાથેના વર્તન વિષે નામદાર કોર્ટને ખાત્રી થશે કે સેંકડો વર્ષોથી વાદીની જામેલી પ્રતિષ્ઠાને પ્રતિવાદીઓએ ઘણું જ ભયંકર નુકશાન કર્યું છે! અલબત્ત એ નુકશાનની ભરપાઇ રૂપીઆ, આના, પાઇની ગણતરીએ થઇ શકે એવી નથી છતાં ન્યાયની સગવડની ખાતર વાદીએ નુકશાનની રકમ તરિકે અંદાજે આંકડા મૂકયા છે. અલબત્ત તેથી પ્રતિવાદીઓનું વર્તન સુધરે એજ વાદીની અભિલાષા છે. વાદીને પ્રતિવાદીઓ માટે જરાયે રોષ કે વેરભાવની લાગણી નથી.

૯. દાવાનું કારણ મુંબાઇમાંજ ઉભું થયું છે અને વાદી તથા પ્રતિવાદીઓ મુંબાઇમાં જ રહે છે એટલે આ નામદાર કૉર્ટને આ મુકદમો ચલાવવાને સત્તા છે.

૧૦. વાદી જે કાગળ ઉપર પોતાના દાવાનો આધાર રાખે છે તેની યાદી દાવા અરજી સાથે જોડેલી છે.

વાદી દાદ માગે છે. કે:

(क) પ્રતિવાદીઓને આ નામદાર કૉર્ટના તાકીદના હુકમથી વાદીના પ્રચાર કાર્ય વિરૂદ્ધ કામ કરતા અટકાવવામાં આવે.

(ख) વાદીની આબરૂની નુકશાની બદલ પહેલા પ્રતિવાદી પાસેથી રૂપીઆ એક કરોડ, બીજા પ્રતિવાદી પાસેથી રૂપીઆ પચાસલાખ, ત્રીજા પ્રતિવાદી પાસેથી રૂપીઆ વીસલાખ ચોથા પ્રતિવાદી પાસેથી તેઓની ગરીબાઇ ધ્યાનમાં લઇને રૂપીઆ દસહજાર ને પાંચમા પ્રતિવાદી પાસેથા રૂપીઆ પચીસ લાખ અથવા આ નામદાર કૉર્ટની ધ્યાનમાં

આવે તે રકમો અપાવવામાં આવે તથા... ... ...

(ગ) આ મુકર્દમાનું ખર્ચ અને યોગ્ય તે દાદ આપવામાં આવે.

**આ દાવા અરજી**

**મણીલાલ મુનશી**

બાર–ઍટ–લૉએ

**તૈયાર કરી અને અમે સહેજ ફેરફાર કર્યો.**

**કનૈયાલાલની કું.**

**વાદીના વકીલો**

હું પ્રાણશંકર પંડિતજી તે ઉપર જણાવવામાં આવેલ વાદી ગુર્જરીદેવીનો કાયદેસર મુખત્યાર સોગંદ–ઉપર જાહેર કરૂં છું કે આ દાવા અરજીમાં લખેલી બધી હકીકત ખરી છે અને તે ખરી હોવાની મારી માન્યતા છે.

| મુંબાઇમાં તા. – –૧૯ ને દિવસે સોગંદ ઉપર જાહેર કર્યું. | **મારી રૂબરૂ કમીશ્નર** |
|---|---|

☆

# પરિશિષ્ઠ 'अ'

---

## કોરગાનો કેજ

પારસીઓમાં કોરગાપણું! થોડાક બદમાશોની બદફેલીને લીધે નમાની રાંક પારસી કોમનું નામ બદનામ થતું જોઇને અમને અતિષ્ય ખેદ ઉપજે છે. ×× ટેલીફોન મારફતે આબરૂદાર પારસી કુટુંબની બાનુઓને નીરલજ માગણી કરી, બીભીત્સ ભાષા તેમને કાને નાખી. તેણીઓને સતાવવાનો ધંધો લઇ બેઠેલા એક પારસી કોરગાને ગઇ કાલે મેજીસ્ટ્રેટ મી. દસ્તુરે એક માસના આશન કેદની સજા કરી છે. × × ઓટોમેટીક ટેલીફોન

સીસટમ વતીક તેમની બદમાશીને યારી આપશે નહીં.

*

મોબેદ સાહેબની કદરસનાસી:

મલેસરની બઝમે રૂએ મહેર તથા ધી દાદાભાઇ નવરોજી સોસાઇટી તરફથી રાબેતા મુજબનું ખોરદાદ સાલનું જશન ગઇ કાલે થવા બાદ આ બઝમના બનતરને લગતી સેવા તેની સ્થાપનાથીં એરવદ દેરાબજી ફરદુનજી કરકરીઆએ સારી રીતે બજાવેલી હોવાથી તેની કદરસનાસીમાં મંડળીના મેમ્બરો તરફથી જશનની કીયા પછી તેવણુને એક સાલ ઓઢાડવામાં આવી હતી.

*

'ઓ માય ડીકી!' 'મુવા બસ્તે ગીયા ઘુવડ'

## પરિશિષ્ઠ 'आ'

(૧) આડમજીએ આડાની સુંઠ કીધી.

(૨) દોસુમીયાંને દોબાએ લાત મારી.

પરિશિષ્ઠ 'इ'

(૧) વિનોબા: હું ભાજી લાવી.

(૨) વીએગાસ: હું તમુને કીધેલા.

પરિશિષ્ઠ 'ई'

(૧) હેઠ દીકરા કંઇ બહાર ગીયેલો છે ને અમે ઘેરમાં છીએ.

(૨) એવાં હાડકાં ભાગી લાખા કે હહરીનો હંભારીયા કરે જે.

પરિશિષ્ઠ 'उ'

(૧) ખંડજે ને ગોળજે ભાવ એક થીનો.

(૨) અસાંજે માડુ વ્યો સે અચેવારો નાય.



## ચોર પકડયો

'નટવર, બહાર આવ તો—'

મુંબઇમાં અમારા મિત્ર અમથાલાલની ઓરડીએ રાત્રે સાડાબાર સુધી અમે પત્તાં ટીચી ઊંઘી ગયા હતા, અને ઘસઘસાટ ઊંઘ આવતી હતી તેમાંથી મને ઉઠાડીને પંડિતજીએ કહ્યું.

બગવાયલા બગવાયલા ઉઠીને આંખો ચોળતાં મેં પૂછ્યું: 'કેમ ધાડ આવી?'

'આસ્તે, દોસ્ત! આસ્તે, બહુ જરૂરનું કામ છે.'

'કહી નાખોને!'

'જરા ઉઠ તો ખરો'

અને હું ઉઠયો. તે મને બહાર લઇ આવ્યા અને કહ્યું: 'નટવર! પેલા બે જણ જોયા? તેઓ પા કલાકથી કાંઇ વાતો કરે છે. મને તો તેઓ રાતના રાજા જેવા જણાય છે. હું જરા બહાર આવ્યો ને એમને જોઇ મારાં મોતીયાં મરી ગયાં, તેથી તને ઊઠાડયો.'

અમે બહાર આવીને લપાઇને ઉભા, પેલી બાજુ એક ઓટલા આગળ બે મુસલમાન જેવા જણાતા બદમાસો ઉભા હતા તેમની વાત અમે કાન દઇ સાંભળવા લાગ્યા.

'અબે ઉલ્લુ! ઐસા કૈસા ભાગ કે આયા! જેલમેંસે ભાગના વો કુછ કમ હિંમતકા કામ નહિ! હિંમત દિખાના ચાહીએ.'

'કયા યાર! હિંમતકી બાત કરતા હય! મયને જીતની હિંમત દિખાઈ ઇસકા તીસરા હિસ્સા ભી હિંમત તેરેમેં નહિં થી. ભગ કે આના વો કુછ કમ હિંમતકા કામ થા?'

'દારોગાકુ ફટકારના ચાહીયે. ઉસકુ કયા ખબર રહે કે ઐસા ભી મુઝે મીલા થા.'

'મગર તેરી રિવોલ્વરકા બાર કયું નહિ કિયા ?'

'અજી વો તો મંય ભૂલ ગયા.'

'કયા ભૂલ ગયા ? ખંજર નિકાલ કે ઉસકુ ચમકા દેના ચાહિએ.'

'વો ભી નહિ થા.'

'અરે યાર ! જરા છરરાકા કામ કરના ચાહિએ. કૂછ તો કરના ચાહિએ. છરા, ખંજર યા રિવોલ્વર કૂછ દિખાકે ડર લગાના ચાહિએ.'

'મગર વો તો મારે ડરકે ગભરા ગયે થે.'

પંડિતજી મને ગોદો મારીને બોલ્યાઃ 'જોયું નટવર, આ કેવા હડહડતા બદમાસો છે તે ! જેલ તોડી નાસી આવ્યા હોય એમ મારૂં અનુમાન થાય છે.'

અને પંડિતજી અનુમાન કરવામાં એક્કા હતા. એમણે મને કહેલું કે अनुमानेंन कल्पंतें पाडा कुर्वन्ति पोदरा: પાડો તો પોદરો કરે કાંઇ પર્વત ઓછો કરી દેવાનો હતો ? અને એ વાત તદન ધોળા દિવસ જેવી ખરી હતી.

'એમજ, એમજ. મને પણ એવું જ લાગે છે.' મેં પંડિતજીની વાતમાં હાથે હા મેળવી.

અને રાતના ત્રણ વાગે એ રાતના રાજા સિવાય બીજો કોણ માયનો પૂત આમ લ્હેરે લ્હેરે વાત કરે ?

'ત્યારે હવે શું કરીશું ?' પંડિતજીએ પૂછયું.

'બોલાવો પોલિસને.' મેં કહ્યું.

'ખરેખર ! આપણે જો જનહિતના સવાલ ધ્યાનમાં ન લઇએ તો બીજો કોણ લેશે ? એ લોકોને બરાબર ફેંજે પહોંચાડવા જોઇએ. પણ પોલિસ ચોકી ઉપર તું આવશે ને ?'

'તમને ના પડાય ?'

ધીરે રહીને અમે કપડાં પહેરી લીધાં. તરતજ ભાયખલાની ચોકી પર પહોંચી ગયા. એ લતાની પોલિસ પણ ચબરાક.

અમને તરતજ સ્વાગત મળ્યું અને પોલિસ ઇન્સ્પેક્ટર પાંચ સિપાઇ લઇ અમારી સાથે આવ્યો.

અમે જરાક દૂર ઉભા રહીને પેલા બે રાતના રાજાઓને બતાવી દીધા. તેમણે પણ એ લોકોની થોડી ઘણી વાત સાંભળી. પેલા પણ એવા ઉલ્લુ કે અમે જઇને પાછા આવીએ ત્યાં સુધી ખાસ્સો અર્ધો કલાક થયો, પણ ત્યાંના ત્યાંજ ઉભા રહીને ગપ્પાં માર્યા કરતા હતા.

ઇન્સ્પેક્ટરે જઇને તરતજ તેમને પકડયા અને પોતાની સાથે ઘસડયા.

'હમને કયા કિયા હય?' 'કાયકુ હમકુ અયસા લે જાતા હય?' વગેરે સવાલોનો જવાબ જ દીધો નહિ.

બધુ હાઉસન બાઉસન ચાલ્યું ચોકી ઉપર. ત્યાં અમે કહેલો આરોપ પેલા બેઉ જણ પર મૂકવામાં આવ્યો, અને કઇ જેલમાંથી તે નામદારો નાસી છૂટયા હતા તે કહેવાનો હુકમ કરવામાં આવ્યો.

'અજી જનાબ, વો તો ખૂબીકી બાત હય! અયસા કોન ઉલ્લુકા પઠ્ઠા થા કે ઉસને આપકો યહ ખબર દી ઔર હમકુ પરહેજ કરાયા?' બેમાંથી એક જણાયે ઇન્સ્પેકટરને પૂછ્યું.

'એ દોનો આદમીને હમકુ પક્કા ખબર દિયા હય ઔર હમને ભી તુમારી બાત સુની હય.' ઇન્સપેકટરે કહ્યું.

'મગર અફસોસકી બાત યહ હય કે આપને હમકુ બીલકુલ બિનતલાસ પરહેજ કર દિયા. હમારા પેશા અયસા હય કે બાત સુનતેહી કોઇ ગલતી કર દે. મગર ઇનસાનને ઇતના તો ખિયાલ જરૂર હી રખના ચાહીએ કે કભી આંખસે દેખી હૂઇ બાત ભી જુઠી પડતી હય તો ફિર કાનસે સુની હુઇ બાતકા ઇતના ઇતબાર કયો રખના?'

'તુમારા લંબા ચોડા ભાષણકી હમેં જરૂરત નહિ. મગર

દિખલાવો તુમારા પેશા અયસા કોનસા હય?' ઇન્સ્પેક્ટરે પૂછ્યું.

'જનાબ હમ દોનું 'મકદૂનીયા નાટક કંપની' મેં એકટરકા કામ કરતા હય, ઔર આજ હમેરા 'શરીફ બદમાશ' કા ખેલ થા. હમેરી બાત ઍકટીંગકે બાબમેં થી ઔર એ લોગને ઇતના તકલીફ ઉઠાયા—'

'નટવર, ગોટાળો થયો! આ લોકો જરૂર ચોર હોવા જોઇએ. આ કાંઇ બહાનું કાઢે છે.' પંડિતજીએ મને કહ્યું.

પણ આજે શરીફ બદમાશનો બાલીવાળા થીએટરમાં ખેલ હતો, તે અમારો સિપાઇ અલ્લાબક્ષ કહેતો હતો પછી એ લોકની વાત હું કેમ ન માનું?

ઇન્સ્પેક્ટરે એ બેઉને માનપૂર્વક છોડી દીધા અને નાહકની તકલીફ દેવા બદલ 'Sorry please! Excuse' નો ટુંકો મંત્ર ભણી માફ માગી.

પંડિતજીની અને સાથે સાથે સેવકની પણ અક્કલનું પ્રદર્શન કરાવ્યા બદલ ઇન્સ્પેક્ટરે સખત ઝાટકણી કાઢી એ કહેવાની જરુર છે?



## ટકો લો ને સાક્ષર કહો

પંડિતજીને સાક્ષરમાં ખપવાની ઘણીજ મનીષણા હતી. કાંઇ કરતાં એ વિદ્વાનોના ટોળામાં પોતાની ગણના થાય એને માટે એ અવનવા પ્રયાસો કરતા રહેતા હતા. પહેલેથી છેલ્લે સુધી એમણે ગુજરાતી સાહિત્યનો અભ્યાસ કર્યો હતો. પ્રેમાનંદ અને શામળ, નર્મદ અને દલપત, ન્હાનાલાલ, નરસિંહરાવ વગેરેની તેમણે રસાત્મક તુલનાઓ કરી હતી.

અને તેમના નિર્ણયો જો કે બહાર પડયા નથી પણ બહાર પડ્યા હોત તો ઘણા કાગળ અને શાહીનો બચાવ થઇ શકયો હોત તેમજ છાપખાનાને કામ ઓછું મળવાથી ખોટ આવી હોત.

પ્રેમાનંદનાં નાટકો પ્રેમાનંદે લખ્યાં કે કોઈ બીજાએ ? ભાલણ નરસિંહ મહેતા પહેલાં થઇ ગયો કે પછી ? મીરાંબાઇ કુંભારાણાની પત્નીહતી કે તેના પૌત્રની ? વગેરે પ્રશ્નોનોતેમણેબારીક અભ્યાસ કર્યો હતો અને તેનું ફલ તેમણે પ્રકટ કર્યું હોત તો બેશક ગુર્જર સાહિત્ય તેમના ઋણ નીચે દબાઇ જાત એમ અમે કહ્યા સિવાય રહી શકતા નથી.

પણ આટલું આટલું જ્ઞાન સંપાદન કર્યા છતાં પંડિતજીની ગણના શિષ્ઠ સાક્ષર વર્ગમાં થતી ન હતી તેથી તેમણે એક નવી રીત શોધી કાઢી.

ગુજરાતી ભાષાનાં છાપામાં અને માસિકોમાં જેમ વિલાયતમાં થાય છે તેમ પૈસા દઇને જ લેખ લખાવવાની ગુંજાસ નથી તેમજ આપણે ત્યાં હજી એવું વાતાવરણ પણ નથી. ધારો કે કોઇ ઇંગ્રેજી છાપાવાળાને વડા પ્રધાનની સહી સાથેનો લેખ જોઇતો હોય તો તે તેને એક વાકયે એક ગીની આપીને પણ લખાવશે અને વડો પ્રધાન એ દામ લઇ લખી આપશે પણ આપણા ન્હાનાનાલાલ કવિની કે નરસિંહરાવની કવિતા કોઇ માસિકના તંત્રીને જોઇતી હોય તો ? એનામાં ભલેને દોઢીયાં દેવાની તાકાત હોય પણ એ વાત નકામી. કાંઇ લાગવગ કે દબાણ સિવાય એ શિષ્ઠ લેખકોની કવિતા મેળવવાનું સુભાગ્ય એ બિચારાના નસીબમાં સમજવું જ નહિ. પંડિતજી પરણ્યા નહતા પણ એ બાબતમાં જાને ગયા હતા એટલે એમણે સાક્ષરમાં ગણાવાનો નવો રસ્તો શોધી કાઢયો. એમનો લેખ જે છાપામાં કે જે માસિકમાં છપાય તે માસિકવાળાને ધીરે રહીને Honorariam 'ઓનોરેરીયમ' પારિતોષિક દાખલ કાંઇને

કાંઇ ત્રણ પૈસાથી માંડીને ૧૨૮ પૈસા સુધી એમણે મોકલી આપવાની શરૂઆત કરી.

આથી એકાદ બે છાપાવાળાઓએ તો મને કહેલું પણ ખરૂં કે 'નટવરભાઇ! જુઓને તમારા મિત્રને સ્વાદ લાગ્યો છે તે? ટકો લો પણ સાક્ષર કહો એવું એ કરે છે.'

મેં કહ્યું: 'પણ એના સામું જોઇને તમે લખાણ લો છો કે લખાણ જોઇને લખાણ લો છો?'

કારણ કે ઘણી જગ્યાએ એવી સ્થિતિ અનુભવેલી એમ પંડિતજીએ મને એકવાર કહ્યું હતું. છાપાવાળા પોતાના ઓળખીતા પાળખીતા અને પૂંછડાંવાળાના લેખ ઝટ લઇને છાપી નાખે છે. લેખમાં માલ ન હોય પણ લખનાર જાણીતા સાક્ષરવાડાનો નીકળ્યો યા સાક્ષરીઆ અટકો ધરાવતો નીકળ્યો કે તેનું લખાણ તરતજ છપાય. સાક્ષરીઆ અટકો વિષે પંડિતજીએ ખુલાસો કરેલો કે કેટલાક કૂળમાં શ્રી સરસ્વતી દેવી પ્રસન્ન થઇ ગયાં છે એટલે એ કુળમાં બાપની પાછળ દીકરો, ભત્રીજો, ભાણેજ વગેરે વગેરે સાક્ષર થઇ શકવાનો વંશપરંપરાનો હક્ક ભોગવે છે અને કેટલાંક ગામને પણ એવો સાક્ષર પેદા કરવાનો પરવાનો મળી ચૂક્યો છે કે ત્યાંના બધા યે સાક્ષર જન્મે—તેમ સાક્ષરનો દીકરો જન્મે ત્યારથી સાક્ષર અને સાક્ષરીઆ ગામમાં જેમ બ્રાહ્મણનો દીકરો જન્મે ત્યાંથી બ્રાહ્મણ તેમ જન્મે ત્યારથી સૌ સાક્ષર. ઘાંચી મોચી, તેલી તંબોળી, દરજી, નાવી, સઘળાયે સાક્ષર. વહેવાર પણ સાક્ષરીયા ભાષામાં પછી પૂછવું શું?

અલબત, પંડિતજીના આ લાંબાલચક ખુલાસાથી મને તો કેટલાક ટકા બાદ કરવા જેવું લાગ્યું પણ એ ભાંજગડમાં ઉતરવા કરતાં એમાં ખરાપણાનો અંશ વધારે પડતો છે એમ માની લઇએ તો ખોટું નથી. એમ મને લાગ્યું.

પેલાએ જવાબ દીધો: 'કોઇ કોઇ વખત તો લખાણ સારૂ

હોય છે અને કોઇ વખત પંડિતજી પોતે જ આવીને કરગરી પડે એટલે લીધા સિવાય છૂટકો નથી થતો. એમને ના કહેતાં દિલ દુઃખાય છે.'

કોનું ? તે તો રામ જાણે.

આવા જવાબોના ચાર જગ્યાએથી મને ખુલાસા થયેલા પણ ધીરે ધીરે પંડિતજીનું નામ પ્રકાશમાં આવતું જણાયું એટલે આપણે એમણે કરેલો પ્રયત્ન કંઇક અંશે સફળ થયો એમ જાણીને સંતોષ માન્યો.



## પ્રદાદાનાં ખાસડાં

પંડિતજીને પુરાણી ચીજો સંગ્રહ કરવાનો ભારે શોખ ! એક વખત એમણે શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીના અમૂલ્ય સંગ્રહ વિષે સાંભળેલું તેથી તેમના મગજનો કીડો પણ સવળી આવેલો અને એવો નહિ તો પોતાથી બને તેવો સંગ્રહ એકઠો કરી આ જમાનામાં નહિ તો આવતા જમાનામાં પણ નામ કાઢવાની તેમણે મન સાથે સજ્જડ ગાંઠ વાળી હતી. પંડિતજી એક વખત મન સાથે નક્કી કરે તે કામ કર્યાં સિવાય રહે જ નહિ. પછી તેમને તેમાં યશ મળે કે ના મળે પણ મંડયા તો રહેતા જ. એ કહેતા કે

दैवायत्तं फलप्राप्ति मदायत्तं तु पौरूषम् ।

દુનિયામાં ઘણામાં એ સદ્‌ગુણનો અભાવ હોય છે ને ખત્તા ખાય છે. બીજાની વાત કયાં કરીએ. ગુજરાતી સમાજ માટેજ કયાં નથી કહેવાતું કે 'આરંભે શુરા ગુજરાતી પાછળથી પણ મોળા.' પંડિતજીને એ વાતના અપવાદના પ્રત્યક્ષ પુરાવા રૂપ હું તો રજુ કરૂં છું.

એમના એ અવનવા કે ખીચડીઆ જે કહો તે સંગ્રહ-

સ્થાનને જોવાનો એક બે વખત અલભ્ય લાભ મને મળ્યો હતો.

દરેક ચીજ ઉપર કાપલી ચોડી તેના ઉપર તે કયાંથી મળી આવી, તેનો ઉપયોગ કોણે અને કયારે કરેલો, એની વિશિષ્ટતા વગેરે ઉપયોગી માહિતી સંક્ષિપ્તમાં આપેલી.

એક જૂના કાશીના લોટાની કાપલી પર નીચેની ટીપ્પણી હતી. 'બનારસી લોટો. એનાથી છત્રપતિ શિવાજીના અમારા પ્રદાદાના પિતાજીએ ચરણ પખાળેલા. કાશીની કારીગરી. બનાવનાર જાણ મુજબ રામપ્રસાદ પાંડે. સત્તરમી સદીથી વારસામાં ચાલતો આવેલો.'

એક પીત્તળના ટુકડાપર ઇંગ્રેજીમાં Mr. Pecock's Peon એવું લખેલું. એની કાપલીમાં પંડિતજીએ લખ્યું 'વક્રશંકર કાકાના પ્રદાદા સુરતની કોઠીમાં કામદાર હતા એવી વાત વંશપરંપરાપરાગત ચાલતી આવતી હતી. તે વખતનાં કેટલાંક ખેતર હજી પળાય છે એ વાત ખરી પણ આ દર્શનિક પુરાવો પૂજા કરવાની પેટીમાંથી મળી આવેલો તે પુરવાર કરે છે કે એ મી. પીકોકના સીપાઇ હતા. સત્તરમી સદીની કારીગરી. સુરતનું કોતરકામ.'

એક જોડા નીચેનું ટિપ્ટણ વાંચવા જેવું લાગ્યું : 'અમારા દાદાના પ્રદાદાએ પહેરેલો. એમના ચરણકમળથી પવિત્ર થયેલો.'

અને એ જોડા બતાવતાં પંડિતજી બોલેલા : 'નટવર, શી એની વાત કરૂં ? અમારા વડિલો કેવા ભાગ્યશાળી કે તેઓ આવા સુંદર જોડા પહેરતા હતા ! તેઓ તો અમને જોવા ન જીવ્યા પણ તેમનાં પગરખાંએ અમારાં દર્શન કર્યાં એ પગરખાં જેમ અમારાં વડિલને અડીને પવિત્ર થયાં હતાં તેમ અમે રોજ એ પગરખાંને અડીને પાવન થઇએ છીએ. કેમ, તને એમાં નવાઇ લાગે છે? આપણે બાબુલનાથ કે કામનાથ જઇએ છીએ ત્યારે શ્રી મહાદેવજીને અડેલાં કે ચઢેલાં બિલ્વપત્રાદિ આપણને અડાડીને બ્રાહ્મણો

જેમ આપણને પવિત્ર કરે છે તેમ આમાંયે પવિત્ર થવાની કે કરવાની ભાવના છે.'

પંડિતજીનું આ ભાષણ સાંભળી મારા એક મિત્ર મને યાદ આવે છે. તેઓ વાત વાતમાં બોલતા કેઃ 'મારા કાકાના એ તો જૂના પેશન્ટ છે. એમને સારૂં તો મારે આટલું કરવું પડે.'

એમના કાકા કુશળ ડૉકટર હતા એટલે એમને ત્યાં આખી જીંદગીમાં કેટલા પેશન્ટ આવ્યા હશે તેની કલ્પના કરો અને એ દરેકને માટે કાંઇક કરવાનો એ અભરખો રાખે તો એમની શી દશા થાય એનો વિચાર કરો. તેઓ માયાળુ હતા એ વાત ખરી પણ એ ભાવના કેટલા વિશાળ ક્ષેત્રને લાગુ પડતી તેની એમને ખબર જ ન રહેતી. એ બધા પેશન્ટ માટે એમને સદાયે લાગી આવતું.

ત્યારે પંડિતજી પોતાના દાદાના પ્રદાદાનાં ખાસડાં માટે આટલી માનવૃત્તિ અને મમત્વ ધરાવે એમાં તો નવાઈ શી ?

પણ કોણ કોણ જાણે કેમ, પંડિતજી જેવો શુદ્ધ સનાતની બ્રાહ્મણ પોતાને ખાસડાંને અડવાથી પવિત્ર થતા માને એ જોઇને મને તો ઘણીએ વખત અજુકતું લાગતું.

પણ મહા પુરૂષોનાં ચિત્ત કે પંથ કોણ જોઇ જાણી શકયુ છે ? એ તો લોકો-તરજ હોય છે ને !

એમનું પરમ ધ્યેય અને રમ્ય ભાવના આપણે પામર પ્રાણીઓ શું સમજી શકીએ ?



## દ્વારિકા ને જગદીશ્વર

મારે નાતાલની રજાઓ હતી અને બહારગામ ફરવા જવાનો વિચાર હતો તેવામાં મારા એક મુરબ્બીએ મને એમની સાથે દ્વારિકાની સ્હેલ કરવા નોતરૂં આપ્યું. અમારો બાપદાદાનો ધર્મ સ્વામિનારાયણનો અને

અમારી શિક્ષાપત્રીમાં કહ્યું છે કેઃ

कतव्यों द्वारिका मुख्या तीर्थयात्रा

એટલે આ તો એકપંથ અને દો કાજ જેવી વાત હતી. સહેલની સહેલ અને યાત્રાની યાત્રા. સાથે કોઇ હોય તો મજા પડે. એમ એમણે મને કહ્યું એટલે મેં પંડિતજીનું નામ સુચવ્યું. અલબત્ત પંડિતજી એટલા સાધનસંપન્ન નહિ હતા એટલે એમનો ખર્ચ શેઠ પોતે જ આપવાના હતા તેથી પંડિતજીને એ બાબતમાં વાંધો કાઢવા જેવું કાંઇ જ નહતું; એટલે અમે માની લીધું કે પંડિતજી સાથે આવશે. બીજા કરતાં પંડિતજી આવે તો મઝાપડે એમાં નવાઇ પણ નહિ.

પંડિતજીને પૂછતાં તેમણે પણ આતુરતા બતાવી.

શેઠ સાહેબે ખાવાનું બધું ચોખ્ખું કરાવ્યું હતું; એટલે મારે અને પંડિતજીને એ ઉપર જ તાગડધિન્ના કરવાનું હતું.

વાંદરાટોપી લેવાની અમને ખાસ સૂચના કરવામાં આવી હતી. પંડિતજીએ તે દિવસે તે પહેલીજવાર પહેરી. ખરેખર! એમના મોઢામાં અને માંકડાના દેખાવમાં ઘણું જ સામ્ય હતું.

અમારી જવાની વાત સાંભળી પંડિતજીને તેમજ મને અમારા અનેક મિત્રોએ અનેક ચીજો સાથે લઇ જવાની અનેક સૂચનાઓ આપી. 'ગરમ ધાબળો લેવાનું ભૂલતા નહિ' 'એ બાજુ સખત ટાઢ પડે છે માટે ગરમ કપડાં સાથે રાખજો.' 'એટલે દૂર જાવ છો ત્યારે બેટ જજો.' 'ખૂબ સંભાળજો.' 'સ્ટીમરનું કામ છે કાંઈ માંદા સાજા થાવ માટે—આનંદભૈરવ કે હિંગાષ્ટક ચૂરણ, ઉલટીની દવા, અમૃતાંજન, ટી. સી. ની તપકીર વગેર લઇ જજો.' 'બબ્બે ગાદલાં અને તકીઆ પણ સાથે લઇ જજો. સ્ટીમરમાં સારી પથારી નહિ હોય તો ત્રાસ થશે.'

પંડિતજીએ તો મોટા પાયા પર તૈયારીઓ કરવા માંડેલી. શ્રીમતિ કાલિકાદેવીએ અને શ્રીમતિ સુમને પણ અનેક વિધ

તૈયારીઓ આદરેલી. શ્રીમતિ સુમન મારાં ધર્મપત્ની હતાં એટલું એમનું ઓળખાણ બસ થશે. 'આટલું તો તમે જરૂર લઇ જજો-' કહીને મગજ પુરી અને હલેજીયાનો એક ખાસો પંદર શેર ભાર માય એવો ડબ્બો સો. સુમને મારા સામાન ભેગો મૂકયો.

પણ એટલામાં શેઠ સાહેબે કહેવરાવ્યું કે કાંઇજ ઝાઝું લેવાની જરૂર નથી. એક બીસ્તરો અને નાની સરખી બેગ લેશો તો બસ છે, એટલે મારે અને પંડિતજીને એકઠી કરેલી અનેક ચીજો, રમણુલાલનો કૅમેરા (જે તેમણે દ્વારિકાના 'વ્યુઝ' લેવા ખાસ આગ્રહ કરી દીધો હતો) વિગેરે વગેરેને તલાંજલિ દેવી પડી.

જેમ તેમ કરી અમે મુંબાઇ ગયા અને સ્ટીમરમાં બેઠા. પાંચ હજાર ટનની સ્ટીમર હતી. સવારના દસ વાગે સ્ટીમર ઉપડવાનો ટાઇમ નક્કી કરેલો હતો પણ કોણ જાણે કેમ અમે ગુજરાતી તેમ સ્ટીમર પણ ગુજરાતી થઇ ગયેલી તેથી ગુજરાતી ટાઇમ મુજબ દસ વાગે ઉપડવાની હશે કે કેમ તે સ્ટા. ટા. દસ, અગીઆર અને બાર થયા તોયે ઉપડેલી નહિ. બરાબર બારને પાંચ મીનીટે તે મુંબાઇના બારામાંથી ઉપડી અને ધીરે ધીરે કોલાબાની દીવાદાંડી વટાવી.

બાપ જન્મારે પહેલીજવાર સ્ટીમરની મુસાફરી કરવાની મળેલી તે હું અને પંડિતજી ઘેલા થઇ ગયેલા. આખી સ્ટીમર અમે જોઇ વળ્યા. નીચેથી ઉપર અને ઉપરથી નીચે.

સ્ટીમર જોઇને પહેલું કામ અમે પેટની પૂજા કરવાનું કર્યું. પંડિતજીએ તો દહીંવડાં ઉપર ખૂબ હાથ માર્યો. એમને એ ઘણીજ પ્રિય વસ્તુ હતી. હું તથા શેઠસાહેબ જરા હલકે પેટે રહ્યા હતા. ખાતાં જરા વધેલું તે અમે ડેક ઉપર જઇને પાછળ ઉડતાં પક્ષીઓને ખવાડવા માંડ્યું. ભરદરિયે પણ એ સુંદર સફેદ પક્ષીઓ ઉડતાં હતાં. અમે પાણીમાં ખાવાનું નાખતા તે ખાવાને

તેઓ પડાપડી કરતાં ને ખાઇ જતાં કે તરતજ પાછાં સ્ટીમરની પાછળ ઉડીને આવતાં. સ્ટીમર કરતાં એમનો વેગ વધારે હતો અને એ બમણો હતો એવા નિર્ણય ઉપર અમે પછીથી આવ્યા હતા.

'નટવર, ચાલ આગળ જઇએ. ત્યાં કેવો ફરફર પવન આવે છે. ખૂબ મઝા પડશે.' પંડિતજીએ કહ્યું.

અમે તરતજ સ્ટીમરના ઉપરના ભાગમાં ગયા અને સ્ટીમરનો છેક આગળનો ભાગ જે પાણી કાપે છે ત્યાં જઇને બેઠા અને પંડિતજી તો છેક આગળ બેઠા. પવન સખત વાતો હતો અને આટલી મોટી સ્ટીમર પણ ઉછળતી હતી. પંડિતજીને ખૂબ મઝા પડતી હતી.

અમે આમ અર્ધો એક કલાક બેઠા હશું એટલામાં તો પંડિતજીએ અનેક અવનવી વાતો કરી નાખી. તેમના અને શ્રીમતિ કાલિકાદેવીના અનેકાનેક પ્રેમપ્રસંગો, એમની સુરતની મુસાફરી, વડોદરાનો ચેવડો ચઢે કે સુરતની ઘારી? ખંભાતની સુતરફેણી સારી કે પોરબંદરના ગાંઠીઆ? વગેરે વગેરે અનેક વિષયની વાતો થઇ અને અનેક પ્રસંગો ચર્ચાયા.

પણ એટલામાં તો પંડિતજીને કાંઇક થઇ આવ્યું તે ધબ્બ દઇને મારા તરફ ઢળ્યા. સારૂં થયું કે હું તેમની નજીક જ બેઠો હતો નહિ તો પંડિતજી દરિઆમાં જ પડતે.

પંડિતજીને ટેકો દઇને બેઠા કર્યા. તેમને ચક્કર આવી ગએલાં એટલે પડી ગયા એમ એમનું કહેવું હતું. થોડીવારમાં એમણે ઉપરા ઉપરી ઉલટી કરી. હું ધીરે રહીને એમને ડૅક ઉપર લઇ ગયો અને પથારીમાં સુવાડી તેમના ઉપર ગરમ ધાબળા ઓરાડયા.

અરબી સમુદ્રમાં રાત્રિ પડી. સ્ટીમર પૂર વેગથી પંથ કાપતી હતી. પાણીમાં એક જાતનાં તેજસ્વી માછલાં એટલાં બધાં હતાં કે સ્ટીમરના વેગમાં પણ તેજનો લીસોટો પડતો હોય

એમ જણાતું હતું. દેખાવ ઘણો રમણીય હતો. હું અને શેઠ-સાહેબ પંડિતજીને પડતા મૂકી આમ તેમ ફરવા લાગ્યા અને ડેકના પાછળના ભાગ ઉપર ઉભા ઉભા દૂરનો દેખાવ જોવા લાગ્યા.

'પેલું ક્ષિતિજમાં શું દેખાય છે?' મેં ઉત્તર દિશામાં આંગળી કરીને પૂછ્યું.

'કયાં? મને તો કાંઇ જણાતું નથી.' શેઠસાહેબે કહ્યું.

'પેલું સાવ ઓતરાતું. તારો કાંઈ એટલો નીચો ન હોય! શું હશે?

'કેટલા વાગ્યા?'

'પોણા દસ.'

'ત્યારે વેરાવલની દીવાદાંડી હોવી જોઈએ.' તેમણે અનુમાન કર્યું અને તે બરાબર હતું. કારણ કે સ્ટીમરની ગતિ પ્રમાણે અમે એટલે આવી ગયા હોવા જોઇએ.

પંડિતજી હજી પથારીમાં પડયા હતા. તેમનાથી આ લ્હાવો લેવાય એમ ન હતું કારણ કે ખલાસીઓએ ખૂબ પવન વાતો હોવાથી ચારેગમ પડદા બાંધી દીધા હતા.

શિયાળાની ટાઢ અને ચારે બાજુ પાણી, પછી શું પૂછવું? આટઆટલું ગરમ ઓઢયા છતાં અમે ઠુંઠવાઇ ગયા. પવન તો કહે કે મારું કામ. પંડિતજી તો પોકારતા કે 'દ્વારકાની જાત્રા પહોંચી!' પણ કાંઇ ઓછુંજ પાછું ફરાય તેમ હતું? પાછું ફરાય તેવું હોત તો પંડિતજી પાછા ફરત એમ અમારૂં માનવું હતું. કારણ કે અમારા કરતાં તેમને ઝાઝું વીત્યું હતું. ખાધું ટકે નહિ અને પેટમાં ઉંડળ ગુંડળ થયા કરે એવું એમનું કહેવું હતું અને ખાધાનો એમને બારે શોખ હતો. એટલે ભૂખ્યે પેટે એ મરવા પડતા.

જેમ તેમ કરીને બીજે દહાડે બાર વાગે સ્ટીમર દ્વારકાના બારામાં દાખલ થઈ. પંડિતજી પહેલે જ સપાટે એક મછવામાં

કૂદી પડયા.

પવન ખૂબ હતો એટલે પંડિતજીવાળો મછવો આમથી તેમ ડોલતો હતો, અને બરાબર ઠેકાણે રહ્યો ન હતો. થોડાઘણા પૅસેંજરો લઇને તે હંકારાયો. તેની જગ્યાએ બીજો આવ્યો તેમાં હું અને શેઠસાહેબ ભાણું પોટલાં લઇને બેઠા.

સ્ટીમરના સીરંગ પણ જબરા ગમાર. તે કમબખતોને એ વખતે જ નકામું પાણી કાઢવાનું સુઝયું. પાણીના ધોધવા ચારે બાજુ આખે રસ્તે છૂટયા કરતા હતા પણ અહીં તો બીજા બે ચાર વધારે છૂટયા.

પંડિતજીનો મછવો ઉંચો થઇને આવાજ એક ધોધવા નીચે આવી ગયો. માછીઓ આમતેમ ખૂબ મહેનત કરે પણ પાણી એટલું ઉછળતું હતું કે તેમની મહેનત કામ આવતી નહતી.

ધોધમાર પાણી કોઇના પોટલા ઉપર તો કોઇના માથા ઉપર, કોઇના હાથ ઉપર તો કોઈના બરડા ઉપર વધે જ ગયું. પંડિતજી ઉપર તેનો પૂર્ણ પ્રકોપ હતો. તે તદ્દન નવાઇ ગયા હતા. તેમનાં કપડાં તરબોળ થઇ ગયાં હતાં. સ્ટીમર જેવી વિદેશી ચીજને અડીને નહાવું જોઇએ, એવી પંડિતજીની માન્યતા હતી. આગગાડીની મુસાફરી કરીને ઘેર આવીને એમના બાપદાદા સાબોળ સ્નાન કરતા તેનો પંડિતજીને થોડો ઘણો વારસો મળ્યો હોય તો નવાઇ નથી. અને પંડિતજી જેવો સપૂત એટલો વંશપરંપરાથી ચાલતો આવેલો રિવાજ ન પાળે તો પછી તે પંડિતજી જ શાના? એમને બ્રાહ્મણ કોણ કહે? બ્રાહ્મણનું બ્રાહ્મણપતું ન્હાવા ધોવામાં, આચાર વિચારમાં, ને રૂઢી રિવાજમાં આવી રહેલું છે એમ પંડિતજીએ પચીસ વાર મને કહેલું એટલે હું પણ એ વાત વિસરૂંજ કેમ? અને ધારો કે વિસરવા વિચાર કરૂં તો પંડિતજી પંચાવન વાર કહે એવા હતા. પંડિતજીનો પુણ્યપ્રભાવ કાંઇ જેવો તેવો નહતો. તેઓને દરિઆ

દેવે દ્વારિકામાં દાખલ થતા પહેલાં નવરાવી ધોવરાવી મછવે બેસાડયા.

એકને પાપે ડૂબે તો એકને પુણ્યે ઉગરે એમ આપણે કહીએ છીએ તેનો મને ત્યાં સાક્ષાત અનુભવ થયો. પંડિતજીએ ન્હાતાં ન્હાતાં પ્રભુની સ્તુતિ કરી અને પ્રભુના દરબારમાં પંડિતજીની સ્તુતિ તરત જ સંભળાઇ. કેમ ના સંભળાય! બ્રાહ્મણો તો પ્રભુના પનોતા અને લાડકા પુત્રો. તેમનું ના સાંભળે તો કોનું સાંભળે? ભૃગુ જેવો કોઇ માયનો પૂત પાકે તો તેમનો લાતેલાતે વાયરો કાઢી ના નાખે? અમારા મિત્ર અમથાભાઇ આમ અનેક વખત અમને કહેતા એટલે અમારી ખાત્રી થઇ હતી કે પ્રભુના દરબારમાં બ્રાહ્મણોનો પોકાર તરત જ સંભળાય છે. અહીં પણ એમજ થયું. પંડિતજીના પ્રભુ, દ્રોપદીનાં ચીર પૂર્યાં હતાં અને મંજારી બચ્ચાંને બળતાં ઉગાર્યાં હતાં તેમ પંડિતજીને પાણીના પ્રકોપથી બચાવવા દોડી આવ્યા. તેમણે પોતાના પરમ ભકત માટે માછીનાં કાંડામાં બળ મૂકયું અને સીંરગોના મગજમાં અક્કલ મૂકી. પાણીના ધોધવા તરત જ બંધ થયા અને મછવા દ્વારિકાભણી હંકારાયા.

આગળ જઇને પાછળ પડવું એનો અનુભવ પંડિતજીને તે વખતે થયો. પંડિતજી મછવામાં આગળથી બેઠા. તેમનો મછવો પહેલો હંકારાયો પણ તે પાણીના પ્રકોપથી પાછળ પડી ગયા. અમે દ્વારિકાને કાંઠે પહેલો પગ મૂકયો.

દ્વારિકાને કિનારે મછવો ગયો કે તરતજ ખભે જનોઇવાળા કેટલાક સજ્જનોએ અમને ખુરસીમાં બેસાડયા અને પાણીમાંથી રેતમાં ઉતાર્યા. આ મહાભારત કાર્ય કરવાનો એક આનો ફી હતી પણ તેમને ખભે જનોઇ જોઇ અમને નવાઇ લાગી. શું તેઓ પ્રભુના પનોતા બ્રાહ્મણો હશે? પંડિતજીને અમે પૂછયું પણ તેચે અમારા જેટલા જ એ વિષયમાં અપ્રવીણ હતા.

અમને લેવાને માટે એક ગુગળી ગૃહસ્થ પધાર્યા હતા. શેઠસાહેબે એમને આગળથી વરદી આપી હતી. અમે બધા તેમને ત્યાં ગયા.

ત્યાં જઇને અમે બધાએ સ્નાન કર્યું. રસોઇ તૈયાર હતી એટલે અમે જમવાની તૈયારી કરવા માંડી.

'નટવર,' શેઠસાહેબે મને એક બાજુ બોલાવીને કહ્યું: 'રસોઇ સારી માઠી હોય તો બોલતા નહિ. અહીંના લોકો બધાયે 'ભા' અને 'ભાની રસોઇ ભા ખાય કે ભેંસ ખાય.' પંડિતજીને પણ કહો કે ભાંગરો ના વાટે.'

પંડિતજીને મેં સમજાવ્યા. તેઓ બોલ્યા કે, 'ખરી વાત સમો વર્તે સાવધાન.'

પંગત પડી. પત્રાળાં પિરસાયાં. પૂરી આવી, શાક આવ્યાં અને છેલ્લે દાળ આવી.

દાળનો એક સબડકો ભરતાં પંડિતજીથી ન રહેવાયું. એમની જીભ સ્વાદપ્રિય હતી એ તો હું કહી ગયો છું. તાવને માટે થર્મામીટર અને સ્વાદને માટે પંડિતજીની જીભનું મીટર બેઉ બરાબર. કોણ જાણે કેમ પણ પંડિતજીથી નહિ રહેવાયું હોય તે બોલી ઉઠયા: 'આ તે દાળ છે કે શું છે? કાળુ બટાક, ખાટું બટ, અને તીખું આગ—'

પંડિતજીને મેં ઇસારત કરી અટકાવ્યા નહિ તો તે બોલે જ રાખત!

'કિં ભા, કિં આહે?' પેલા ગૃહસ્થે પૂછ્યું.

'કિં નાહિં' મેંજ એમને જવાબ દીધો અને પંડિતજીને પુરી બતાવીને કહ્યું. 'પંડિતજી! ચોક્કટનો નવો.'

ચોક્કટનો નવો સાંભળીને પંડિતજી ખૂબ ખીજાઇ ગયા. પણ તેઓ મુંગે મોઢે જમવા લાગ્યા. ગુસ્સામાં ને ગુસ્સામાં એમણે દાળ પણ ખાવા માંડી.

જમી રહીને અમે ઉપડયા વરવાળા. મલાડમાં રહીને મુંબાઇમાં કામ ધંધો કરવો અને વરવાળા રહીને દ્વારકામાં દર્શન કરવા જવું એવું અમે આગળથી નક્કી કર્યું હતું. વરવાળા શેઠસાહેબનું ગામ હતું. મોટી મોટી હવેલીઓ ત્રણ ત્રણ ચાર ચાર માળનાં મકાનો અને સુશોભીત બાંધણીની અગાશીઓ વગેરેથી ગામ અતિશય શોભાયમાન લાગતું પણ વસ્તીના વાખા! મુંબાઇની કમાણીનો થોડો ઘણો ભાગ ત્યાં ખરચાયો હતો. તેની બહોજલાલી–જો મકાનોને બહોજલાલી તરિકે ગણીએ તો–મુંબાઇને આભારી હતી. મુંખ્ય વસ્તી ભાટીઆઓની હતી પણ તે નજરે જણાતી ન હતી. એમ કહેવાતું કે જ્યારે કોઇ સ્ટીમર ભાંગે તૂટે કે સમારકામ કરવા જેવું હોય ત્યારે ગોદીમાં જાય તેમ જ્યારે મુંબાઇમાં ભાટીઆ માંદા પડે, પેન્શન લેવા જેવા થાય ત્યારે વરવાળા જાય અને વસવાટ કરે.

પંડિતજીને ત્યાં બે વસ્તુ ખુબ ગમી. રીંગણાનું શાક ને ટાકાની ભાજી તથા મૂળામોગરી. બાપ જન્મારામાંય રીંગણાના શાકમાં ટાકાની ભાજી નાખીને કરેલું મિશ્રણ પંડિતજીએ ચાખ્યું ન હતું. તેમણે તે પહેલે જ દિવસે પેટ ભરીને ખાધું, અને પછી સ્ટીમરમાં ઉલટી કરીને જેમ અમને આખો દિવસ હેરાન કર્યા હતા તેમ અહીંઆં લોટા ભરીને આખી રાત હેરાન કર્યા. ખૂબ ખાવું એ પંડિતજીનો મુદ્રાલેખ હતો અને એને લીધે અમારે ઘણી વખત સહન કરવું પડતું પણ તેની તેમને કયાં દરકાર હતી!

બીજે દહાડે અમે દ્વારિકા ગયા. પંડિતજી પણ ખુશ ખુશ થઇ ગયા હતા. તેમની લથડેલી તબીઅત સારી થઈ ગઇ હતી અને જરા જરા લથડતી હોય તો તેઓ ગણકારે એવા હતા? એમનામાં ઉત્સાહ અજબ જેવો હતો.

શેઠસાહેબની મહેરબાનીથી ગાડીને માટે અમારે ચિંતા કરવા જેવું ન હતું. ખાઇ પરવારીને બપોરના એક દોઢ વાગે

અમે ત્રણે જણુ વરવાળેથી નીકળ્યા.

ધીરે ધીરે ગાડી રૂપેણ નજીક આવી અને પંડિતજીની મૂંજવણી વધી. તેઓ બોલ્યાઃ

'નટવર, પેલું શું? જો તો ખરો, આ વરવાળા તણાઈ ચાલ્યું!'

'એ શી ગાંડી વાત કરો છો?' મેં પૂછ્યું.

'જરા જો તો ખરો, ગાંડી વાત છે કે ડાહી. ચાલો, ગાડી પાછી વાળો આ વરવાળા ડૂબ્યું! અરે! પેલું ગામની બહારનું છાપરૂં સાવ ડૂબી ગયું. પાણી બહુ ઉંચાં ચઢયાં.'

અને ખરે જ. મને પણ એમ લાગ્યું.

શેઠસાહેબ શાંતિથી બેઠા બેઠા હસતા હતા. તેમને મઝા પડતી હતી.

'કેવા નિષ્ઠુર! ગામ તણાય, રેલ આવે અને હસ્યા કરે!' પંડિતજી બોલ્યા.

તેઓ કુદ્યા, ગાડીમાંથી નીચે પડયા અને અભ્યાસ નહિ તેથી કે દિલમાં ભારે ધગસ તેને લીધે, કોણ જાણે કેમ પણ પડયા તેવા ધરતીમાતાને કે રૂપેણને અથવા દૂરથી દેખાતા જગદીશ્વરના દહેરાને પૃથ્વી પર પડીને નમસ્કાર કરવા મંડયા.

'નટવર! શું જોઇ રહ્યો છે? ઉઠ આમ તો આવ.'

મરણીયા યોદ્ધા જેવા તે બોલ્યા. તેમનો ધાટો જાડો થઇ ગયો હતો. તેમનું શૌર્ય અજબ હતું. દયાનો તેઓ મૂર્તિમંત અવતાર હતા. એ આવા પ્રસંગેજ મને સમજાયું. યુદ્ધ જોઇ રજપુતને કેસરીયાં કરવા વિચાર થાય છે. કીર્તિ રળવાનો પ્રસંગ જોઇ જીવ ઝંપલાવતાં તે ડરતો નથી. તેમ પંડિતજી પણ આજે શૂર પર ચડયા હતા. તેમનું જોઇ જોઇને સેવકને પણ અનેરો ઉત્સાહ ચડયો હતો. બસ આજે તો વરવાળાને બચાવવું, ગામ નહિ તો ઘર, ઘર નહિ તો માણસ ને માણસ નહિ તો

છોકરૂંયે બચાવવું તો ખરું. જે બચ્યું તે ખરું. ડૂબતા માણસની ચોટલી હાથ આવી તો તેને કાપી લેવી અને બચાવવી એ પંડિતજીનું ફરમાન કહો કે શિખામણ કહો જે કહો તે હતું.

હું યે ઉતર્યો અને પંડિતજીને હાથ ઝાલીને ઉંચકયા તેઓ તો ઉઠીને દોડવા મંડયા.

'નટવરલાલ! આમ આવો' શેઠસાહેબે પાછળથી બુમ મારી, અને હું તેમની પાસે ગયો. મારા કાનમાં તેમણે મંત્ર ફુંકયો.

'મૃગજળ.'

'એમ?' ચમકીને મેં પુછ્યું. 'હું તો સ્હમજતો હતો કે દરિઓ ઉલટયો અને ઓખા ઉપર જળપ્રલય થઇ જશે.'

'હા.' તેઓ બોલ્યા. 'અહિં એ વાત સર્વ સાધારણ છે. હજી તો શિયાળો છે. ઉન્હાળો હોય તો તમે બેઉ જણ થનગન થનગન નાચો.'

હું દોડયો. પંડિતજી ઉલ્લુ બનતા હતા. તેમને પણ હાથે ઝાલીને ઘસડી લાવ્યો. ગાડીમાં જેમ તેમ કરીને બેસાડયા. પછી અમે ખુલાસો કરવા મંડયા. પણ તેમના માન્યામાં એ વાત કેમે કરી ઉતરે નહિ. એ તો કહે કે 'શું નજરે જોયેલુંયે ખોટું? આ મારી સગી આંખે જોઉં છું અને તે ખોટું માનું? જાવ, જાવ, બનાવવાની વાત શું કરો છો?'

અમે માત્ર હસ્યા. રૂપેણનો પુલ વટાવ્યો રૂકિમણીના મંદિર આગળ આવ્યા. દર્શન કરવા જવાનો વખત ન હતો. બપોરના બે વાગે કોણ હોય? પંડિતજીએ પણ ઉત્કટ ઇચ્છા દબાવી. એવામાં દ્વારિકા આવ્યું.

સાંજના જગદીશ્વરનાં દર્શને સિધાવ્યા. ઉગ્રસેન મહારાજની રાજગાદી જોઇ. યાદવોની વૈભવ વિહિન થયેલી બેઠક જોઇ. પંડિતજીએ પ્રખર આંસુ વર્ષાવ્યાં. અનેક કાળનો ઇતિહાસ

એમને સાંભર્યો.

જગદીશ્વરનાં દર્શન કર્યાં અને ત્યાંયે પંડિતજી પોતાનું પોત પ્રકાશવા ન ચૂકયા. એમણે મોટેથી લલકારીને અડધા કલાક સુધી ઘણાં પદ અને ભજનીયાં ગાયાં. એમનો ઘાંટો જરા ભારે હતો અને પદ ઘણાં મોટેથી ગાતા તેથી તેમની આજુબાજુ અનેક જણની ઠઠ જામી અને પંડિતજી ત્યાં પંકાયા.

દેરાની છેક ઉપર જવાને એક અંધારો ને સાંકડો માર્ગ છે. તે માર્ગનો ઉપયોગ દેવળની ધજા ઉતારવા કે ચઢાવવાના પ્રસંગેજ થાય છે. પણ પંડિતજીને ત્યાં જવાની રજા મળી. એમણે પોતાની નોંધપોથીમાં ગોમતીથી મંદિરની ઉંચાઇ ત્યાંથી લાડવા દેવી સુધીનાં પગથીયાં અને છેલ્લે ધજાં સુધીના અંધારા માર્ગની મુલાકાત લઇ તેનાં પગથીયાંની નોંધ પણ કરી લીધી હતી; એમના માર્ગમાં એમને ચામાચીડીઆનો અનેક વખત ભેટો થઇ ગયેલો પણ તેનાથી તેઓ ડરે એવા નહતા. આ લખવા માટે એમની એ નોંધપોથીની મેં તપાસ કરી પણ કોણ જાણે કયાં ડાબા હાથે તેમણે એ મૂકી દીધી હતી કે મુદ્દલ જડી જ નહિ. એ જો જડી હોત તો અનેક પ્રસંગો ઉપર વિશેષ અજવાળું પાડી શકાત.

જૂના શિલાલેખ જોવાનો તેમને ભારે શોખ હતો. આવા પુરાણ પ્રસિદ્ધ દેવાલયમાં પણ એવા અનેક લેખ હોવાની એમની માન્યતા હતી અને અલબત તેને માટે એમણે ખૂબ પ્રયત્ન પણ કર્યો પણ એમની માન્યતા કરતાં બહુ થોડા અને બહુ જૂના નહિ એવા ફક્ત પંદરમી સોળમી સદીના એકાદ બે લેખ જડી આવ્યા. તેમની પેલી નોંધપોથીમાં તેનો ઉતારો હતો પણ હવે તે નોંધ-પોથી જડતી નથી એટલે દીલગીર છું.

અલબત, અનેક યાત્રાળુઓએ પોતાની યાત્રા અજર અમર થવા કે જગદીશ્વરનું દેવળ ટકે ત્યાં સુધી તેમનું નામ ચિરંજીવી

રહે અને દશ દિશામાં તેમની કીર્તિનો ડંકો વાગે એ માટે અનેક લેખો લખ્યા હતા તે પણ પંડિતજી પોતાની નોંધપોથીમાં ટપકાવી લેવા ચૂકયા ન હતા.

જગતનો નિયમ છે કે ખોટું ભોવાય નહિ અને સારૂં ટકે નહિ. બાદલો રૂપીઓ બાર વરસ સુધી ઘરજમાઇ થઇ પડી રહે તેમ એવા લેખો પંડિતજીની નોંધપોથી વાંચે અનેક દિવસ થયા છતાં હું વિસરી શકયો નથી. એકાદ બે લેખ તો મને બરાબર યાદ રહી ગયા છે.

'ગામ ધનાકુઇના ધનજી કાળા સંવત ૧૭૩૬ ના શ્રાવણ વદ ૧૨ ને હ્હાડે યાત્રા કરવા પંદર જણનો સંઘ લઇ આવ્યા હતા. લાડવાની રસોઇ જમાડી ને ધજા ચઢાવી.'

'અસારવાના આશા પટેલ ૧૮૧૮ માં શ્રી રણછોડરાયજીએ દીકરો દીધો તે પગે લગાડયો.

આ અને એવા અનેક અનેક લેખ જગદીશ્વરના મંદિરની ભીંતોએ કોલસાવતે લખાયલા હતા. 'ગતાનુગતિકો ન્યાયઃ' એ પ્રમાણે પંડિતજી પણ પોતાનું નામ અમર કરવાનો પ્રસંગ ચૂકે એ માની શકાય એવી વાત છે? તેમણે પણ એ અનેક લેખમાં એકનો ઉમેરો કર્યો અને પોતાની યાત્રાનો અમર લેખ લખ્યો. વાંચનાર! તમે દ્વારિકા જાવ તો જરૂર એ લેખનાં દર્શન કરી કૃતાર્થ થજો. પંડિતજીના હસ્તાક્ષરનાં ત્યાં તમોને અનેરાં દર્શન થશે.

પંડિતજીને લાડવા ઘુમટની પ્રદક્ષિણા ફરવાનો ઘણો ઉમંગ હતો પણ એ જોખમ ખેડવા દેવાની અમારી ઇચ્છા ન હતી એટલે અમે વાર્યા તેથી તે વીલે મોઢે પાછા ફર્યા અને એ ઠીક જ થયું. ધારો કે એ ત્યાંથી પડી જાય અને–પછી અને શું? એમના સત્તરસો ને સાત કકડા થઇ જાય, પછી અમે શ્રીમતિ કાલિકાદેવીને શું મોઢું બતાવીએ? એમની થાપણ અમારાથી

કેમ ઓળવાય !

પછી ગયા ગોમતીજી. ગોમતીજી એટલે ગુગળીઓનો અખાડો. અમને જતા જોઈને જ તેમણે પોતાની જૂની રીત શરૂ કરી. પણ શેઠસાહેબ સાથે હતા એટલે એમનું કાંઈ ચાલે એમ નહતું. અમે પાણીને હાથ લગાડી તેજ આંખે અડકાડી પાવન થયા.

ગુગળીની રીત જાણવા જેવી તો ખરી. કોઈ જરા ઠીકઠીક યાત્રાળુને જોઈને જ એક જણ કહેશે કે : 'ભાઈ આવ્યા છે.' બીજો બોલી ઉઠશે : 'આવ્યા છે તો આપશે.' પછી વળી જરા વાર રાહ જોશે ને આવનારને નાણી જોશે ને ત્રીજો બોલશે: 'આપ્યું આપ્યું હવે ! એવા તો ઘણાય આવે છે. એ શું આપવાના હતા ! શિકલ તો જુઓ.' વગેરે. વખત આવ્યે પાંચ પંદર સરસ્વતી વાકયો પણ સંભળાવે.

શેઠ સાહેબ પાસેથી આ હકીકત સાંભળી પંડિતજીના મગજનો કીડો સવળી આવ્યો. ગોમતીના ઓવારા ઉપર તેમણે ઠંડે કલેજે એક સુંદર ભાષણ આપવું શરૂ કર્યું. તમાસાને તેડું હોય ! ગોમતી ઉપર ભાષણ એટલે શું પૂછવું ? લોકો એકઠા થયા, ને પંડિતજીએ પોતાની લાક્ષણિક શૈલીથી જાણે વકતૃત્વ-કળાની પરીક્ષા આપતા ન હોય એ રીતે હાથ લાંબા ટુંકા કરી અનેક હાવભાવ ને અભિનય સહિત બ્રાહ્મણોની નીચ વૃત્તિને લીધે થતી અધોગતિ એ વિષય પ્રવચન કરવા માંડયું.

અર્ધું ભાષણ થયું હશે એટલામાં એક જણ 'શ્રી રણછોડ રાયકી જે !' કહીને પલાંઠી વાળીને ઘોરા ઉપરથી પાણીમાં પડયો અને એટલા બધા છાંટા ઉડયા કે આબાદ પંડિતજી ઉપર પડયા અને તેઓ ન્હવાઈ ગયા.

બીજા એક તોફાની બારકસે પંડિતજીનો ખેસ ખેંચ્યો. ગુગળીઓનો પિત્તો ઉકળ્યો હતો તેમણે ઘોંઘાટ કર્યો. પાછળથી કોઈએ કોહેલો પપૈયો આબાદ તાકીને પંડિતજીના માથા ઊપર

ફેંકયો, નિરૂપાયે પંડિતજીને પોતાનું પ્રવચન પરિસમાપ્ત કરવું પડયું. અલબત્ત તેને માટે તેઓ ઘણા જ ઘણા જ દિલગીર હતા પણ તેનો કાંઇ જ ઉપાય ન હતો.

અને પંડિતજીનું કાંડુ પકડીને અમે ખેંચી ન લાવ્યા હોત તો ગુગળીઓ એમને લાડવા જમાડત એવી મને પાછળથી પાક્કેપાયે ખબર મળી હતી.

'પણ નટવર, ગમે તેમ થાય, આ દેહ યદિ પડી જાય તો શું? એમને એમના કર્તવ્યનું ભાન કરાવવાની શું મારી એક બ્રાહ્મણ તરિકે ફરજ નથી? ભલે ને તેઓ આજે આટલા ઉશ્કેરાય પણ કાલે મને પૂજશે.'

અને કાલ સુધી વાટ જોવા જેવું યે કયાં હતું. અમે જરા વધારે વાર થોભ્યા હોત તો તેજ વખતે તેમની ચતુંદશ રત્નવડે ષોડશોપચાર પૂજા થઇ જ જાત.



## બેટની યાત્રા

દ્વારિકાથી પાછા વળતાં અમે રૂકિમણીના મંદિરમાં દર્શન કર્યાં અને ત્યાંથી આગળ ચાલ્યા. રૂપેણ મૂકી. વરવાળા નજીક આવ્યું. પાણી કે પાણીનું ટીપુયે ન હતું. પંડિતજીને એ ભારે ચમત્કાર જેવું લાગ્યું. તેમના શ્રદ્ધાળુ દિલે શ્રી દ્વારિકાનાથનો ચમત્કાર જ માન્યો.

બીજે દિવસે અમારે બેટ જવાનું ઠર્યું હતુ. સવારમાં વહેલા ઉઠી અમે ગાડી પકડી. વડોદરા રેલ્વેની ગાડી એટલે છેલ્લા નંબરનો ખટારો. નાના નાના ડબ્બા અને રમકડા જેવી રેલ્વે. જેમ તેમ કરીને આડત્રા પહોંચ્યા. એ એનું છેલ્લુ સ્ટેશન. આજનું પૉર્ટ ઓખા.

મછવામાં બેસી અમારે સામે પાર જવાનું હતું. મછવામાં બેઠા અને પવન અનુકૂળ નહિ હોવાથી આમ તેમ અથડાઇને

જેમ તેમ કરી સામે પાર પહોંચ્યા. અનેક મછવાઓ, પડાવો અને વહાણો બેટના બારામાં ઉભાં હતાં. બારાના ધક્કા પાસે અમારો મછવો ઉભો. પંડિતજી જેવું વલોપાતિયુ કોઇ નહિ. ઉતાવળ કરીને તેઓ આગળ થયા. એમનો હાથ ઝાલનાર કોઇ નહિ તોય એક જણુને વિનંતિ કરી. તેણે હાથ ઝાલ્યો અને પંડિતજી ચઢવા ગયા પણ પેલાનો પગ લપસ્યો એટલે પંડિતજીએ સમતોલપણું ગુમાવ્યું ને પડયા પાણીમાં. એમનાં કપડાં ભીંજાયાં અને કપાળમાં એક મોટુ ઢીમું થયું.

એમને પડતા જોઇ હું પણ પડયો અને એમને ખેંચી કાઢયા. મછવામાં પાછા ચઢાવી ધીરે રહીને ધક્કે ચઢાવ્યા. પંડિતજીનું મગજ કોઇ કોઇ વખતે ખૂબ ખીલતું. એની કમાન આ વખતે પણ છટકી. ધક્કાની ખરાબ સ્થિતિ ઉપર એમણે લંબાણથી બડબડાટ—એમના શબ્દોમાં કહીએ તો પ્રવચન—શરૂ કર્યો.

'બેટની લાખો રૂપીઆની ઉપજ ખાઇને ગાયકવાડ સરકાર શો સરસ બંદોબસ્ત રાખે છે? ધક્કો પણ કેવો ખરાબ! જરા ચઢવા ઉતરવા માટે નદીના ઘાટ જેવાં પગથીયાં રાખ્યાં હોય તો! કોણુ જાણે કેટલાયે વરસ ઉપર બંધાયેલ હશે અને તેની ઉપર રહેજ પણ મરામત થઇ છે? ઉપજ લેવી, કર લેવા, ઓખામાંથી બેટમાં આવ્યા તેટલામાં બે જગ્યાએ કર અને તે પણ આપીએ તો જ જવા દે, અને અહીં અમારા આ હાલ થાય? શો સરકારનો જુલમ છે!' આ એનો સાર હતો. અલબત્ત, પંડિતજીએ ગાડીમાં 'યાત્રા વર્ણન' ની ચોપડી વાંચી હતી એટલે કરની વાતથી તેઓ અજાણ નહતા.

બે વાગે કાંઇ દર્શન બર્શન થાય નહિ એટલે શેઠ સાહેબે એક જગ્યાએ અમારે માટે બપોરી ગાળવાની ગોઠવણ કરી હતી ત્યાં ગયા. જમવું ન હતું છતાંયે જમ્યા. માલપાણી ઉપર હાથ નાખવાનું પંડિતજીને કહેવું પડે એમ હતું જ નહિ. એકી સાથે

બે ટંકનું ખાઈ લેવું એ પંડિતજીને મન રમત વાત હતી.

સાંજના ગયા દર્શને. કર ભરીએ તો મંદિરમાં જવા દે. કર દીધા સિવાય છૂટકો જ નહતો. પંડિતજીએ તો બહેર કર્યું કે: 'બેટનો ધક્કો બરાબર નથી અને યાત્રાળુનાં સુખ સગવડ સચવાતાં નથી તેથી આપણે તો કર નહિ દેવાના.'

'ત્યારે દર્શન નહિ થાય' ઇજારદારે કહ્યું.

'મોઢું ઢાંકી લ્યો. તમારાં દર્શન કરવા હું નથી આવ્યો.'

'મારાં નહિ પણ ઠાકોરજીનાં, કર દો અને દર્શન કરો.' તેણે કહ્યું.

'તે નહિ બને.'

'તો સોગન ખાવ કે પૈસા નથી.'

'તેની પણ ના. આપણે તો આ અન્યાય સામે સત્યાગ્રહ આદરવાના છીએ. બસ લઉં છું પ્રતિજ્ઞા અને બેસુ છું બારણામાં કે જ્યાં સધી દર્શન કરવાની રજા ન મળે ત્યાં સુધી મારે અહીંથી ઉઠવુંયે નહિ અને ખાવુંયે નહિ કે સૂવુંયે નહિ.'

એમ કહી પંડિતજી તો બેઠા. લોકો એકઠા થયા. અને લોકોને જોઇને એમને શૂર ચઢ્યું. એમના મગજની કમાન વળી છટકી: 'સરકાર આ કર અન્યાય કરી લે છે. પોતે કર વસુલ કરે તો ઠીક પણ તેનોયે ઇજારો આપી દે છે. આવી બાબતનો સટ્ટો કરવો એ ઘોર અન્યાય ભરેલું કાર્ય કહેવાય. શું આ બાબતનો, દેવસ્થાનની આવકનો પણ સટ્ટો? જાણે કોઇ બજારૂ ચીજ ન હોય? એ પૈસા પડે સરકારી તીજોરીમાં. દેવની ઉપજ દેવમંદિરમાં રહે કે સરકારની તીજોરીમાં જાય? સરકાર આવા આવા કર લે ને ધક્કો પણ ઠીક ન કરે? મારા જેવા માણસો પડી જાય અને માથાં ફુટે તો બૈરાંનું શું? છોકરાંનું શું? આ અન્યાયની સામે સત્યાગ્રહ કરવો જોઇએ. આ દેહ પડે તોય શું? હું અહીંથી ઉઠવાનો નથી. કર દેવાનો નથી.

જોઉં છું કયાં સુધી સામો પક્ષ મારા સત્યાગ્રહ આગળ ટકી રહે છે તે ?'

અનેક જણ આ વાત સાંભળી એકઠા થઇ ગયા. કેટલાકને રસ પડયો. કેટલાકે પંડિતજીને સાવ ગાંડા માન્યા. કેટલાકે તેમને મહાત્માજીના ચેલા માન્યા. દરેક જણે પોત પોતાને રૂચતાં અનુમાનો કર્યાં. પણ પંડિતજીની વાણીનો પ્રવાહ ગંગાના પ્રવાહની માફક અસ્ખલિત હતો. તેના ઉપર હું તો ફીદા જ થઇ ગયો. શું તેમની દલીલો ? જો નામદાર ગાયકવાડ સરકાર કે તેમના દીવાન એ પ્રસંગના સાક્ષીભૂત થયા હોત તો મારી ખાત્રી છે કે તેઓએ એ કર માફ કરી પંડિતજીના કંઠમાં વિજયની માળા અર્પી હોત.

પણ શો ચમત્કાર! પંડિતજીના આ અનુપમ અને તે વખતે તો હિંદુસ્તાનભરમાં ન જણાયેલ કાર્ય માટે (કારણ કે મહાત્મા ગાંધીજીએ આફ્રિકામાં જ સત્યાગ્રહ કરેલો. હિંદુસ્થાન તે સમયે તો તેનાથી સાવ અજાણ હતું) ઇજારદાર પ્રસન્ન થઇ ગયો કે જનસમાજ તેમના આ શુભ કાર્યનું મહત્વ સમજ્યો પણ એકદમ ઇજારદારનો માણસ ફૂલની માળા લઇને આવ્યો અને પંડિતજીને કણ્ઠે આરોપણ કરી રહ્યું: 'આપને મંદિરમાં જવાની રજા આપવામાં આવે છે.'

અને આ શબ્દો કાને પડતાં જ પંડિતજીના હર્ષની પરિસીમા જ ન રહી એમ કહેવામાં જરા પણ અતિશયોકિત નથી. પંડિતજીની સાથે કેટલાક રસરસીયાઓએ પણ આનંદના અનેક પોકાર કરી વાતાવરણ ગજાવી મૂકયું. પંડિતજીએ પણ પ્રસંગને અનુસરતું સુંદર વ્યાખાન આપ્યું ને મહાત્મા ગાંધીજીના સત્યાગ્રહનું સ્વરૂપ સમજાવ્યું અને પોતાનાં જ્વલંત દૃષ્ટાંતથી પુરવાર કરી આપ્યું કે સત્યાગ્રહનો સદા સર્વદા વિજય છે.

અતિ આનંદે અમે દર્શન કર્યાં અને પછી પાછા વરવાળા

જવા નીકળ્યા. પંડિતજીને હર્ષોન્માદ થયો હતો. વિજયનું ખમીર એમનામાં સમાતું ન હતું. રસ્તામાં શેઠ સાહેબના એક સ્નેહીએ અમને રોકયા અને રાત રોકાઇ જવા વિનવ્યા.

સવારના અમારે વ્હેલા જવાનું હતું. એટલે રાત્રે બે વાગે ઉઠીને મછવામાં બેસવાનું હતું. રાત્રે સૂતા ન સૂતા એટલામાં તો પંડિતજીએ અમને જગાડયા. એમનામાં એ ગુણ જબરો હતો કે જવા કરવાનું હોય ત્યારે એ ઊંઘ વેઠી ઉજાગરો કરે અને સાથે સાથે બધાને બે કલાક અગાઉથી ઉઠાડી ત્રાસ આપે. હું તો ઓઢીને સૂઇ રહ્યો તે એક વાગે જ ઉઠયો. અલબત્ત, શેઠ સાહેબને પંડિતજીએ બાર વાગ્યે જ ઉઠાડયા હતા. એટલી બધી ટાઢ પડતી હતી કે વહેલા ઉઠવાનું મન જ ન થાય. બીજે દહાડે સાંજ સુધી રોકાવું પડે તો જ જઇ શકાય એવી સ્થિતિ હોત તો આપણે તો રાતભર પડી રહેવાનો જ વિચાર કર્યો હતો.

રાત્રિના પણ કરવાળાનો ત્રાસ! કોણ ગયું તેની યે તપાસ. મછવામાં બેઠા અને સામી પાર નજીક આવ્યા એટલે પંડિતજીએ તોફાન શરૂ કર્યું.

'નટવર, મારે હવે ન્હાવા પડવું છે.'

'પણ પંડિતજી, આ તે કાંઇ ઠીક કહેવાય! રાતનો વખત છે.'

'પણ ચાંદની છે ને?'

'ટાઢ છે તે—'

'પાણીમાં પડયા કે પતી ગઇ જાણવી.'

'નહિ, નહિ, ઘેર જઇને ન્હાવું હોય તો ન્હાજો. અહીં દરિઆમાં તો નહિ જ.'

'નટવર, તું પણ આવો જ રહ્યો. દરિયાનું પાણી જાડું હોય છે એટલે માણસને ડૂબતાં વાર લાગે છે, અને યાત્રા કરતાં મરણ થાય તો મોક્ષદ્વાર ખુલ્લાં છે.'

'અને અપ્સરાઓ વરમાળ લઇને ઉભી છે' મેં કહ્યું.

અપ્સરાના નામની પંડિતજીને ભારે સુગ હતી. સ્વર્ગની એ સુંદરી માટે એમને સ્હેજે માન ન હતું.

'નટવર, આવો ક્યાંથી ? એ અપ્સરાઓની વાત જ ન કરતો. ગામ હોય ત્યાં ઢેડવાડો હોય તેમ સ્વર્ગના એ હરિજનોનું નામ લેતાંયે પાપ થાય.'

'વાહરે પંડિતજી ! એ તો સદાએ યૌવનમસ્ત છે. અને એમનું કૌમાર ભુકત છતાં એ અખંડિત છે—'

'નટવર, હું તો આ પડયો—'

'એમ તે હોય ? અહીં તમારાં હાડકાંયે શોધ્યાં ન જડે, અને તમને કાંઇ થાય તો ? અમે થાપણુ માલધણીને પાછી સોંપીએ પછી ભલેને થાપણુ ડૂબી જાય કે થાપણુવાળો નાદાર થાય તેની સાથે અમને કાંઇ સ્નાન સુતક નથી. તમે એમ સમજો છો કે શેઠ સાહેબ તમને ન્હાવા પડવા દેશે ?'

'પણુ નટવર, ન્હાવાના અનેક ફાયદા છે. પહેલાં તો હું પાણી જોઇને જ ડરતો. 'હાયરે ! મૂવા' 'હાયરે ! મૂવા' એ બીક એવી સજ્જડ હતી કે પાણીમાં ઉતરવું એ ભયંકર માનતો પણુ એક વખત પ્રયત્ન કર્યો, કેડે દોરડું બાંધી પાણીમાં પડયો અને વાનરનો અવતાર ધારણુ કર્યો. મારા એ રમણિય વેષથી વરૂણુદેવ પ્રસન્ન થયા હોય કે મારા હાથ પગ ખૂબ પછાડાયા હોય પણુ હું ડબૂકીયાં ખાતો ખાતોયે થોડું તર્યો. બીજે દહાડે નાળીએર પંછી ફુટબોલ વગેરે લઇને તરવા માંડયું. અનેક પ્રયત્નને અંતે હું થોડુંક તરી શકયો. છેવટે એકપણુ ચીજ સિવાય એક વખત હું તરી શકયો તે દિવસે મેં કંસાર કરાવ્યો. મારા એક સ્નેહીએ શીખામણુ આપી કે 'માથુ કોરો મૂકીને કામ કરે તે શીખી શકે' અને તેનો આપણે તરત જ અમલ કર્યો. પછી તો મહાવરો વધાર્યો અને હવે છાતી ઠોકીને કહું છું કે સૈવક લ્હેરથી હાથનું ઓશીકુ કરી પગવતે પદ્માસન વાળી, હાથ

વતે ચત્તા સૂઇ જઈને, ડોકું પાણી બ્હાર રાખીને, માછલાની પેઠે, એક પડખે સૂતાં વગેરે અનેક રીતથી સુંદર રીતે તરી શકે છે અને એનું પારખુ કરાવવા માટે આ અમૂલ્ય અવસર હાથ આવ્યો છે તે કેમ જવા દઉં ?'

'પણ, અમે આડુ અવળુ થાય તો મોં શું બતાવીએ ?' શેઠ સાહેબે પૂછ્યું.

પંડિતજીની અનેક દલીલો સામે આ એકજ વાકય બસ હતું. મારૂં કહ્યું ન માનનાર શેઠ સાહેબના એ પ્રશ્ને મદારીના માકડા જેવા બની ગયા

'નટવર, જો મારા કેટલાક અનુભવ સુત્રો કહું : પાણીમાં ઉંડા ઉતરીને આંખ કદીએ બંધ ન કરવી. જમીનપર જેમ માણુસ જોઇ શકે છે તેમ પાણીમાં પણ તે જોઇ શકે છે. જમીન પર એ કદીએ સુતાં સુતાં ચાલી શકતો નથી પણ પાણીમાં તો માણસ એ પ્રયોગ કરી શકે છે. પદ્માસનવાળીને કદીએ કોઇએ કોઇને અહીંથી તહીં જતાં જોયો છે ? પાણીમાં એ રીતે પડયા પડયા જઇ શકાય છે.'

'પણ પંડિતજી. આપના આ અનુભવ બિંદુંઓ એકત્ર કરી આપ એ વિષયનો એકાદ ગ્રંથ પ્રકટ કરશો તો ગુજરાતી આલમ ઉપર અનેરો ઉપકાર થશે.'

'મારો વિચાર છે, નટવર, પણ જોને આપણે એ ધંધામાં કમાઇ ન કરી શકયા એનો તને કયાં અંગત અનુભવ નથી ? આપણી ભાષાનું સાહિત્ય એવું છે, કલમને બળે કમાવું એ કદીએ બની શકે એવી વાત નથી. છતાંયે ઠીક છે, તારી એવી સલાહ છે તો એમ કરીશું.'

આ અને એવાં જ બીજાં અનેક ગપ્પાંઓ અમે હાંકયા કરત પણ એટલામાં મછવો સામે કિનારે પહોંચ્યો અને અમે હુંઠવાતા હુંઠવાતા ઉતર્યા ને સ્ટેશનનો રસ્તો પકડયો. ગાડી ઉભી હતી

તેમાં બેઠા પણ ગાડીયે બાપુનીને ! દીવાનું નામ નિશાન ન મળે ! સ્ટેશન પર એકાદ ઘાસલેટનો દીવો હશે એજ. અર્ધો પોણો કલાક થોભ્યા પછી ટિકિટ કઢાવી. હજીયે ડબાઓમાં અંધકારનું સામ્રાજ્ય હતું પણ બહાર ટાઢ સખત હતી એટલે હુંઠવાઇ ને અંદર બેસવું એજ સારૂં હતું. આવી રાતે પંડિતજીને દરિઆમાં પડવાનો અને તરવાનો અખભરો થઇ આવ્યો હતો એ પણ નવાઈ હતીને ? એ નાહ્યા હોત તો ? મને તો લાગે છે કે વખતે એમના ત્યાં જ રામ રમી જતે. એમનું જ મગજ એવી રમણિય કલ્પના કરી શકે ! ખરેખર ! મહાપુરૂષો અનેક અસાધ્ય વસ્તુઓ સાધ્ય કરી શકે છે, મેં એક મહાત્માને જોયેલા તે ઉનાળામાં ઉન્હા ખદખદતા પાણીથી ન્હાતા અને શિયાળામાં શીતળ જળે સ્નાન કરતા.

'ટિકિટ દિખાઓ' અમારી બાજુના ખાનામાં ઉભા રહીને એક જણે મારા ઉપર હુકમ કર્યો. અમારા ખાનાની અને એ ખાનાની વચ્ચે લાકડાની ચીપોની જાળી ભરેલી હતી. ગાયકવાડી ગાડીનો શો જુલમ ? અંધારા ડબામાં અંધારામાં જ ટિકિટ તપાસનાર કે પછી સ્ટેશન પરનો કોઇ પણ એ પૈસા કમાવાની ઇચ્છા રાખનાર નોકર ટિકિટ તપાસવા આવે !

'એ બાજુ આવો. હમ ઐસા ટિકિટ નહિ દિખાયગા.'

'દિખાના પડેગા.'

'નહિ દિખાતા. એ બાજુ આઓ.'

મારી જોડેવાળાને દમ ભરાવ્યો. તેનો જવાબ પણ મેં આપ્યો. આખરે એ અમારા ખાનામાં આવ્યો અને ટિકિટ માગી.

'હમ નહિ દિખાયગા, ટિકિટ દેખના હો તો ફાનસ લેકે આઓ. તુમ કીસીકા ટિકિટ ગુમા દે અગર કીસીકી ટિકિટ અલફતમાં ચીર જાય તો કૌન જોખમદાર ?'

'હમ ઉતાર દેગા.'

વાહ ! શું સત્તા ? સત્તાનો આથી વધુ મદ કોઇને યે હશે કે ? આ સજ્જનને બે ચાર ઠોંસા લગાવ્યા હોય તો ? પંડિતજીનો હાથ ઉંચો થયેલો મેં જોયો પણ મેં તે ખેંચી લીધો.

'શિર મત ફોડો, ટિકિટ દેખના હો તો બત્તી લાઓ.'

પંડિતજીએ અને મેં બત્તીની ગેરહાજરીથી થતો ત્રાસ, ચોર લુટારૂ ભરાઇ જવાની દહેશત, ઉતારૂ માટે રેલ્વેવાળા કેટલા બેદરકાર છે તે, નોકરો કેટલી કનડગત કરે છે તે વગેરે વિષયો ઉપર લાં ચર્ચા કરવા માંડી.

સ્ટેશન માસ્તરે અમારી એ ચર્ચા સાંભળી હોય કે કેમ પણ તરત જ અમારા ખાનામાં અર્ધી મીણબત્તી આવી અને તે એક જણ સળગાવી ગયો.

તે પછી ગાડી ખાસી પા કલાકે ઉપડી પણ તે પછી કે પહેલાં પેલા ટિકિટ જોનાર મહાશયની પધરામણી ન થઇ. પંડિતજીનો ઉગામેલો હાથ તેણે જોયો હોય એવો મને શક હતો અને પંડિતજીનું કહેવું હતું કે તેનું અદર્શન એમના એ વીરત્વનું પરિણામ હતું. ગમે તે હોય પણ એ પણ અમારૂ ખમીર સમજી શકયો હતો.

ગાડી ધીરે ધીરે સવાર પડતાં વરવાળાને સ્ટેશને આવી ગઇ. જરા જરા ગાડી ચાલતી હતી એવામાં પંડિતજી અને હું કૂદી પડયાં. ગાર્ડના બાપનું એમાં પણ જતું હોય તેમ એણે બૂમાબૂમ કરી મૂકી અને તેમાં પછી એ સ્થળના સાર્વભૌમ રાજા સ્ટેશન માસ્તરે પણ ફરીથી અમને ઉપાલંભ આપવામાં બાકી ન રાખી. અમે તો હસતા જ હતા. એ બેઉની સ્વારી જરા નજદીક આવી. એમણે જાણ્યું કે આ ખાનો કોઇ અણઘડ વાઘેર હશે પણ અમારાં દર્શન થતાં જ દિવ્ય ચક્ષુ ખુલ્યાં અને 'મિસ્ટર, ચાલતી ગાડીએ ઉતરવું એ રેલ્વે કાયદા વિરૂધ્ધ છે.' એમ જરા ગંભીર થઇને કહ્યું.

અમારી હંમેશની રીત મુજબ અમે હસીને જ જવાબ દીધો અને બહાર આવેલી ગાડીમાં બેઠા. માસ્તરે ગાડીને ઘોડો ઓળખ્યાં અને અમને દૂરથી બેચાર સરસ્વતી સંભળાવેલી તે માટે દીલગીરી દર્શાવી. 'જુઓને શેઠ, આ બાજુના વાઘેર એમ અટકચાળાં કરતાં છુંદાઇ જાય છે એટલે અમારે જરા સખ્તાઇ રાખવી પડે છે!'

અમારી એ મુસાફરી સુખરૂપ પુરી થઇ અને વળતે દિવસે સ્ટીમર માર્ગે જ અમે મુંબાઇ આવી પહોંચ્યા. વળતી મુસાફરીમાં પંડિતજીએ કાંઇ જાણવા જોગ પરાક્રમ કર્યું ન હતું. અલબત્ત! પંડિતજીને અમે બેટમાં કર ભરેલો તેની રસીદ બતાવી ત્યારે એમનું મોં જોવા જેવું થઇ ગયું હતું પણ એ વાત એટલી મહત્વની ન ગણાય.

દ્વારિકા અને બેટની મુસાફરીમાં અમને બે ચીજની દયા આવી, પહેલી તો એક જાડા ભાટીઆ ગૃહસ્થની. એમનું શરીર એટલું જાડુ હતું કે ન પૂછો વાત! શરીરમાં શક્તિનું નામ નહિ પણ ચરબી એટલી બધી કે ચૂંટી ખણો તોયે ચરબી નીકળે. બીજી દયા ત્યાંના વાકાં વળી ગયેલાં ઝાડની આવી. એક બાજુ તે વાંકાં વળી ગયેલાં. ઝાડ સ્વાભાવિક ઉંચુ વધે પણ એ બધાં ઝાડ આડાં વધતાં હતાં, અને એમનાં અંગે અંગમાં ઉંટની માફક વાંક હતો. ઉંટને ચાર પગ હોય અને વાંકીચુંકી ગરદન હોય છે પણ આ ઝાડોને તો એક થડ અને વાકુચુંકું શરીર હતું તેથી એવાં વરવાં દેખાતાં હતાં કે જોતાં વેંત જ તેમની સ્થિતિ પર કોઇને પણ દયા આવે.



## દેવગિરિ

'આ કુંડમાંથી તો પાણી ઉભરાઇને વહી જાય છે! આટલી બધી પાણીની વિપુલતા અને દુર્વ્યય ક્યાંય ન જોયો.' મેં કહ્યું. 'મુંબાઇ, વડોદરા કે

અમદાવાદમાં નળનું પાણી આ રીતે છલકાઇને વહી જાય એ મ્યુનીસીપલ કાયદા પ્રમાણે ગુન્હો ગણાય છે, અહીં તો પાણી જોસબંધ કુંડની વચ્ચેના કમળના આકારના નળમાંથી નીકળતું હતું અને કુંડમાંથી ઉભરાઈ જનાવરોને પાણી પીવાની કુંડીમાં ભરાઇ ત્યાંથી બહાર નીકળીને વહેતું હતું

'પાણીની અહીં હદ પારની છૂટ છે એટલે.' મારા સાથીદારે જવાબ આપ્યો.

'એ ઉપરાંત બીજું એક પણ કારણ છે.' અમારા મિત્ર ગંગાદાસે કહ્યું.

'શું ?' મેં પૂછ્યું.

'રાજા કિશનપ્રસાદ આવતી કાલે અહીં આવવાના છે તે.'

રાજા કિશનપ્રસાદ નિઝામ સ્ટેટના દીવાન હતા. દેવગિરિ નિઝામ સ્ટેટમાં આવેલું છે.

'બરાબર.'

અમે ત્રણ મિત્રો દેવગિરિનો કિલ્લો જોવા ગયા હતા. કામ પ્રસંગે અમારે ઔરંગાબાદ જવાનું થયું હતું અને વખત મળતાં ત્યાંથી અમે દેવગિરિ, ખુલ્દાબાદ, એલોરાની ગુફાઓ અને વેરૂળનું ઘૃષ્ણેશ્વરનું જ્યોતિર્લિંગ જોવા જવાની ગોઠવણ કરી હતી.

ઔરંગાબાદ નિઝામ સ્ટેટમાં આવ્યું હોય જી. આઇ. પી. રેલ્વેના મનમાડ સ્ટેશનેથી ગાડી બદલીને ત્યાં જઇ શકાય છે. મુંબાઇથી તે ૨૭૩ માઇલ દૂર છે અને વીકટોરિયા ટર્મીનસથી રાત્રે સવાદસ વાગે ઉપડતી નાગપુર એકસપ્રેસમાં નીકળી બીજે દિવસે સવારે સવાસાત વાગે ઔરંગાબાદ ઉતરી શકાય છે.

ઔરંગાબાદના જોવાના ઠેકાણાઓમાં ઔરંગઝેબની બીબીની મુકરબો, અને પાનચક્કી છે. મુકરબો તાજમહાલની ઢબે બાંધેલો છે અને પાનચક્કીમાં ઉંચી દિવાલ ઉપરથી પાણીનો અવિરત

ધોધ પડયા જ કરે છે. પાસેના ડુંગરોમાં તળાવો છે અને તેમાંનું પાણી બાદશાહ ઔરંગઝેબના વખતથી નાની નહેરો વાટે શહેરને પુરૂ પાડવામાં આવે છે. એ જ રીતની એક નહેર પાનચક્કીની દિવાલ પર ખુલે છે અને અવિરામ પાણી પડયે જઇને એક વિશાળ હોજમાં એકઠું થઇ તેમાંથી છલકાઇ પુર જોસમાં નદીમાં પડે છે. પાનચક્કીની બાજુમાં જુમામસ્જીદ છે અને પાનચક્કીના હોજનું પાણી જુમામસ્જીદના હોજમાં પણ જાય છે. મસ્જીદના હોજની નીચે શીતગૃહની રમણિય ગોઠવણ કરેલી છે.

ઔરંગાબાદથી સ્ટેશન ત્રણ માઇલ દૂર છે અને સ્ટેશનથી દૌલતાબાદ અથવા દેવગિરિનો કિલ્લો આઠ માઇલ, એલોરાની ગુફાઓ અઢાર માઇલ અને વેરૂળ ઓગણીસ માઇલ દૂર છે.

ઉન્હાળાના દિવસ હતા. મે મહિનાનો સૂર્ય કેટલો આકરો તપે છે તે સર્વ વિદિત છે. સવારના દશ વાગ્યે અમે ગાડી કરીને નીકળ્યા હતા. બાર વાગ્યે દેવગિરિ પહોંચ્યા.

દેવગિરિના કિલ્લાના દરવાજા આગળનો પાણીથી છલકાઇ જતો હોજ જોઇ અમને આનંદ થયો. શાન્તિથી પાણી પીધું અને હાથ મો ધોયાં,

અમે ત્રણે મિત્રો—પંડિતજી, ગંગાદાસ અને હું આગળ ચાલ્યા.

પહેલા દરવાજા આગળ અમને ચોપદારે રોકયા.

'આપની પાસે ચાકુ, સોટી બંદુક, બીડી અને દીવાસળી હોય તો રાખી જાવ' એણે અમને જણાવ્યું. 'એ ચીજો ઉપર લઇ જવાની મનાઇ છે.'

અમારી પાસે એવી ચીજો હતી નહિ.

અમે બોર્ડ તરફ જોયું. એમાં અંદર લઇ જવાની મનાઇ વાળી ચીજોનું લાંબુ લીસ્ટ હતું.

કિલ્લામાં શિકાર કરવાની મનાઇ હતી.

પ્રવેશદ્વાર ઘણું ભવ્ય હતું. એની ઉત્તરે બીજા દરવાજામાં થઈને આગળ એક વિશાળ ચોકમા અમે આવ્યા.

એની ઉત્તર બાજુએ જૂના વખતનાં મકાનોનાં ખંડેર હતાં દક્ષિણ તરફ થોડેક દૂર ગયા એટલે 'હાથીહૉજ' નજરે પડયો.

'અહોહો ! હૉજ બહુ જ વિશાળ છે.' ગંગાદાસે કહ્યું.

'અને એ ભર્યો હશે ત્યારે આપના જેવા બ્રાહ્મણો એમાં સ્નાન કરીને પેલા શિવાલયમાં જતા હશે.' બાજુમાં શિવાલયના ઘાટનું ખંડિત મકાન જોઈને મેં ઉમેર્યું.

'એમાં ન્હાવાની અને તરવાની ભારે મઝા આવે.'

વાતો કરતા અમે જીર્ણ શિવાલય તરફ ગયા.

'અરે ત્તારીની ! આ તો મંદિરની મસ્જીદ બનાવી દીધી છે ને !' પંડિતજીએ કહ્યું.

'મુસલમાન અમલ નીચે આઠ સૈકા વીત્યાં, પછી એટલું પરિવર્તન ન થાય એ સંભવે જ કેમ !' મેં કહ્યું.

'પણ આ તો યાદવોની રાજ્યધાનીનું નગર હતું ને ?' ગંગાદાસે પૂછ્યું.

'હા જી.' મેં જવાબ આપ્યો. 'ભીલ્લમ પહેલાએ એને વસાવ્યું અને તેના પુત્ર સિંઘણે દક્ષિણમાં દસમા સૈકાની આખરે ચાલુકયોનું રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. ૧૧૬૨ માં ચાલુકયોને હરાવી યાદવો આવ્યા.'

'એ મુસલમાનોના હાથમાં શી રીતે આવ્યું.' પંડિતજીએ પૂછ્યું.

'એ આખો ઇતિહાસ ઘણો શોચનીય છે. અલાઉદ્દીન ખીલજીએ સૌથી પહેલાં પોતાના કાકા જલાલુદ્દીનના રાજ્ય અમલમાં પોતાની અયોધ્યાની જાગીરમાંથી મોટું લશ્કર લઇ ચંદેરી તરફ ઇ. સ. ૧૨૯૪માં કુચ કરી. તે વખતે દેવગિરિમાં રાજા રામચંદ્ર યાદવ રાજ્ય કરતો હતો. અલાઉદ્દીને એકાએક

પોતાની ફોજ દેવગિરિ પર ઉતારી. એની પાસે લશ્કર બહુ ઓછું હતું એટલે એણે પેલા સામે દેખાતા ડુંગરો પર આશ્રય લીધો અને ત્યાં તોપોના મોરચા ગોઠવી લઢવા માંડ્યું.

'આ કિલ્લાની સ્થિતિ જ એવી છે કે એની પૂર્વ અને ઉત્તર તરફ ડુંગરોની હારો છે ને દક્ષિણ પશ્ચિમે સપાટ મેદાન છે. મેદાન તરફથી આવતા શત્રુ સામે ટક્કર ઝીલવા કિલ્લો પુરતો મજબુત છે. ડુંગરોના શત્રુ માટે કિલ્લામાં જોઇએ તેટલો દારૂગોળો અને તોપો રાખવામાં આવતી હતી.

'અલાઉદ્દીન સામે રાજા રામચંદ્ર યાદવ અને તેનો પુત્ર શંકરદેવ પુરી રીતે ઝઝુમ્યા, એમના લશ્કરનો અને બહારકોટની વસ્તીનો કચ્ચરઘાણ નીકળી ગયો. એવામાં અલાઉદ્દીન તરફથી કહેણ આવ્યું કે તમે સંધી કરવા તૈયાર હો તો 'અમે તેમ કરવા રાજી છીએ' અમારી દાનત તમને ખુવાર કરવાની નથી, બાકી અમે તો શરૂઆત કરી છે.' એ કહેણ મળતાં બાપ દીકરાએ વિચાર કર્યો કે કિલ્લો આપણે હાથ રહેતો હોય તો શત્રુને સામ કે દામ દઈને પાછો કાઢવો.

'પછી બન્ને પક્ષ વચ્ચે સુલેહ થઇ અને રાજા રામચંદ્ર યાદવે અલાઉદ્દીન ખીલજીને બેસુમાર ધન આપીને રીઝવ્યો.'

'ત્યારે તો રાજા રામચંદ્ર યાદવને ખાલી ભપકાથી અલાઉદ્દીન બનાવી ગયો.' પંડિતજીએ કહ્યું.

'હાજી' મેં જણાવ્યું. 'અને એ જ દ્રવ્યથી છકી જઇને અલાઉદ્દીને સૌથી પહેલું કુંડુ કામ પોતાના કાકાને મારી નખાવવાનું કર્યું'. એ દેવગિરિથી પાછો ફર્યો ત્યારે દિલ્હીમાં એનું સન્માન કરવાને સુલતાન જલાલુદ્દીને ભારે તૈયારી કરાવી. એ સન્માનની ધમાલમાં જ અલાઉદ્દીને પોતાના ઘરડા કાકાનું ખૂન કરાવ્યું.

'દેવગિરિપર પરચક્રનું આ પહેલ વહેલું આક્રમણ અને

પછી પેંધો પડ્યો તે મુસલમાનોએ એનો ઉપયોગ દક્ષિણનાં રાજ્યો જીતવાના મુખ્ય મથક તરિકે કર્યો. યાદવોથી એમની સામે માથું ઉચકાય એમ હતું નહિ.

'અલાઉદ્દીનનો માનીતો ગુલામ મલિક કાફર અહીં યાદવોના અમલ દરમિયાન વસી ગયો અને અલાઉદ્દીનના શાસનકાર્યમાં દેવગિરિને મુખ્ય મથક બનાવી તેલંગણ, કોંકણ, મ્હૈસુર ને મલબાર કબજે કર્યાં.

'અલાઉદ્દીનના મરણ બાદ મલીક કાફરે એના નાના શાહજાદા ઉમરને ગાદીએ બેસાડ્યો પણ તે ઝાઝો વખત રાજ્ય ભોગવી શક્યો નહિ. અલાઉદ્દીનના મોટા શાહજાદા મુબારકે મલીક કાફરને મારી નખાવ્યો અને ઉમરની આંખો ફોડી નખાવી પોતે દિલ્હીની ગાદીપર બેઠો.'

'અરે ભગવાન ! રાજ્યલોભ શું નથી કરાવતો !' પંડિતજી વચ્ચે બોલી ઉઠ્યા.

'રાજ્યલોભે તો ભાઇભાઇનાં, બાપદીકરાનાં ને સગાસંબંધીનાં ખૂન કરાવ્યાં છે અને લોહીથી ભીંજાયેલી ગાદી પર બેસતાં રાજ્યલોભીએ જરાપણ ક્ષોભ અનુભવ્યો નથી. સુલતાન મુબારક ઘણો ઘાતકી હતો. એણે દેવગિરિના રાજા હરપાળદેવને કેદ કરાવી તેની જીવતાં ચામડી ઉતરાવી અને દેવગિરિને ખાલસા કર્યું. ઈ. સ. ૧૩૧૬ થી ૧૩૨૦.

'તે પછીના પાંચ વરસના ગાળામાં દિલ્હીમાં ઘણા ફેરફાર થઇ ગયા. ખીલજી વંશ ખલાસ થઇ ગયો અને તેની જગ્યા તઘલખ વંશે લીધી. એ વંશનો પહેલો સુલતાન અકસ્માતનો ભોગ થઇ પડ્યો.

'ઇ. સ. ૧૩૨૫ માં મહમ્મદ તઘલખ દિલ્હીની ગાદીએ આવ્યો. તે ઘણો શોખીન હતો તેમજ મોટો વિદ્વાન હતો. એ અરબી, ફારસી ને હિંદી ભાષાઓ બહુ સારી રીતે જાણતો

હતો એ થોડો ઘણો મૂર્ખ પણ હતો.'

એણે દિલ્હીથી રાજ્યધાની ફેરવી ને દેવગિરિને દૌલતાબાદનું નામ આપ્યું ને દિલ્હીના તમામ લોકોને નવી રાજધાનીમાં વસવા હુકમ કર્યો. દિલ્હીથી દેવગિરિ આવતાં અસંખ્ય લોકો રસ્તામાં પાયમાલ થઇ ગયા. એ છતાં એણે દેવગિરિને આબાદ કર્યું અને કિલ્લામાં પુષ્કળ ફેરફાર કર્યા. થોડા વખતમાં એને અહીં ન ફાવવાથી અને દિલ્હી તરફ ગડબડ થવાથી એ ત્યાં ગયો.'

'તમારો ઇતિહાસ તો ઘણો લાંબો ચાલ્યો.' ગંગાદાસે ટીકા કરી.

'એ જાણ્યા સિવાય આ કિલ્લો જોવામાં રસ નહિ પડે' મેં કહ્યું.

અમે જુમ્મા મસ્જીદ જોઇ આગળ ચાલ્યા એટલે રસ્તાની ઉત્તર બાજુ તરફ ચાંદ મિનાર તરફ અમારી નજર પડી,

'આ કોણ બંધાવ્યો હશે?' પંડિતજીએ પૂછ્યું.

'આપણે ત્યાં વિજયની યાદગીરી કાયમ રાખવા મિનાર બાંધવાનો શિરસ્તો હતો. મને ખબર છે ત્યાં સુધી ચાંદ મિનાર પણ એજ રીતે બ્રાહ્મણી વંશના અલાઉદ્દીનના કબજામાં દૌલતાબાદ આવ્યું તેની યાદગીરી કાયમ રાખવા એણે બંધાવેલો છે.'

અમે એને જોઇ આવ્યા. છેક ઉપર મધમાખીઓનો ત્રાસ હોવાથી અર્ધેથીજ અમારે પાછા ફરવું પડ્યું.

ચાંદ મિનાર તળીએથી સીત્તેર ફીટના ઘેરાવાનો અને બસો દસ ફીટ ઉંચો છે. ઇસ્લામી સ્થાપત્યનો એ એક સુંદર નમુનો છે.

ત્યાંથી આગળ ત્રણેક દરવાજા વટાવી ઉપર ચઢ્યા. જેમ જેમ ઉપર ચઢતા ગયા તેમ તેમ ચારે તરફનો રમણિય દેખાવ નજરે પડતો ગયો.

રસ્તામાં ચીની મહેલ આવ્યો. એમ કહેવાય છે કે ઔરંગઝેબે ઇ. સ. ૧૬૮૭ માં કુતુબશાહીના છેલ્લા સુલતાન અબ્દુલ હસનને આ સ્થળે કેદ કર્યો હતો.

ત્યાંથી ઉંચે ચઢતાં રંગમહેલનાં ખંડેરો જોયાં. એના અવશેષો ઉપરથી એ ભવ્ય ઇમારતોનો ખ્યાલ આવે એમ ન હતું.

એથી આગળ ચાલતાં મુસલમાન રાજ્યકાળમાં મેંઢાના મોઢાવાળી તોપ એક ન્હાની ટેકરી પર જોઇ. એ પંદરેક ફીટ લાંબી અને આઠેક ફીટના ઘેરાવાવાળી હતી. એનો ચકચકાટ હજી ઝાંખો પડયો નહતો. એની પાછળની બાજુના ભાગમાં ઘેટાનું માથું હતું.

ત્યાંથી આગળ વધ્યા એટલે એક મોટી ખાઇ આવી. જૂના વખતનાં મકાનો અને જળમાર્ગો તૂટી જવાથી એ ખાઇ બનેલી હતી. એની ઉપર થઇને જવાને બે પૂલ બાંધ્યા હતા. પહેલાં બાંધેલો પથ્થરનો પૂલ ચોમાસામાં નિરૂપયોગી નિવડવાથી લાકડાનો પૂલ પછી બાંધ્યો હોય એમ લાગતું હતું.

પૂલ વટાવ્યા પછી અમે ઉપર ચઢયા એટલે એક ચોગાનમાં આવી લાગ્યા. કિલ્લાનો ડુંગર હવે શરૂ થતો હતો. એ શી રીતે ચઢી શકાશે અને કયાં થઇને જવાશે એની ચિંતા કરતા અમે આગળ વધ્યા.

કિલ્લો શંકુ આકારની ટેકરી પર બાંધેલો હોઈ આશરે દોઢસો ફીટની ઉંચાઇથી તેને કોરવામાં આવ્યો છે, એની કુલ ઉંચાઇ છસો ફીટની છે.

અમારા ગાડીવાળાએ અમને ભોમિયાની ભલામણ કરી હતી. એણે કહ્યું હતું કે 'ઉપરના મેદાનમાં તમને બાગુજી મળશે તેને મારૂં નામ દેજો એટલે કિલ્લો બરાબર બતાવશે.'

આગળ જતાં અમે સામેથી ઉતરતાં બાગુજીને જોયો. એના

હાથમાં મશાલ હતી. ધોળે દિવસે અને ખરે બપોરે મશાલ જોઈને અમને નવાઈ લાગી.

એને અમે ગાડીવાળાની ભલામણ કહી.

એ અમને હવે આગળ લઈ ચાલ્યો.

'આ જગ્યા પહેલાં ઘણી જ દુર્ગમ હતી અને શત્રુ સામે બચાવ માટે સર્વ પ્રકારની તૈયારી અહીં રાખી હતી આ જગ્યા જુઓ. આ રસ્તો તો હમણાં કર્યો. પહેલાં અહીં થઈને એક જ માણસ નીચો નમીને આગળ વધી શકતો.'

અમે એણે કહેલી જગ્યા જોઈ. એની કોરણી જ એવા પ્રકારની હતી. બે માણસ ભાગ્યે જ ત્યાં થઈને સાથે નીકળી શકે.

'અને હવે અહીંથી આગળ ભોંયરાનો માર્ગ શરૂ થાય છે.'

અમે આગળ જોયું તો તદ્દન અંધકાર છવાયલો હતો.

ભાગુજીએ બે હાથમાં બે મશાલ સળગાવી અને એના પ્રકાશમાં અમે આગળ વધ્યા.

સાત માણસ સાથે ચાલે એટલો પહોળો અને દસ ફીટની ઉંચાઈનો એ ગુફામાર્ગ હતો. પથ્થરમાંથી એ કોરી કાઢયો હતો અને આખોયે ગુફામાર્ગ ઢોળાણવાળો હોઈ ઠેકઠેકાણે પગથીયાં ચઢવાનાં હતાં.

અમે સાશ્ચર્ય આગળ વધતા હતા.

'અહીંથી શત્રુને આગળ વધતો અટકાવી શકાય.' ભાગુ-જીએ કહ્યું.

'શી રીતે?' પંડિતજીએ પૂછ્યું.

'સૌથી પહેલાં આ તરફનો દરવાજો બંધ કરી દે એટલે સામેને દરવાજે થઈને આગળ વધતાં એ સીધો ખાઈમાં જઈને પડે.' ભાગુજીએ સમજાવ્યું. 'અને એમ ન કરતાં આ માર્ગે કદાચ આગળ વધે તો આગને દરવાજે તો મરી જ જાય.'

'આગનો દરવાજો—'

'આગળ ચાલો, એટલે હું બતાવું છું'

અમે આગળ વધ્યા. ઉપરથી હવે પ્રકાશ આવતો હતો અને એક બાજુથી જોસભેર પવન ફુંકાતો હતો.

'પેલા ચોકઠામાં લોખંડનો દરવાજો બંધ કરી દઈને એના ઉપર આગ ચેતાવે–પુષ્કળ લાકડાં બાળે અને દેવતા પાડે. અહીં એને માટે પવન આવવાની ગોઠવણ છે એટલે જોતજોતામાં ભઠ્ઠી ધીકી ઉઠે અને એની વરાળ નીચેના ગુફામાર્ગમાં લાંબે સુધી પહોંચે. બળબળતી જવાળાઓમાં થઈને આગળ વધવું શત્રુ માટે તદ્દન અશક્ય થઈ પડે.'

'લોખંડનો દરવાજો પેલો પડયો છે તે ને?' મેં પૂછયું

'હાજા, એજ. વરસો થયાં પડયો છે તે ખૂબ કાટ ચઢયો છે.'

એ સળંગ દરવાજો હતો અને ભાગુજીએ બતાવેલા ચોકઠામાં બંધ બેસે એવો હતો.

'અને આમાંથીયે બચ્યો તો પેલા યમદ્વારમાં સાફ થાય.' એમ કહીને એણે જરા આગળ એક બારણું બતાવ્યું.

'એમાં પગ પડતાં જ માણસ સીધો સરી પડે ને નીચે ખાડીમાં જાય. એ આમ—' એમ કહીને ભાગુજીએ મુઠ્ઠી ભરીને કાંકરા નાખ્યા. એ ગબડતા ગબડતા નીચે ખાડીના પાણીમાં પડયાનો અવાજ અમને સંભળાયો.

'અરે ભગવાન! આટલી આટલી ગોઠવણ છતાં રામચંદ્ર યાદવે અલાઉદ્દીન સાથે સલાહ શા સારૂ કરી?' પંડિતજી બોલી ઉઠયા. 'એને તો પેલા આગના દરવાજાનો ભોગ બનાવ્યો હોત તો હિંદુસ્તાનનો ઇતિહાસ જુદી રીતે લખત.'

'થવા કાળ આગળ કોઈ ડાહ્યું છે!'

ભાગુજીએ મશાલ ઓલવી. ગુફામાર્ગ પૂરો થયો હતો. ઉપરથી લુ જોરથી વરસતી હતી પણ પવનના જોરે એની અસર ઓછી થતી હતી.

'ભાગુજી ! અમને તો તરસ લાગી છે.'

'આ બાજુએ ચાલો એટલે એનીયે ગોઠવણ થઇ જશે. અહીં ઠંડું બરફ જેવું શીતળ પાણી કુંડમાં ભરેલું છે.'

એ અમને એક કેડીયે લઇ ગયો.

થોડે દૂર ગયા ત્યાં બે કુંડ જણાયા. અમે નીચે ઉતરીને પાણી પીધું. એ ભાગુજીએ કહ્યા પ્રમાણે બરફ જેવું શીતળ હતું. એમાં ઝાડનાં પાતરાં ને ઘાસ પડવાથી જરા વાસ મારતું હતું. સૂર્યનો પ્રકાશમાં આખા કુંડપર જતો નહિ એટલે પણ જરા દુષિત થયું હતું.

'બારે માસ આ કુંડ ભરેલા રહે છે?' પંડિતજીએ પૂછ્યું.

'હાજી. આ જેઠ મહિનો તો ચાલ્યો. ચોમાસાને કેં વાર છે ! તે વખતે તો એ બધા છલકાઇને વહે છે.' ભાગુજીએ જવાબ આપ્યો.

અહીંથી પાછા ફર્યા અને મુખ્ય રસ્તે આવ્યા.

હવે સીધું ચઢાણ શરૂ થતું હતું.

થોડે દૂર ગયા એટલે ભાગુજી અમને બાજુ પર લઇ ગયો. જરા આગળ જતાં એક શિવાલય જણાયું.

'આ શિવાલય અને ચાંદ મિનારાની ટોચ બેઉ સરખી ઊંચાઇએ છે. રજપુતકાળમાં રાજાઓ અને રાણીઓ કિલ્લા પરથી રોજ અહીં પૂજા કરી જતી. મુસલમાન અમલ દરમ્યાન મૂર્તિઓનો નાશ કરવામાં આવ્યો છે.'

શિવાલય જોઇને અમે ઉર્ધ્વ પ્રયાણ શરૂ કર્યું.

'કેમ નટવર ! કેં પાછળ પડી જાય છે ?'

હું પાછળ પડી જતો હતો તે જોઇને પંડિતજીએ પૂછ્યું.

'મને ઔરંગઝેબની પીડા નડી.' મેં કહ્યું.

'ઔરંગઝેબની પીડા ?'

'કેમ ભૂલી ગયા. કાલે એની બીબીનો મુકરબો જોતાં

મારા પગની આંગળી ઠેસ વાગીને વળી ગઇ તે—'

'હજીયે દુઃખે છે ?'

'આપને એ અનુભવ થયો હોત તો પંદર દહાડા સુધી પંપાળ્યા કરત. સમજ્યા ને !

દુઃખે પાપે અમે એ માર્ગ વટાવ્યો.

પરસેવાથી રેબઝેબ થતા અમે ટોચ પરના મેદાનમાં પહોચ્યા.

'આ ભોંયરૂં જોયું—' ભાગુજીએ અમને એક અંધીયાર ખાડો બતાવતાં કહ્યું. 'એ ઠેઠ ઓલોરામાં નીકળે છે. જૂના વખતમાં નાસી જવાનો પ્રસંગ આવે તો કામ લાગે તે માટે એ કરાવેલું છે. હમણાં તો તદ્દન અંધીયાર છે.'

'એનો દેખાવ જ કહી આપે છે. એ એટલે લાંબે સુધી ખોદેલું છે ?'

'એમાં એક વખત ચાર પાંચ બકરાં પુરેલાં તેમાંનાં બે ઓલોરા નીકળેલાં એટલે હજીયે એ રસ્તો ખૂલ્લો હોય એમ લાગે છે. બાકી અંદર સાપ વિગેરેનો ભો ઘણો.'

અમે આગળ વધ્યા.

'આ બાજુ જનાર્દન સ્વામીની યોગ ગુફા છે.' ભાગુજીએ કહ્યું. અમે એની પાછળ ચાલ્યા.

'આ રસ્તો હમણાં કર્યો. પહેલાં પેલી બાજુ થઇને આવવું પડતું' એણે બતાવેલો માર્ગ અંધકારપૂર્ણ હતો.

'એ માર્ગમાં કુંડ વચ્ચે આવે છે. યોગ ગુફામાં આવતા પહેલાં કુંડમાં ફરજીઆત સ્નાન કરવું પડતું. હવે આ તરફ ખોદકામ કરીને રસ્તો કર્યો છે.'

અમે યોગ ગુફામાં ગયાં. જનાર્દન સ્વામીની અને ગુરુ દત્તાત્રયની ત્યાં પાદુકા હતી અને એક મૈયા ત્યાં પૂજા કરતી હતી. બન્ને સ્થળે ઘીના દીવા બળતા હતા.

અમે ભક્તિભાવપૂર્ણ પ્રણામ કર્યા અને ત્યાંથી બહાર

નીકળ્યા. ઉપરના ચોગાનમાંથી ચારે બાજુનો રમણિય દેખાવ નજરે પડતો હતો. દેવગિરિનો કોટ અને પરકોટ તથા તેની આસપાસની દુર્ગમ ખાઇ દેખાતાં હતાં. ચારે તરફ વેરાન ખંડેરો પડયાં હતાં. ખાઇમાં હજી યે પાણી ભર્યું હતું અને આસપાસ ઝાડોની ઘટા ઘેરાઇ હતી.

પરકોટની અંદરની જગ્યામાં ઔરંગાબાદને ફૂલો પુરા પાડવા કોઇએ વિશાળ બાગ બનાવ્યો હતો અને ફૂલઝાડો ઉછેર્યાં હતાં.

કોટની લંબાઇ આશરે ત્રણેક માઇલની છે. દક્ષિણ પૂર્વ તરફ હાલનું નાનું ગામ વસ્યું છે અને એની વસ્તી આશરે ચૌદસો માણસોની છે.

રાજમહેલ હજી સારી હાલતમાં હતો. ઠેકઠેકાણે એનું થાગડ થીગડ જેવું સમારકામ થયું હતું. એ જૂની પદ્ધતિનું સુંદર મકાન હતું. એના જૂદા જૂદા ખંડો જોયા.

દરબાર હોલ હજી સારી રીતે જળવાઇ રહ્યો છે.

લાકડકામ મોટે ભાગે ખવાઇ ગયું છે અને કેટલાક ભાગ બિસ્માર હાલતમાં હોવાથી ત્યાં જવાની મનાઇ છે.

ભાગુજી અમને મહેલની ઉપરના ભાગમાં લઇ ગયો. દક્ષિણ દિશા તરફના ભાગમાં ટેકરી ઉંચે વધતી હતી, અને મહેલની ઉપરના ભાગમાં થઇને ત્યાં જવાતું હતું.

એ ભાગમાં ગયા પછી છેક ઉંચેના બુરજપર અમે ગયા.

'પેલી તોપ મેદાન તરફ કોઇ પર મારો ચલાવવો હોય તેને માટે છે.' નીચેની એક તોપ બતાવતાં ભાગુજી બોલ્યો.

અમે બુરજપર પહોંચ્યા.

ત્યાંથી ઉંચેની એક બેઠક સૌથી ઉંચામાં ઉંચો ભાગ હતો. ત્યાં ગયા એટલે ભાગુજીએ કહ્યું.

'આ શ્રી દુર્ગા. એનો જોટો જડવો મુશ્કેલ છે.'

અમારી નજર શ્રી દુર્ગા પર પાડી. એ એક પ્રચંડ તોપ છે અને હજીએ જાણે આજે પૉલિશ કરી હોય તેમ ચળકયા કરે છે. ઓછામાં ઓછા બાર ફીટના ઘેરાવાની અને વીસ બાવીસ ફીટ લાંબી પુષ્કળ વજનદાર તોપ અહીં શી રીતે ચઢવી હશે તેજ સવાલ હતો.

'એનો ઉપયોગ સામેની પર્વતાવલિપરના આક્રમણ સામે કરવામાં આવતો હતો. એની નીચે એને આમતેમ ફેરવવા માટે ગોઠવણ છે.'

'આ ખાડા શાના ?'

'એમાં પાણી રાખવામાં આવતું.'

'પાણી શા સારૂ ?'

'શ્રી દુર્ગાનો ધડાકો સાંભળનાર તોપચી બહેરો જ થઇ જાય. એના દારૂગોળામાં ઝામગરી ચાંપીને તોપચી આ ખાડામાં પાડતું નાખે અને પાણીમાં ડૂબકી મારે.'

'એ પણ સારી ગોઠવણ કહેવાય.'

'એના પર બનાવનારનું નામ લખ્યું છે.'

અમે નામ વાંચ્યું. એ બાળબોધ લીપિમાં લખ્યું હતું અને તોપના બનાવનારનું અને એના બાપ તથા દાદાનું નામ પણ આપ્યું હતું. આ લખતી વખતે કમભાગ્યે એને લગતી નોંધ ડાબે હાથે મૂકાઇ ગઇ છે એટલે એ નોંધવું રહી જાય છે.

'અમારાં સદ્‌ભાગ્ય છે કે શ્રી. દુર્ગાનો બનાવનાર એક ગુજરાતી હતો. ગુજરાતી તરિકે એ પણ ગૌરવ લેવા જેવી વાત છે.' મ્હેં કહ્યું.

'બરાબર છે. ગુજરાતનું ગૌરવ દેવગિરિની દુર્ગમ ટોચે ઝળકે છે.' પંડિતજીએ કહ્યું.

☆

# ઔંઢા નાગનાથ

'આપણે કાલે જરૂર નાગનાથ જઈશું.' મારા મિત્ર ગંગાદાસે કહ્યું. 'હું એને માટે ગાડીવાનને ખબર આપું છું. એની બેલગાડીમાં આપણને મઝા પડશે.'

'ભલે.' મેં અનુમતિ આપી.' પણ એ બાજુનો રસ્તો ડુંગરાળ તો નથી ને?'

'નારે ના!'

'બાર્શી અમે બળશી ગયેલા તે હજી યાદ છે. ચાર દહાડા સુધી હાડકાં દુઃખ્યા કર્યાં હતાં. આખે રસ્તે એટલા રોદા હતા અને વાટ બધી એવી પથરાળ હતી કે ન પૂછો વાત!'

કામપ્રસંગે અમારે હિંગોલી જવાનું થયું હતું અને ત્યાં ગયા પછી ઔંઢા નાગનાથની ખ્યાતિ સાંભળી એટલે ત્યાં જવાનું ઠરાવ્યું.

ઔંઢા નાગનાથ એ બાર જ્યોતિર્લિંગમાંનું એક જ્યોતિર્લિંગ છે અને તે નિઝામ રાજ્યમાં આવેલું છે. મુંબાઈથી મનમાડ, મનમાડથી પૂર્ણા અને પૂર્ણાથી ચોંડી સ્ટેશને ઉતરી મોટર રસ્તે ઔંઢા જવાય છે. મુંબઈથી મનવાડ ૧૬૨ માઈલ, મનમાડથી પૂર્ણા ૧૯૯ માઈલ અને પૂર્ણાથી ચોંડી ૨૧ માઈલ અને ચોંડીથી ઔંઢા દશ માઈલ એ રીતે મુંબઈથી ઔંઢા નાગનાથ ૩૯૨ માઈલ દૂર આવેલું છે. હિંગોલી ચોંડીથી આગળ ૨૯ માઈલ દૂર છે. હિંગોલીથી ઔંઢા રેલ્વે રસ્તે ૩૯ માઈલ અને ગાડા રસ્તે ૧૨ માઈલ દૂર છે. રેલ્વેનો રસ્તો ચક્રાવાનો છે અને ગાડા રસ્તો સીધો છે એટલે અમે ગાડા રસ્તે જવાનું પસંદ કર્યું હતું.

પણ માણસ ધારે છે કંઈ અને પ્રભુ કરે છે કંઈ! અમારે

ગાડા રસ્તે જવાનું એને મંજુર ન હતું એટલે રાત્રે મુશળધાર વરસાદ વૃટી પડચો અને ચારે બાજુ પાણી પાણી થઇ રહ્યું.

સવારે ઉઠયા ત્યાં તો આકાશ ચારે બાજુ વાદળોથી ઘેરાયલું.

'કેમ ગંગાદાસ! હવે તો આપણે માંડી વાળીશું ને?' પંડિતજીએ પૂછ્યું.

'ના રે ના! એમ તે કૈં ગભરાઇ જવાય! આપણે રેલ્વેમાં જઇશું.' ગંગાદાસે જવાબ આપ્યો.

'ભલે.' મેં ઉમેર્યું અને અમે ટાઇમટેબલ જોવા બેઠા.

હિંગોલીથી બપોરે દોઢ વાગે પૂર્ણા તરફ ગાડી જતી હતી અને તે સાડાત્રણ વાગે ચોંડી પહોંચતી હતી તેમાં અમે જવાનું ઠરાવ્યું તેમજ ચોંડીથી રાત્રે અગીઆર વાગે આવતી ગાડીમાં પાછા ફરવાનું નક્કી કર્યું અને તે મુંજબ હિંગોલી રાત્રે એક વાગે સ્ટેશન ઉપર ડમણી મંગાવી.

ગંગાદાસ અને પંડિતજી બન્ને શિવભક્ત હતા એટલે એમણે પૂરતી તૈયારી કરી લીધી, અને અમે બપોરની ગાડીમાં નક્કી કર્યા મુજબ હિંગોલીથી નીકળી સાડા ત્રણ વાગે ચોંડી ઉતર્યા.

વરસાદ વરસતો હતો અને અમારે ત્યાંથી દશ માઇલ દૂર જવું હતું ચોંડીથી ઔંઢા સુધી મોટરની સગવડ છે એમ નિઝામ રેલ્વેની ગાઇડ જણાવે છે. લગભગ નિર્જન જેવી જગ્યાએ સ્ટેશન હતું. કેટલીયેવારે એક મોટર આવતી દેખાઇ.

અમે ત્રણજ મુસાફરો ઔંઢા જનારા હતા એટલે મોટરવાળા સાથે લઇ જવાની અને પાછા લાવવાની વાત નક્કી કરી. એની મોટરનું એંજીન કે કંઇ બગડી ગયું હતું તે ઠીક કરવા પાછળ એણે દોઢ કલાક ગુમાવ્યો અને અમે છેક પાંચ વાગે ઔંઢાને રસ્તે પડયા.

રસ્તામાં પંડિતજીએ બાર જ્યોતિર્લિંગ અને તે કયાં કયાં આવ્યાં છે તે મને સમજાવવા માંડયું.

'નટવર ! બ્રાહ્મણધર્મનું જ્યારે જોર હતું ત્યારે એ ભવ્ય મંદિરો બંધાયાં છે અને કારીગરી તેમજ બાંધકામમાં એ અજોડ છે.'

'એ બધાં ક્યાં ક્યાં આવેલાં છે? મેં પૂછ્યું'

'સૌરાષ્ટ્રમાં સોમનાથ.'

'એ તો ખબર છે.'

'પછી ઉજ્જેનમાં મહાકાળ.'

'એ પણ રાજા વિક્રમના પરાક્રમોને લઇને પ્રખ્યાત છે.'

'પરલીમાં વૈજનાથ.'

'આપણે મુંબઇ પાછા ફરતાં ત્યાં જઇશું, પરભણીથી ત્યાં જવાય છે.' ગંગાદાસે સૂચના કરી.

'એ પણ જોઇ આવીશું.'

'સેતુબંધે રામેશ્વર.'

'એ કંઈ હમણાં જોવાય એમ નથી.'

'દારૂકાવને નાગનાથ.'

'અરે ! ઔંઢા નાગનાથ કહોને.'

'ઔંઢા ગામનું નામ છે. બાર જ્યોતિર્લિંગનો શ્લોક છે તેમાં દારૂકાવન નામ આપ્યું છે.'

'બનવાજોગ છે. પહેલાં એવું કૈં હશે.' ગંગાદાસે ઉમેર્યું.

'વારાણસી કહેતાં કાશીમાં વિશ્વેશ્વર. ગોમતી તટે ત્ર્યંબકેશ્વર.'

'ત્ર્યંબક તો આપણે જઇ આવ્યા !'

'ઘણુણે શ્રી ઘૃષ્ણેશ્વર.'

'અરે પંડિતજી ! ઘૃષ્ણેશ્વર તો વેરૂળમાં આવ્યા.' ગંગાદાસે જણાવ્યું.

'એલોરાની ગુફાઓ પાસે ?' મેં પૂછ્યું.

'હાજી. એની નજીક વેરૂળ ગામ છે અને ત્યાં એ શિવાલય

આવ્યું. આપણે ગુફાઓ જોવા જતી વખતે એનાં દર્શને જરૂર જઇ આવશું.'

'ભલે.'

'હિમાલયે કેદારેશ્વર.' પંડિતજીએ આગળ ચલાવ્યું.

'એજ શ્રી બદ્રીકેદારને ?'

'હાજી. શ્રી શૈલે મલ્લિકાર્જુન. ૐ કારે અમલેશ્વર અને ડાકિનીદેશે ભીમશંકર એ રીતે બાર જ્યોતિર્લિંગ આવ્યાં છે.

'અને એમાંનાં ત્રણ નિઝામના રાજ્યમાં છે.' ગંગાદાસે કહ્યું. 'બનશે તો આપણે એ ત્રણેનાં દર્શન કરીશું.'

'જેવી આપની મરજી.'

રસ્તામાં પવન એટલો બધો ઠંડો લાગતો હતો કે મને શરદી થવાની બીક લાગી.

થોડી વારે ઓંઢા આવ્યું.

ગામમાં પેસતાં જ વિશાળ શિવાલય નજરે પડ્યું. આજુ બાજુ વડનાં જૂનાં જટામંડિત ઘટાદાર ઝાડો હતાં અને બાજુમાં શિવાલય હતું.

અમે ઉતર્યાં ત્યાં તો ગોર લોકોએ પૂરપરછ કરવા માંડી.

ગંગાદાસે એક ગોરનું નામ લીધું એટલે એનો માણસ તરત જ અમારી સાથે આવ્યો.

મંદિરનું પ્રવેશદ્વાર ભવ્ય છે. એ વિશાળ પ્રવેશદ્વારમાં દાખલ થયા એટલે ભવ્ય મંદિર વિશાળ પટાંગણમાં બંધાયેલું નજરે પડે છે, ચારે તરફ કોટ બાંધી લીધેલો છે અને દક્ષિણ બાજુએ શિવાલયનું દ્વાર પડે છે. પ્રવેશદ્વાર પશ્ચિમ દિશાએ છે.

ગોર અમને સામે લેવા આવ્યા. એમણે ગંગાદાસની ખબર અંતર પૂછી.

આખું શિવાલય કાળા મજબૂત પથ્થરનું બાંધેલું હોઈ બાંધકામ જોવા જેવું છે. એના બહારની બાજુએ હાથીઓની

હારની હારો એવી સુંદર રીતે કોતરેલી છે કે જાણે એ જોયાજ કરીએ! એની કારીગરી અને એનો દેખાવ ભવ્ય છે.

'તમારાં કપડાં ઉતારો.' ગોરે અમને સૂચના કરી.

'કેમ?' મેં પૂછ્યું.

'મંદિરમાં જવા માટે.' ગોરે કહ્યું. 'અંદર જતા પહેલાં બધાં કપડાં કાઢી નાખવાનો રિવાજ છે. માત્ર પહેરેલા ધોતિયા કે અબોટિયાભેરજ અંદર જઈ શકાય છે.'

'ભલે.'

અમે કપડાં ઉતાર્યાં અને સ્નાન કરી આવ્યા.

પહેરેલા ધોતિયાભેર અમે શિવાલયમાં દાખલ થયા. ઉપર જતા પહેલાં ત્રીસેક પગથિયાં ચઢવાનાં હતાં.

'આ બધો દેખાવ જોયો—' ગંગાદાસે કહ્યું. 'મુસલમાન રાજ્ય અમલ દરમિયાન આ દેવાલય પર પણ અનેક હુમલા થયા છે અને તેમાંથી બચવાનો અહીં સારો રસ્તો કાઢયો છે. આ મૂર્તિઓ અને ઉપરનો દેખાવ ઉપર ઉપરનો છે.

'એમ!' અમને એ સાંભળી નવાઇ લાગી.

'ખરૂં લીંગ તો ભોંયરામાં છે.' એમ કહીને ગોર આગળ વધ્યા.

અંદરના ભાગમાં અંધકાર હતો એટલે દીવા સળગાવ્યા હતા. ત્રણ સમચોરસ ફુટનું એક ભોંયરૂ અમારી નજરે પડયું. એમાં બહુજ ધ્યાન રાખીને ઉતરી શકાય એવાં પગથિયાં હતાં.

ગંગાદાસ પહેલાં ઉતર્યા અને નીચા નમીને અંદરની બાજુ બેઠા.

તે પછી ગોર, પંડિતજી અને છેલ્લો હું ભોંયરામાં દાખલ થયા.

અંદરની બાજુ ભવ્ય જ્યોતિર્લિંગ હતું એને તેની પાસે ત્રણ ચાર બ્રાહ્મણો રૂદ્રી કરતા હતા.

ઘીના દીવા ચારે તરફ બળતા હતા.

આખુ ભોંયરૂ દસેક ફુટ લાંબુ અને એટલુંજ પહોળું હતું તેમજ એની ઉંચાઇ પાંચ ફુટ કરતાં વધારે ન હતી.

અમે આસ્થાપૂર્વક દર્શન કર્યાં.

પંડિતજીએ શિવમહિમ્ન લલકારવા માંડ્યું.

ગંગાદાસે અભિષેક કર્યો.

અમે બહાર નીકળ્યા એટલે ગોરે સમજાવ્યું:

'મુસલમાનોના હુમલા વખતે ભોંયરાના મોઢા ઉપર ત્રણ સમચોરસ ફીટની શિલા પેલી બાજુએ પડી છે તે ગોઠવી દેતા અને ઉપરનો આ ઠાઠ છે તે મુજબ પૂજા પાઠ કરતા.'

'અને આ રીતે ખરા જ્યોતિર્લિંગને સાચવતા.' પંડિતજીએ ઉમેર્યું.

'જરૂર.'

અમે ચારે જણ પરસેવાથી રેબઝેબ થઇ ગયા હતા. ભોંયરામાં પુષ્કળ ઉકળાટ થતો હતો એ ઉપરથી મને લાગ્યું કે પહેરેલા ધોતિયા કે અબોટિયાભેર દાખલ થવાનો નિયમ બરાબર હતો.

શિવાલયની આજુ બાજુ ફરીને અમે ગોરને ત્યાં ગયા.

ઑંઢા ગામ ઘણુંજ ગરીબ છે અને બ્રાહ્મણોની મુખ્યત્વે વસ્તી છે શિવાલય અને યાત્રીઓ ઉપર એ નભે છે.

ગોરને ત્યાં અમે ઉપરનો માળ બે એક કલાક ગાળવા તથા નાસ્તો પાણી કરવા માટે પસંદ કર્યો.

પણ માળ ઉપર ચઢવા માટે લાકડાનો દાદર કે નિસરણી ન હતી.

ત્યારે શી રીતે ચઢાતું હતું એમ તમે પૂછશો.

ભીંતમાં ખીંટીઓની પેઠે બહાર નીકળતા પથરા ગોઠવીને કામ ચલાઉ દાદર કર્યો હતો. તેના આધારે બહુજ સંભાળીને

અમે ઉપર ગયા.

ગોરની ગરીબ સ્થિતિની વાતો સાંભળી અને યથાશક્તિ એમને રાજી કરી રાત્રે નવ વાગ્યે અમે ઔંઢા છોડયું, અને અગીઆર વાગ્યે ચોડીથી ગાડીમાં બેસી એક વાગ્યે ઝોકાં ખાતા ખાતા હિંગોલી પહોંચ્યા.

આજે એ વાતને વર્ષો થયાં છતાં હજી એ શિવાલય, એનું કોતરકામ, એની બાંધણી, એનું ભોંયરું, એ જ્યોતિર્લિંગ, એ ઔંઢા ગામ, એ ગરીબ ગોર અને એમના વાંકાચુંકા પથરાની ખીંટીઓનો દાદર અમારી નજર આગળ તરે છે.



## શત્રુંજય

'આવું લીલું કચ જેવું પાણી શી રીતે પીવાય ! નટવર !' પંડિતજીએ કહ્યું.

'બધેબધ એવું જ છે ભા !' પાણીવાળી બોલી.

'બારેભાર લીલ !'

અને ખરેખર ! પાણી ખાસું રગડા જેવું લીલું હતું. માથે ઉનાળો તપતો હતો. મે મહીનાનો તાપ હતો. વરસ પણ લાગી હતી એટલે એવું પાણી ગાળીને પીધા સિવાય છૂટકો ન હતો.

'સમેવર્તે સાવધાન ! પંડિતજી !' મેં સૂચના કરી. 'બે ગરણે ગાળીને પી જાવ. બીજું શું !'

ઉનાળાની રજાઓમાં અમે સોનગઢ રહેવા ગયા હતા. ભાવનગર પાસે સોનગઢ હવા ખાવાનું સ્થળ છે. પહેલાં કાઠિયાવાડના ચાર થાણામાંનું એ એક થાણું હતું. પોલિટિકલ એજન્ટ ત્યાં રહેતો. એની હકુમત નીચે નાનાં નાનાં રાજ્યો આવેલાં. એ દરેકના ઉતારા સોનગઢમાં રહેતા અને ત્યાં એમના નીમેલા પ્રતિનીધિઓ રહેતા. ભાવનગર, પાલીતણા, લાઠી વગેરેના ઉતારા

હજી પણ છે. વખત જતાં એ થાણું બંધ થયું, એને અંગેની જમીન તથા મકાનો સરકારે વેચી નાખ્યાં અને કોઇ ઉદાર દાનવીરે લઇને સોનગઢ ગુરૂકુળને આપી દીધાં.

ગુરૂકુળના અમે મહેમાન હતા અને ઉનાળામાં અમારે માટે તેમણે અતિથિગૃહમાં રહેવાની ગોઠવણ કરી હતી.

સોનગઢનાં હવા પાણી સુંદર છે. પાસેજ ઉતાવળી નદી છે, અને ઉનાળામાં પણ એના ધરાઓ પાણીથી ભરપુર હોય છે. એમાં તરવાની અમને ખૂબ મઝા પડતી ગુરૂકુળના વિદ્યાર્થીઓ એ નાની નદીને 'દ્રુતગામિની' કહે છે.

કોઇ શોખીન એજન્ટે નદી વચ્ચે બંધ બાધેલો અને પાણી ખળાઈ રહે એવી ગોઠવણ કરેલી પણ થાણું ઉઠી ગયા પછી એ તૂટી ગયો છે. એનો ઉપયોગ નહાવા ધોવા માટે સારી રીતે થાય છે.

એકલિયા મહાદેવ તરફ એકાદ માઇલ દૂર 'પ્રેમજીનો પાટ' નામનો સુંદર ધરો છે અને તેમાં માણસ પૂર કરતાં વધારે પાણી રહે છે. અમારો એ માનીતો ધરો હતો. પંડિતજી એ ધરામાંજ તરતાં શિખ્યા.

અમને એક ઠેકાણે બેસી રહેવું ગમે એમ ન હતું એટલે અવારનવાર ચારે તરફનો જોવા લાયક પ્રદેશ અથવા સ્થળો જોવા જવાની ગોઠવણ કરતા. એ રીતે અમે ભાવનગર અને શિહોર જોયાં અને ત્યાંનાં જાણીતાં સ્થળોની મુલાકાત લીધી.

તે પછી અમે પાલીતાણા જવાનું ઠરાવ્યું. શત્રુંજયનાં જૈન મંદિરો આટલાં નજીક હોવા છતાં ન જોઇએ તે કેમ ચાલે?

રેલ્વે રસ્તે અમને ઘટતી અનુકૂળતા ન લાગી એટલે મોટરની ગોઠવણ કરી. સવારના ચાર વાગે નીકળવું એટલે પાંચ સાડાપાંચે મોટર શત્રુંજયની તળેટીમાં લઈ જશે એમ અમને મોટરવાળાએ કહ્યું. સોનગઢથી પાલીતાણા જવાની પાકી સડક

છે અને એ વચ્ચે ચૌદ પંદર માઇલનું અંતર છે.

અમે તો બધા ત્રણ વાગ્યાના ઉઠ્યા અને સાડા ત્રણ વાગે તૈયાર થઇ ગયા. પણ મોટરનો પત્તો ન હતો. ચાર થયા પણ મોટર ન આવી. મુંબઇમાં હોત તો એમ મન વાળત કે મોટરવાળો મુંબાઇ ટાઇમ સ્હમજ્યો હશે પણ અહીં શું? અમારામાંથી એક જણે જઇને એને ઉઠાડયો અને એ છેક પાંચ સવા પાંચે મોટર લાવ્યો.

અમે પણ અંદર ખીચોખીચ બેસીયે એટલા માણસો હતા. પંડિતજી, શ્રીમતિ કાલિકાદેવી, હું, સૌ. સુમન, અમારાં બાળકો, વસુબ્હેન, દાસભાઇ વગેરે નહિ નહિ તોયે સાત આઠ જણ હતાં.

સવાર પડતાં અમે પાલીતાણા પહોંચ્યા. પાલીતાણા પાસે આવ્યું ત્યાં મોટરમાંથી બે જણને ઉતરી જવાની સૂચના થઇ. અમે વધારે માણસો હતા એટલે પોલિસ મોટર રોકશે. આમ હોવાથી હું અને પંડિતજી ઉતરી પડયા.

હજી તો દુકાનો ઉઘડી ન હતી. લોકો ઉઠ્યા હતા અને અજરજવર ચાલુ થયો હતો. અમે બારસો દોઢેક માઇલ ચાલ્યા ત્યારે તળેટીએ પહોંચ્યા.

'ઉપરથી પાછા કયારે ફરશો? તે મુજબ હું મોટર પાછી લઇ આવું.' મોટરવાળાએ પૂછ્યું.

'અમને ખબર નથી કેટલો વખત લાગશે તેની!' મેં જવાબ આપ્યો. 'સાધારણ રીતે કેટલો વખત ચઢતાં ઉતરતાં જાય છે?'

'ચઢવાનો કલાક અને કલાક ઉતરવાનો, એકાદ કલાક ઉપર થાય.' એણે જવાબ દીધો.

'તો પછી અમે દસ વાગે તો પાછા ફરીશું, ત્યારે મોટર લાવજો.'

'ભલે, મારે ગામમાં મળવા જવું છે તે જઈને દસ બજે હાજર થઈશ.'

અને અમે સાત સવાસાત વાગ્યે શત્રુંજયનો ડુંગર ચઢવા લાગ્યા. ભગવાન આદિશ્વરનો જન્મ દિવસ હોવાથી પુષ્કળ માણસો ડુંગર ચઢતાં હતાં.

સાધુઓ, યતિઓ, આરજાઓ, પુરુષો, સ્ત્રીઓ, બાળકો અને મોટી ફાંદવાળા શેઠિયાઓ સૌ કોઈ ડુંગર ચઢતું હતું શક્તિ હોય તે પોતાના પગે નહિતર ડોળીમાં અને બાળકો માણસની ખાંધ ઉપર.

ભારે ધમાલ હતી.

તળેટીથી ઠેઠ શિખર સુધી ચઢવાનાં પગથિયાં હતાં. સુંદર ચણતર કામનાં નહિ પણ સામાન્ય પથ્થરો ગોઠવીને કરેલાં.

અમારી સાથે તો ભારખાનું હતું. કાલિકાદેવીથી ચઢાતું ન હતું. સુમન પણ એમનો સાથ કરે એવી નબળી સ્થિતિમાં હતી. અને અધૂરામાં પૂરાં બાળકો પણ અમારી ગતિ રોકતાં હતાં. ઘોડા થનગની રહ્યા હતા પણ ગાડી ભારખાનાની હતી.

ઉપર ચઢતા ગયા તેમ શરૂઆતમાં તો મઝા પડતી ગઈ પણ વારેવારે થાક ખાધા સિવાય છૂટકો થતો ન હતો. આમ અમારે મોડું થતું ગયું.

અને તાપ થયો. તરસ લાગી. પાણી ડુંગર ઉપર જોઈએ તેટલું મળી રહેશે એમ અમને નીચે કહેવામાં આવેલું એટલે અમે સાથે રાખેલું ન હતું. પંડિતજી રસ્તામાં વિસામો આવ્યો ત્યાં પાણી પીવા ગયા અને પાણી તદ્દન લીલા રંગનું ભારોભાર લીલવાળું જોયું.

ના છૂટકે એ બે ગળણે ગાળીને પીવું પડયું.

ગરમ કરીને ઠારેલું પાણી પ્રમાણમાં સારૂં હતું અને તે ચૂસ્ત જૈનો અને સાધુઓ માટે રાખવામાં આવ્યું હતું.

'ઉપર કંઈ ખાવાનું મળશે ?' પંડિતજીએ પૂછ્યું.

અમે તપાસ કરી તો માલમ પડયું કે દૂધ કે દહીં વખતે મળે એ સિવાય ખાવાપીવાની એક પણ ચીજ ઉપર નહિ મળે. 'વહેલા જશો તો દૂધ મળશે બાકી ખલાસ થઈ જશે.'

હવે શું થાય !

અમારી પાસે તો થોડાક ગાંઠિયા હતા. 'બધે ઠેકાણે ખાવાપીવાનું મળે અને અહીંજ નહિ ! અરે ભગવાન ! અજાણ્યા ને આંધળા બરાબર' પંડિતજીએ કહ્યું.

'એમજ.'

દિવસ ચઢતો હતો, અમે પણ ઉપર ચઢતા હતા. આ દેખાય, પેલું દેખાય કરતાં ચઢતા હતા. ઉંચે પેલું નજીક દેખાતું દહેરા જેવું શિખર તો વિસામાનો ઘાટ નીકળ્યો ને ત્યાંથી દહેરાંઓ તો કેટલાય ઉંચે ચઢીયે ત્યારે આવે એમ હતાં.

'નટવર ! આ દહેરાં કોણે બંધાવ્યાં હશે ?' પંડિતજીએ સવાલ કર્યો.

'કેટલાંક પહેલાં હતાં. એ કોણે બંધાવ્યાં તે મને ખબર નથી પણ મોટે ભાગે વસ્તુપાળ અને તેજપાળે ઘણાં દહેરાં બંધાવ્યાં છે. એ બેઉ ભાઈઓ કુટુંબ સહિત જાત્રાએ નીકળ્યા હતા ત્યારે પોતાનું ધન સુરક્ષિત રાખવા એમણે એક જગ્યાએ ખાડો ખોદવા માંડયો. એ જગ્યાએથી એમને અઢળક ધન મળી આવ્યું. આ બધા પૈસાનું શું કરવું તેનો એમને વિચાર થઈ પડયો.

'એમાંથી એકની સ્ત્રી અનુપમાદેવીએ સૂચના કરી કે આ બધું ધન શિખર ઉપર રાખો કે જેથી સૌ કોઈ જુએ પણ લઈ જઈ ન શકે. એ બધા જૈન ધર્મ પાળતાં હતાં એટલે એમણે શત્રુંજય, આબુ અને દેલવાડા ઉપર જૈન મંદિરો બાંધવામાં એ પૈસા વાપર્યા.'

'અરરર ! આ શું ? તમને તે કૈં ભાન છે ?' એક આરજા સુમન તથા કાલિકાદેવીને સંભળાવતી હતી. 'આજે આદિશ્વર દાદાનો જન્મ દિવસ છે અને અક્કેક પગલે અનેક જન્મનાં પાપ ધોવાઇ જાય છે ત્યારે તમે આ પવિત્ર ડુંગર ઉપર ચંપલ પહેરીને ચઢો છે ?'

અરે તારી ! હવે સમજાયું કે, એનો રોષ અમારા ઉપર નહિ પણ અમારાં ગરીબ બિચારાં ખાસડાંઓ ને ચંપલો ઉપર હતો.

'એમાં શું ? પેલા ડોળીવાળાએ શું પહેર્યું છે તે તો જુઓને !' સુમને કહ્યું.

'એ તો લોક છે.' આરજા બોલી.

એટલામાં તો બે ત્રણ યતિ, પાંચ સાત યાત્રિકો વગેરે એકઠાં થઇ ગયાં. સૌને આ બોલાચાલીમાં મઝા પડી.

'ત્યારે અમે પણ લોક છીએ.' સુમને ઠંડે કલેજે જવાબ આપ્યો. 'અમે જૈન નથી.

'અને અમને ખબર હોત તો જોડા કાઢીને આવત ! બાકી આવા ઉનાળામાં ઉઘાડે પગે તપેલા પથરા પર શેકાતે શેકાતે ચાલવાનું પૂણ્ય અમારે નથી જોઇતું !' પંડિતજી બોલી ઉઠયા.

'ના ભાઇ ! અમારાથી બધાને એવો આગ્રહ ન કરાય' એક વૃદ્ધ યતિએ કહ્યું. 'જૈનેતર માટે છૂટ છે. તમને ખબર નહિ એટલે શું થાય ! બાકી કંતાનના જોડા નીચે મળી શકે છે'

'મેં તો તમને જૈન ધારીને કહ્યું.' આરજાએ ખુલાસો કર્યો.

'હરકત નહિ. અમને ખબર નહિ એટલે શું કરીએ. !'

અને એ પ્રકરણ બંધ થયું.

અમારૂં ભારખાનું ચઢતું હતું: ઉંચે ઉંચે પણ ધીરે ધીરે.

'ઓહો ! હજી તો તમે આટલે જ આવ્યાં !' એક ભારેખમ

શેઠાણી ડોળીમાં બેઠી હતી. એ અમારી સાથે નીકળેલી ને ડોળીમાં ચઢીને ઉતરતી હતી. એણે અમને કીડીને વેગે ચઢતા જોઇને સુમનને કહ્યું.

'હાસ્તો બ્હેન! તમે તો પારકે પગે ચઢયાં ને પારકે પગે ઉતરો છો!'

'શું કરીએ! ચઢવાની શક્તિ જોઇએને! આ તો આદિશ્વર દાદાની કિરપા છે તે આ વરસે આઠમી વાર ચઢી.'

'પોતાને નહિ તો પારકે પગે પણ જાત્રા કરવામાંયે પૂણ્ય છે!

આમને આમ અમારૂં ઉર્ધ્વ પ્રયાણ ચાલુ રહ્યું.

રસ્તો ફંટાતો હતો.

અમે ટુંકો રસ્તો પસંદ કર્યો.

એ રસ્તે અમે જઇ ચઢયા એક દરગાહમાં. શત્રુંજય ઉપર, જૈનોની કિલ્લેબંધીમાં પણ દરગાહ!

'નટવર! આનું શું કારણ?' પંડિતજીએ પૂછ્યું.

'અંગ્રેજી રાજ્ય અમલને તો દોઢ સદી થઇ તે પહેલાંનું હિંદુસ્તાન કેવું હતું એનો તમને ખ્યાલ છે?'

'મુસલમાનોએ કેટકેટલાં મંદિરો તોડયાં હતાં? એમાંથી બચવા માટે આટલી દૂરઅંદેશી વાપરી હોય તો ના નહિ.'

'એમજ હશે.'

અમે દરગાહમાં ગયા. પીર ઉપર લોકોને ભારે શ્રદ્ધા જણાતી હતી. સેંકડો ઘોડિયાં પારણાં ચઢાવ્યાં લાગતાં હતાં.

ત્યાંથી અમે મંદિરોમાં ગયા.

એક પછી એક સેંકડો મંદિરો, એક એકથી ચઢિયાતાં અઢળક પૈસા ખરચીને બંધાવેલાં, કારીગરીના સુંદર નમુના રૂપ ચારે તરફ દીપી રહ્યાં હતાં. જનોએ આંખો મીંચીને ધર્મ પાછળ દાન કર્યું છે અને તેનો શત્રુંજય જીવતો પુરાવો છે.

દરેક મંદિરની વ્યવસ્થા પણ સુંદર રીતે રખાય છે અને ભગવાનની યથા સમય પૂજા થાય છે.

અમારો થાક ઉતરી ગયો.

અનેક મંદિરો, એક જોઇને બીજું ભૂલી જઇએ એટલા સુંદર, એમની બાંધણી, બેનમૂન કારિગીરી અને પ્રફુલ્લ વાતાવરણ જોઇ અમારો આત્મા પ્રસન્ન થયો. મંદિરો બાંધવાને આ સ્થળની પસંદગી સાર્થક લાગી.

'આ ભીમની બ્હેન' અમારા ભોમિયાએ, એ શિખર ઉપરજ અમને ભેટયો હતો તેણે કહ્યું. 'એ રીસાઇને આ ગોખલામાં સંતાઇ ગઇ છે.'

'ઓ તારી! નટવર! તેં કેં વાંચ્યું છે?' પંડિતજીએ પૂછ્યું: 'ભીમને બ્હેન હતી?'

'ના રે ભાઇ!' મેં કહ્યું. 'વખતે ભોમિયાની ભૂલ થતી હશે!'

'ખરી વાત છે! ભોમિયે કહ્યું. 'એ ભીમની બ્હેન છે. ભીમને બ્હેન હતી.'

અમે છેક સાડાઅગીયારે નીચે મુખ્ય દરવાજે પહોંચ્યા. દૂધ કે દહીં બધું ખલાસ થઇ ગયું હતું. અમે તો બધાં ભૂખ્યાં થયાં હતાં.

માથે મે મહિનાનો સૂરજ તપતો હતો.

અમે નીચે ઉતરવા માંડયું.

નીચે ઉતરતી વખતે વધારે સાવચેતી રાખવાની હતી. પથરા ઉપરથી પગ લપસે તો સોયે વરસ પૂરાં!

સુમન અને કાલિકાદેવીની હેરાનગતિનો પાર ન હતો. એમનો હાથ પકડીને ઉતાર્યાં સિવાય છૂટકો ન હતો. એમને ચક્કર આવતાં હતાં.

ચઢવા કરતાં ઉતરવામાં ઘણો ઓછો વખત લાગ્યો.

સાડાબારે અમે ઉતરી રહ્યા.

નીચે પણ કૈં વેચાતું મળતું ન હતું.

જૈનો માટે કળીના લાડુ અને ગાંઠિયાનું સદાવ્રત હતું પણ કૈં શિરા માટે શ્રાવક થવાય! મને તો મન થઈ ગયું પણ પંડિતજી જેવા શુદ્ધ સનાતની બ્રાહ્મણે વાંધો ઉઠાવ્યો.

'હું તો દસ વાગ્યાનો રાહ જોઉં છું.' મોટરવાળો બોલ્યો: 'તમને તો ઘણું મોડું થયું.'

'શું કરીયે અમારી ગુડસ ટ્રેન ચાલે ત્યારેને!' મેં કહ્યું.

બધાં બેસી ગયાં. મારે ને પંડિતજીને બીજા નાકા સુધી ચાલવાનું હતું.

રસ્તે બજારમાં મોટરને ઉભી રાખવા સૂચના આપી હતી. કોઈ સારી હોટલ કે દુકાનમાંથી ખાવાનું લેવું હતું.

'આઠ કપ ચહા લાવજો.' ત્યાંની આગેવાન હોટલમાં મોટરમાં બેઠા બેઠા ઓર્ડર આપ્યો.

'બાપુના હુકમથી ચહા બધે બંધ છે.' હોટલમાંથી જવાબ મળ્યો. 'બીજું કાંઈ મંગાવો. આઇસક્રીમ તૈયાર છે.'

અમે આઇસક્રીમ ખાધો.

બીજા નાકા સુધી ચાલીને અમે બેઉ મોટરમાં બેસી ગયા.

અને દોઢ વાગે અમે સૌ સોનગઢને રસ્તે પડયા.

ઘરના બળ્યા વનમાં ગયા તો વનમાં લાગી આગ. ટોકી ટોકીને સૂચના કરવા છતાંયે કોઠારીજીએ ચોકો સાફ કરાવી નાખ્યો હતો. ગુરૂકુળમાં ભરવાડણોએ વણેલી રોટલી ખાવાનું અમારા નસીબમાં ન હતું.

છેક અઢી વાગ્યે અમે અતિથિગૃહમાં પહોંચ્યા.

સુમનને ઉપરા ઉપરી ઉલટીઓ થતી હતી. કાલિકાદેવીનું માથું ભમતું હતું.

સૌને કકડીને ભૂખ લાગી હતી તે કાચુંકોરૂં ખાવામાં રોકાયા હતા.

કોઠારીજીની ભૂલને લીધે અમારા યજમાનના સંતાપનો પાર ન હતો.



## વજ્રેશ્વરી

'નટવર ! પેલા કુંડ કરતાં આમાં નહાવાની ભારે મઝા પડી.' પંડિતજીએ કહ્યું.

'એનું પાણી વધારે ગરમ છે.' મેં જણાવ્યું.

'અને એના કરતાં ગરમ આ મંદિરની પાછળની બાજુમાં નદી છે તેમાં કુંડ છે તેનું પાણી છે. એ કુંડ બંધીયાર નહિ પણ વહેતા કુંડ છે.' સુમને જણાવ્યું.

'ત્યારે તો આપણે ત્યાંજ નહાવાના.' શ્રીમતિ કાલિકાદેવી બોલી ઉઠયાં.

અમે ચારે જણા—પંડિતજી, એમનાં પત્ની શ્રીમતિ કાલિકાદેવી, સૌ. સુમન તથા હું વજ્રેશ્વરી ગયાં હતાં.

વજ્રેશ્વરી બી. બી. સી. આઇ. રેલ્વેના વસાઇ રોડ સ્ટેશનથી પૂર્વ બાજુએ અરાડ માઇલ પર આવેલું યાત્રાનું ધામ છે. ત્યાં જવા માટે વસાઇ રોડ સ્ટેશનથી કાચી સડક છે. ગરમ પાણીના કુંડ માટે એ જાણીતું છે. એની પાસે તાનસા નદી છે. એ નદીનાં પાણી ચોમાસામાંજ વહે છે બાકી તો એમાં મુદ્દલ પાણીજ હોતું નથી, એના પટમાં કેટલાક ગરમ પાણીના કુંડ છે. એ કુંડનાં પાણી શિયાળાની કડકડતી ઠંડીમાં આપણે નાહીએ છીએ એવાં ગરમ હોય છે. કુંડમાંથી છલકાઇને પાણી નદીની રેતમાં વહે છે અને તેમાં મળી જાય છે.

ત્રણ કુંડ પાસે પાસે હોવા છતાં એકનું પાણી ખૂબ ગરમ અને બીજાનું ઠંડુ હોવાથી આપણને નવાઇ લાગે એ સ્વાભાવિક છે.

સ્રીઓને માટે એક કુંડ અલગ રાખ્યો છે અને તેની

આજુ બાજુ ઘાસના પડદા રાખ્યા છે.

નદીને કાંઠે મહાદેવનું પુરાણું એક દહેરૂં છે. એ દહેરાની બાજુમાં ધર્મશાળા છે અને દહેરાની બરાબર સામે બે વિશાળ કુંડ છે. નદીમાંના કુંડ કરતાં એ ઘણા વિશાળ છે અને એકી સાથે વીસ પચીસ માણસ નાહી શકે એટલા મોટા છે. તેમાંના એકનું પાણી સામાન્ય ગરમ છે અને બીજાનું એથી ઓછુ ગરમ છે. ભાવિકો એ કુંડમાં નાહી ધોઇને મંદિરમાં જાય છે. એ પુરાણા મંદિરનું મહાત્મ્ય પણ ઘણું છે.

શ્રીમતિ કાલિકાદેવી પરમ ભાવિક હતાં. એમણે વજ્રેશ્વરી જવાનો ખૂબ આગ્રહ કરેલો. એમની સાથે બીજાં પણ કેટલાંક ઓળખીતાં પાડપાડોશી આવવા તૈયાર થયેલાં અને અમે ખાસ્સાં એક મોટરબસમાં સમાઇએ એટલા માણસો થયેલાં.

સવારના આઠ વાગે અમે વસાઇ સ્ટેશને ઉતર્યા. અમારા એક મિત્રને આગળથી ખબર આપેલી એટલે તેમણે બસની ગોઠવણ કરી રાખી હતી. તેઓ પણ અમારી સાથે આવ્યા.

મરાઠી રાજ્ય અમલમાં વસાઇના કિલ્લાની ઉપયોગિતા પુષ્કળ હતી. એની જરૂરીઆત જોઇને પોર્ટુગીઝોએ એ મરાઠાઓ પાસેથી લઇ લીધેલો અને તેમની પાસેથી એ અંગ્રેજોના હાથમાં આવેલો. હજી પણ પોર્ટુગીઝોના વખતનાં મોટાં ભવ્ય દેવળો અને મકાનો વગેરેનાં ખંડેરો ઉભાં છે અને તે વખતની યાદ આપે છે.

રસ્તે જતાં કેટલાક એવા ડુંગર આવ્યા કે જેમનો દેખાવ જ કદર બિહામણો લાગે. આખા ડુંગર ઉપર ઝાડનું તો શું પણ ઝાંખરાનુંયે નામ નિશાન નહિ! એવા એ બોડિયા ડુંગર હતા.

'આવું શાથી હશે?' પંડિતજીએ રસ્તામાં પૂછ્યું.

'આ તરફના ડુંગરો જ એવા છે. વખતે એમાં ગંધકનું તત્વ વધારે હશે.' અમારા સ્નેહી છબીલદાસે જવાબ આપ્યો.

'અને આ તરફ ભાત સિવાય બીજું કૈં ચતું જ લાગતું નથી ? સુમને પૂછ્યું

'અહિંયાં તો એનો જ પાક છે.'

અને ચારે તરફ ભાતનાં ખેતરો સિવાય બીજું કૈં દેખાતું નહતું. ડુંગરો, તળેટીમાં થોડાં ઝાડ અને સપાટ જમીનમાં ભાતનાં ખેતરો નજરે પડતાં હતાં.

વજ્રેશ્વરી જઈને અમે બધા મહાદેવના દહેરા પાસેના કુંડમાં નહાવા પડયાં. કુંડમાં બે હાથ જેટલું પાણી હતું અને તળીએથી પાણી ઉપર આવીને એક તરફ વહી જતું હતું.

નહાતાં નહાતાં શ્રીમતિ કાલિકાદેવીએ ઉપર જણાવ્યા પ્રમાણે સૂચના કરી એટલે અમે બધાં નદીના પટમાંના કુંડમાં નહાવા ગયાં. ત્યાંનાં પાણી ભારે તાઝગી આપનારાં હતાં. અમે બધાં નાહી શકાય તેટલું નાહ્યાં અને પછી કપડાં બદલીને મહાદેવના મંદિરમાં દર્શન કરી આવ્યાં. તે પછી અમે સાથે લઈ ગયેલાં તે નાસ્તા પાણીને ન્યાય આપ્યો.

પછી તો અમે એક સારા મઝાના ઝાડની છાયામાં બેસીને રમતે ચઢયાં.

રમતાં રમતાં કંટાળ્યાં અને એકાદ કલાક આરામ કર્યો. કોઈ સૂતું, કોઈ ગપ્પે ચઢયું, કોઈ ઊંઘી ગયું. એમ કરતાં બે વાગ્યા.

'અહિંયાંનો મહિમા એવો છે કે બધાયે બબ્બે ત્રણ ત્રણ વાર આ કુંડમાં નહાવું જોઈએ.' શ્રીમતિ કાલિકાદેવીએ સૂચના કરી.

'અને જેટલી વાર નહાય તેટલી વાર ભૂખ લાગે એમ પણ આપણાં પાડોશી જયાબ્હેન કહેતા હતાં.' સુમને ઉમેર્યું.

પછી તો પૂછવું જ શું !

પંડિતજીને નહાવાનું તાન ચઢયું. એ ગયા અને મને

ઘસડીને લઇ ગયા. પછી તો અમારૂં આખું મંડળ ફરીથી નહાવા ગયું.

સુમનની વાત ખરી હતી. અમને બધાને ખાધેલું પચી ગયું અને ભૂખ લાગી. આ પાણીમાં અજબ ચેતન હતું.

આ કુંડ સૌને માટે ખુલ્લા હતા. હિંદુ, પારસી, મુસલમાન સૌ એનો લાભ લઇ શકતા હતા.

અમે જેમ નહાતા ગયા તેમ અમારી ભૂખ ખુલતી ગઇ.

'નટવર ! અહિંથી લગભગ બે માઇલ દૂર આવા કુંડોની ખાણ છે.' પંડિતજીએ કહ્યું.

'કુંડની તે ખાણ હોતી હશે ?' મેં પૂછ્યું.

'હારે હા ! એક બે કે પાંચ દસ નહિ પણ એક સામટા સો જેટલા કુંડ છે.' પંડિતજીએ જણાવ્યું. 'એમાંના એક કુંડનું પાણી તો એટલું ગરમ છે કે એમાંથી વરાળના ગોટે ગોટા નીકળે છે.'

'અને નટવરભાઇ ! જયાબ્હેન કહેતાં હતાં કે ચોખાની પોટલી બાંધીને એમાં રાખીએ તો જરા વારમાં ભાત રંધાઇ જાય છે. નહિં ચૂલો સળગાવવાની કડાકુટ કે નહિ વાસણની પંચાત !' શ્રીમતિ કાલિકાદેવીએ કહ્યું.

'તો તો ત્યાં રહેવાની મઝા પડે !' સુમને જણાવ્યું અને પૂછ્યું. 'આ બધું શાથી થતું હશે ?'

'એનું કારણ એટલું જ છે કે તાનસા નદીના તળીયા હેઠળ ગંધક અથવા બીજા કોઇ અદ્દભુત રસાયણિક પદાર્થો હોવા જોઇએ કે જેને લીધે આ રીતે પાણી ગરમ થાય છે અને કુંડ વાટે બહાર પડે છે. પાણીનાં ઝરણાં જોઇને તેની આજુબાજુ કુંડ બાંધેલા છે.' મેં ખુલાસો કર્યો.

'આવા પાણીથી માંદા માણસોને ફાયદો થાય ખરો ?'

'હાસ્તો ! જયાબ્હેન કહેતાં હતાં કે દાક્તરો કેટલાય માંદાં

માણસોને વજ્રેશ્વરી જઈને રહેવાની અને આ કુંડોમાં નહાવાની સલાહ આપે છે.' કાલિકાદેવીએ કહ્યું. એમની બધીયે માહિતી એમણે જયાબ્હેન પાસેથી મેળવેલી લાગતી હતી.

'એમની વાત ખરી છે.' મેં કહ્યું. 'સંધિવા, અર્ધાંગવાયુ અને પક્ષાઘાત જેવા રોગ આ પાણીથી મટે છે અને એવા દરદીઓને દાક્તરો આવા કુંડોમાં નહાવાની સલાહ આપે છે. આપણે ત્યાં તો ઠીક છે. પણ યુરોપમાં સુદ્ધાં આવા ઝરા અને કુંડનો મહિમા જેવો તેવો નથી. એનો લાભ સેંકડો લોકો લે છે અને દૂર દૂરથી એમાં નહાવા માટે લોકો આવે છે.'

'આપણે ત્યાં આ સિવાય બીજા આવા કુંડો હશે ખરા?' સુમને સવાલ કર્યો કર્યો.

'ગુજરાતમાં દેવકી ઉનાઇના કુંડો અને લસુંદ્રાના કુંડો જાણીતા છે. દેવકી ઉનાઇ બીલીમોરા કાલાઆંબા લાઇનમાં થઇને જવાય છે અને લસુંદ્રા ડાકોરથી તેર અને કપડવંજથી નવ માઇલ દૂર આવેલું છે. ઉનાઇમાં ચૈત્રી પુનમ ઉપર મેળો ભરાય છે અને લસુંદ્રામાં શિવરાત્રિ તથા જન્માષ્ટમી ઉપર મેળો ભરાય છે. લસુંદ્રામાં ૧૮ પાકા બાંધેલા કુંડો છે અને ગુજરાત-ભરમાં એ સારી રીતે જાણીતા છે.'

'અને નટવરભાઇ! વજ્રેશ્વરીનો ચૈત્રી અમાસનો મેળો તો તમે ભૂલી ગયા.' કાલિકાદેવી બોલી ઉઠયાં. 'જયાબ્હેન કહેતાં હતાં કે શિવરાત્રિ, સૂર્યગ્રહણ અને નવરાત્રિમાં લોકોની ભારે ઠઠ અહીં જામે છે અને ચૈત્રી અમાસે તો મોટો મેળો ભરાય છે.'

'તમારી વાત ખરી છે.' મેં કહ્યું. 'વજ્રેશ્વરી માતાનું અને આ કુંડોનું મહાત્મ ઓછું નથી.'

'હશે! હજી તો આપણે વજ્રેશ્વરી માતાનાં દર્શન કરવાનું તો બાકી રહ્યું.' કાલિકાદેવી બોલ્યાં.

'તે આપણે હવે ત્યાં જઇએ છીએ.

અમે બધા નાહી ધોઇને પરવાર્યા ત્યારે અમને ભૂખ તો કકડીને લાગી હતી મલાડથી લઈ આવેલો નાસ્તો ખલાસ થઇ ગયો હતો એટલે બીજી કૈં ગોઠવણ કર્યા સિવાય છૂટકો ન હતો.

'તમે જરાયે ચિંતા કરશો નહિ.' અમારા મિત્ર છબીલદાસે કહ્યું. 'આપણે વજ્રાબાઇના મંદિરમાં જઇને બધીયે ગોઠવણ કરીશું. પૂજારી સાથે અમારે તો બાપદાદાનું ઓળખાણ છે અને અહીં બધું મળે છે.'

'ત્યારે તો આપણે ચહા પાણી માટે વાસણો માગવાં. એકાદ મોટી એવી શેતરંજી અને ચહા પાણીનાં વાસણો હશે તો ચાલશે. પછી તો બીજું આપણે કૈં નથી જોઇતું.' પંડિતજી બોલ્યા.

અમે બધા વજ્રાબાઇનાં દર્શને ચાલ્યા.

વજ્રાબાઇનું દેવળ વસઇના મરાઠા સરદાર સરસુબેદાર શંકરજી કેશવે પોતે અરાડમા સૈકામાં પોર્ટુગીઝો ઉપર મેળવેલા વિજયના સ્મારક તરિકે બંધાવેલું છે. એના આગળના ભાગમાં એક ઉંચી અને ભવ્ય દીપમાળ છે. મંદિરની ઉંચાઇ સારી છે. ૪૦ થી ૫૦ પગથિયાં ચઢયા પછી મંદિરમાં જવાય છે. મંદિરની પાછળ એક મોટી ટેકરી છે એટલે એના દેખાવમાં ભારે ઉમેરો થાય છે. માતા બાળકને ગોદમાં લઈને બેઠી હોય એવો એનો દેખાવ છે.

અમે બધાં મંદિરમાં ગયાં અને વજ્રાબાઇ માતાનાં ભાવપૂર્વક દર્શન કર્યાં. મંદિરની ચારે તરફનો દેખાવ સુંદર હતો. પાછળની બાજુએ એક દરવાજો હતો અને ત્યાં થઇને ટેકરી ઉપર જવાની સગવડ હતી.

છબીલદાસ અને પંડિતજી પૂજારી પાસે ગયા અને થોડાં વાસણ તથા એક શેતરંજી લઇ આવ્યા અને ચા પાણીની તૈયારી કરવા ગયા.

અમે ટેકરી ઉપર એક દહેરી હતી તે જોવા ગયા.

ટેકરીએ ચઢતાં જરા વાર લાગી પણ ઉપર ચઢયા પછી અમારી મહેનત સફળ થઇ.

પવનની લહેર એવી તો મઝાની એ ઠેકાણે આવતી હતી કે બસ બેસીજ રહીએ એમ થતું હતું.

એ દહેરીમાં એક સાધુ રહેતો હતો એમ અમને ખબર મળી પણ એ ત્યાં ન હતો. એણે સુંદર સ્થાન શોધી કાઢયું હતું અને તેનો ઠીક લાભ ઉઠાવતો હતો.

દૂર દૂર સુધીનો મનોહર દેખાવ જોઇને અમને ખૂબ આનંદ થયો.

અમે નીચે ઉતર્યાં અને મંદિરમાં ગયાં ત્યાં છબીલદાસ મળ્યા.

'ચાલો, ચાલો, ચહા તૈયાર થઇ છે અને નાસ્તા પાણીની પણ ગોઠવણ કરી છે.' એમણે કહ્યું.

અમે એમની સાથે ગયા.

એક ખડખડ પાંચમ ધર્મશાળામાં તેઓ અમને લઇ ગયા.

'છબીલભાઇ! આમ તો તમે કહો છો કે મંદિરની આવક સારી છે ત્યારે આ મકાનની હાલત આમ કેમ?' કાલિકાદેવીએ પૂછ્યું.

અને એમનો સવાલ સાર્થક હતો એમ મને પણ મકાનના દિદાર જોઇને લાગ્યું.

'એ તો એમજ ચાલે છે. આ તરફનાં મકાન એવાં જ હોય છે!' છબીલદાસે કહ્યું.

'શું ધૂળ એવાં હોય છે!' મેં કહ્યું. 'આનું રીંપણુ તો જુઓ. કોણ જાણે કેટલા વરસ ઉપર કર્યું હશે. અને આ જાજમ! એ પણ કોચરાની સાલની લાગે છે!'

'ધરમની ગાયના દાંત શા જોવા!' સુમને કહ્યું.

'તેમાંજ એ પાગળી રહી ગઇ છે.'

'ચાલો ચાલો અહા ચા ઠંડી પડી જાય છે.' પંડિતજી બાલ્યા.

અને એ ચહા! અરે ભલા ભગવાન! એ ચહા હતી કે કાળીજીરીનો ઉકાળો!

'અરે છબીલદાસ! આ પણ અહીંની જ પ્રસાદી છે કે? અહીં સારી ચહા પણ નથી મળતી?'

'ભાઇ! આ ગામડું છે. જે છે તે રજુ કર્યું છે. બાકી તો તમને રસ્તામાં પાપડી લઇ જઇશું ને ત્યાં આપીશું.!

'ઠીક ઠીક!'

અને અમે ચહા નારતાને ન્યાય આપ્યો. કોઇને કશુંય ભાવ્યું નહિ પણ ભૂખના જોરે થોડું ઘણું પેટમાં નાખ્યું અને પાણી પીધું.

છબીલદાસે કરેલાં વખાણ અને જૂનું ઓળખાણ અમારે ગળે ન ઉતર્યાં. કાં તો એ ઓળખાણ ભૂલાઇ ગયું હતું કે પછી એ એમણે ઠંડા પહોરની તોપ લગાવી હતી.

અને પછી તો વધારે મોડું થઇ જાય તે પહેલાં અમે મોટરબસમાં ગોઠવાઇ ગયાં અને વસઇને માર્ગે પડયા.

વસઇનો કિલ્લો મોટરબસમાં બેઠાં બેઠાં જોયો અને ત્યાંથી પાછા ફરતાં પાપડી આવ્યા.

પાપડીમાં છબીલદાસે અમને ગોળપાપડી ખવરાવી એ જો યાદ ન રાખું તો એટલો કૃતઘ્ની ગણાઉં.

પાપડીથી અમે વસાઇ રોડ આવ્યાં અને ત્યાંથી છેક મોડી રાત્રે થાકયાં પાકયાં મલાડ આવ્યાં.

અમારી વજ્રેશ્વરીની યાત્રા સફળ થઇ કારણ કે એ દિવસ પછી છબીલદાસના વિવાહ થયા.



# સ્ત્રીઓની ઉન્નતિનો માર્ગ

'નટવર! આજે તો તારૂ કામ પડ્યું છે.' એક દિવસે મારા ઘરમાં પગ મુકતાં જ પંડિતજીએ કહ્યું.

'કેમ! શું છે?' મેં પૂછ્યું.

'એને તારી સલાહ લેવી છે'

'કોને?'

'દેવીને.'

'શી બાબત?'

'એની કોઇ સહીયરે વીલ કર્યું છે.'

'પણ એમાં મારી શી જરૂર?'

'તું ચાલ તો ખરો.'

પંડિતજીની સાથે હું એમને ઘેર ગયો. કાલિકાદેવીએ અમને આવકાર આપ્યો.

'આવો આવો નટવરલાલભાઇ! આજે તમારૂં જરા કામ પડ્યું છે.'

'બોલો'

'તમે પેલાં વિનોદાબ્હેનને ઓળખતા હતા ને—'

'હા.'

'તે એ દેવલોક પામ્યાં અને એમણે વીલ કર્યું છે. મને એમની વકિલ નીમી છે'

'પછી?'

'જુઓને આ રહ્યું વીલ' એમ કહીને કાલિકાદેવીએ મને વીલ આપ્યું.

એ નીચે મુજબ હતું:



## વિનોદાનું વીલ

હું વિનોદા વીરપ્રસાદ દેસાઈ રહેવાસી અમદાવાદ ખાડીઆના ઉમર વર્ષ ત્રીસ, જીંદગી ક્ષણભંગુર હોવાથી આ મારૂં છેલ્લું વીલ યાને વસીયતનામું કરી જાઉં છું અને આની પહેલાં કરેલાં તમામ વીલ આથી રદ કરૂં છું.

૨. મારા વીલના વકીલ (એકઝીકયુટર) તરીકે મારી સહીયર કાલિકાદેવી પ્રાણશંકર પંડિતજી (મુંબઇ) નાને નીમું છું.

૩. મારા મરણ બાદ આ વીલની ચોથી કલમમાં જણાવ્યા મુજબની મારી મીલકતનો મારા વકીલે કબજો લઇ આગળ જણાવ્યા મુજબ તેની વ્યસ્થા કરવી.

૪. મારી મીલકત નીચે મુજબ છેઃ

(૧) મુંબાઇ સરકારની સાડા છ ટકાની લોન રૂા. ૬,૦૦,૦૦૧ની
(૨) સાબરમતી કિનારે બંગલો.
(૩) ખાડિયામાં ત્રણ મજલાવાળું મકાન.
(૪) રાચ રચીલું, ફરનીચર, દરદાગીના વગેરે.

૫. મારા વકીલે નીચેની વાતને મળતી આવે એવી એક સ્ત્રી શોધી કાઢવી.

મારી બાણની દયાકુંવર થોડુંક થયાં મરી ગઇ તે કહેતી હતી કેઃ

'મારી નાની ઉમરે પરણ્યા પછી ચારેક વરસે જ્યારે હું સાસરે જતી આવતી થઇ ત્યારે એક રાતે મારા ધણી સાથે સહેજ કજીયો થયો હતો. હું હમેશાં સાસુ સાથે સહેજ સહેજમાં લઢતી અને તે માટે મને તેમણે ઠપકો દેવા માંડયો હતો પણ તે મારાથી સહન ન થયું તેથી, અને તેમના ઉપર દાબ બેસાડવાના વિચારથી હું તરત જ જઇને બારીએથી પડી. મને ભાન

આવ્યું ત્યારે મારો એક હાથ ભાંગી ગયો હતો અને આખા અંગમાં ઘણું દુઃખ થતું હતું. કેટલાક મહીનાનો ખાટલો સેવ્યો, પછી હું સાજી થઇ. આમાંથી તો તે વખતે મને એ ફાયદો થયો કે મારા પતિ હમેશાં મારા ધાકમાં રહેતા અને સમાજમાં પ્રતિષ્ઠા હલકી ન પડે અથવા તો 'એવો જડ જેવો કે બૈરીનો હાથ ભાંગી નાખ્યો' એમ ન કહેવાય તેની બહુ કાળજી રાખતા' એની પડોશમાં ચીમન કરીને એક છોકરો હતો તે એને ચીઢવતો કેઃ—

અક્કર જાણાં મક્કર જાણાં જાણાં હિંદુસ્તાનાં,
એ તીણુંકા સંગ ન કીજે ટુંઠા લંગડાં ઓર કાણાં;
લંગડ બુચડ અંધા ટુંઠા શીરમેં ગંજા હોય,
વાંકા સંગ કબ કીજીયે કે હાથમાં ડંડા હોય.

'એ તો મારા કાકા એવા છે! હું હોઉંની! તો તો દયા કાકી! બસ, ડંડાથી જ વાત કરૂં!'

આવી સ્ત્રી શોધી કાઢી તેને નીચેની સરતે રૂા. ૫૦૦૦) અંકે રૂપીઆ પાંચ હજાર બક્ષીસ આપવા.

(૧) ધણીની સાથે કોઇ જાતનું ખરાબ વર્તન ન ચલાવે.

(૨) એક હાથ ભાંગ્યો એ પ્રભુની મહેરબાની! એમ માનીને હમેશ બીજા સાથે સારી રીતે વર્તે અને સદાચારમાં જીંદગી ગાળે.

મારા વકીલે એ સરતો બરાબર પળાય તે સારૂં:

(૧) રીતસરનું લખાણ કરાવી લેવું અને તેના જામીન લેવા.

(૨) અથવા અમુક રકમ ઓછી આપવી અને તેને પોતાને ખાત્રી ન થાય ત્યાંથી સુધી તે રકમનું વ્યાજ આપવું.

(૩) ઓછી આપવાની રકમ મારા વકીલની મુનસફીમાં આવે તે મુજબ ઠરાવે.

૬. નીચેના ગુણવાળી બીજી સ્ત્રી શોધવી.

(૧) આખો દહાડો વલવલાટ કર્યા કરે. (૨) ભાંગલા હાંલ્લાની પેઠે બબડયા કરે. (૩) પાડપાડોશી સાથે લઢે. (૪) પોતેજ સારી અને બીજી બધીઓ નઠારી. (૫) નાનામાં નાના સરખા ઘાટીથી તે પાડપાડોશી ને માટી, એ સૌની સાથે સરસ્વતી ચલાવે. (૬) પારકું ઉછીનું લઇને ધણીને ન કહે. (૭) ધણીને અષ્ટમપષ્ટમ સમજાવે. (૮) એકને એક ને બીજીને બીજું કહી નારદવેડા કરતી ફરે.

એવી સુલક્ષણી સુંદરી (!) શોધીને એક વરસમાં સુધરવાની ને ખાત્રી આપવાની વાત કરી, એક વરસ પછી મારા વકીલે પાકી ખાત્રી કરીને તેને આઠ હજારની રકમ નીચેની શરતે આપવી.

(૧) ઉપરના સઘળા દુર્ગુણો તજવા.

(૨) એ બાબતની ખાત્રી પાડપાડોશી આપે. નાનામાં નાનો ઘાટીયે આપે, ને મારો વકીલ ખાત્રી કરે.

૭ મારી એક વાત મને યાદ છે, તે નીચે મુજબ છે.

અમે એક વખત અંધેરી રહેતા હતા, ત્યાં એક જણીનો અનુભવ મને થયેલો. અમે ઉતર્યાં હતાં તેની પાસેના બંગલામાં ચારપાંચ કુટુંબ રહેતાં હતાં. એમાંની ત્રણ સાથે મારી વાતને સંબંધ છે. તેમાંની એક જણીને છોકરાં ન હતાં, ને બીજી બેને હતાં. પેલીનાથી એમાંની એક જણી દબાઇ જતી હતી, પણ બીજી સામે થતી.

(૧) પેલીએ ત્રીજીની દીકરીની લટ કાપી લીધી. ધીમે ધીમે પહેલી અને ત્રીજી વચ્ચે તકરાર શરૂ થઇ. પહેલી એવી પક્કી, કે લઢે, રડે, ને પાછી સાથે બેસે.

(૨) એવામાં એના વરનો કોઇ સગો મેમાન થઇને આવ્યો. પેલી તો લુગડાં ધોતી જાય, મેમાનને પૂઠ પાછળ ગાળો ભાંડતી જાય ને કહે કે કોણ જાણે કયાંથી આવા લદધા રોજ

રોજ આવે છે!

(૩) છાની માની જલેબી મંગાવે ને ખાય, ભજીયાં ખાય, ચાહ પીએ.

(૪) સવાર સાંજ ધણીથી છાની ચાહ કરે ને પીયે. ધણી આવે તો ઢાંકી દે.

(૫) એક દહાડો ત્રીજીનો કોઇ સગો આવ્યો ત્યારે કહેવા લાગી કે એ તો ખરાબ ચાલનો છે. ખરૂં ખોટું કોણ જોવા ગયું છે!

(૬) ઉછીનું લે ખરી પણ પોતે ઉછીનું દે નહિ.

(૭) પેલી બીજી જે તેનાથી દબાતી તેના ઉપર ખોટું દબાણ કરે. કહ્યું કરાવે, કામ કરાવે ને પોતે મઝા કરે! પેલી ત્રીજી તો માને નહિ તેથી તેનું ભૂંડું બોલે ને ખરાબ ચાલની કુલટા કહે.

(૮) અશ્લીલમાં અશ્લીલ અને ગુપ્ત વાતો કરે.

(૯) ત્રીજીનો હાથ ચોખ્ખો નહતો અને તેનો વર બારણાં દઇ રસોઇ કરતો હતો ત્યારે કહે 'એ તો એવી એ રાંધે છે! બળ્યુ બા! એવો ભંગીયાવાડો કેમ વેઠાય!'

(૧૦) પોતાની સાસુને, ભાઇને, ભાભીને સૌને સરસ્વતી ચોપડે.

(૧૧) પેલી બેઉ જણીઓને ધમકાવે કે આમ નહિ કરો તો આમનું આમ તમારા વરને સમજાવરાવીશ તે તમને ભારે થઇ પડશે.

(૧૨) એક દહાડો તેના વરનો સગો કોઇ મિત્રને ત્યાં ગયો હશે ત્યાં તેની સ્ત્રીએ તેની મારફતે કંઇ પૂછાવ્યું એટલે કહે: 'એ તો એનો વર થાય છે! એની ચાલ જ ખરાબ છે! એ રાં—પણ એવી છે.' પોતાની શાલ એક વખત તેના મિત્રની સ્ત્રીએ વાપરી એટલે કહે: 'જો હું ન્હોતી કહેતી? એ ર—ને

રાં—એવાંજ છે!'

(૧૩) પેલો સગો આવવાનો એટલે ધણી પાસે રડે ને કંઇ કંઇ ફેલ કરે! એક વખત ધણી માંદો તોય જીભ એટલી ચલાવે કે પેલો ગ્રીચારો કંટાળી જાય તોય ટકટકારો ઓછો ન કરે!

(૧૪) ઘાંચીના ઘરની 'સાની' (ઘાણીમાં પીલતી વખતે અધકચરા અને તેલ નીકળતા તલને સાની કહે છે.) ખવાય પણ ત્રીજીનું છોકરૂં ઘાંચીને ત્યાં હોય ને તે જો લે તો કહે કે 'બળ્યો તમારો અવતાર! ઘાંચીને અડયાં!'

(૧૫) ધણીની ગેરહાજરીમાં સારૂં સારૂં ખાવાનું કરીને ખાય. ધણીને કહે: 'બળ્યું મારાથી ખવાતું નથી. પેટમાં દુઃખે છે.' પણ છાનામાનાં ખાધું હોય તે કોણ જાણે!

(૧૬) અધરકવા માટે દહીં માગી લાવે 'વધારે આપો ને' કહીને વધારે લે અને ઘેર જઇ ચાટી જાય.

(૧૭) વાડીમાંથી છાનીમાની કોઇ ચીજ તોડે ને બીજાને જુએ તો ઉલટી ગળે પડે. ચોર કોટવાળને દંડે!

(૧૮) રજનું ગજ કરીને કહે. બીજાની વાત કરીને કહે કે 'આટલું મળે છે તેમાં રોફ તો જો મારે છે! એ તો બધુંય બીજાની ઉપર હોં કે!'

(૧૯) પોતાના ઘરનો કચરો સામાના તરફ નાંખે.

(૨૦) ધોવા બેસે, તો કુવાનો દોઢ પહોર સુધી છાલ ન છોડે.

(૨૧) એક વખત એક વિધવા બાઇ પોતાની વિધવા દીકરી સાથે એકને ત્યાં મળવા આવી. પાસે પુંજી ઠીક હતી. સત્તર વર્ષની ઉમરે વિધવા થયેલી દીકરીને ત્રીસ વર્ષની કરી હતી. તેઓ ગયાં એટલે પાછળથી કહે કે: 'મા ને દીકરી બેઉયે ખરાબ છે. એ શા ભવાડા! વળી રાં...ને ફરવા શા જવાં તાં! વિધવા થઇ, તેને મુડો જોઇએ, તોયે ચોટલો રાખે છે, ને ઘરેણાં પહેરે

છે. બળ્યા એમના અવતાર!'

(૨૨) ધણીને અષ્ટમ પષ્ટમ સમજાવ્યો, એટલે બસ! એમ કહીને ત્રીજીને બાળે!

(૨૩) જુઠું બોલે.

(૨૪) શાણી સીતા જેવો દેખાવ ધારણ કરે.

(૨૫) પાંચમી કલમમાં જણાવેલી દયાકુંવરના જેવા દુર્ગુણ.

(૨૬) ત્રીજીની બેનપણીને મોઢે ત્રીજીનું ભૂંડું બોલે ને ત્રીજીને મોઢે તેની બેનપણીનું ભૂંડુ બોલે. બેને લઢાવવા યત્ન કરે, પણ બેય તેના માથાની. ત્રીજી કરતાં તેની બહેનપણી ચઢે. માથામાં મારે તો ઢીમુ થાય તેવી!

(૨૭) સત્તરવાર ત્રીજીનો સ્ટવ લઇ આવે, કહે કે જરા જોઇએ છીએ, દૂધ ગરમ કરવું છે અને બરાબર બે કલાક વાપરે. બધુ ઘાસલેટ ખૂટાડે.

(૨૮) ત્રીજીને કહે કે સૌ કરો પણ અમારી નાત તમારા કરતાં ઉંચી, અમે આટલુ પાળીએ ને તમે આટલુ ન પાળો, પણ ત્રીજીના હાથની ખાંડવી (છાસ, ચણાનો લોટ, ખાંડ, મીઠું મરચું ને મસાલાની એક વાની) ખવાય! તેમાં બાધ નહિ!

(૨૯) હાથ ચોખ્ખો ન હોય ત્યારે કહે કે 'નર્યો બા! ભડવાડો (ભ્રષ્ટવારો) એ ભ્રષ્ટાચાર કેમ થવા દેવાય!' પણ પોતે નાહ્યાપછી છેક પાંચમે દહાડે માથું ચોળે. માથામાં તેલ ઘાલ્યું હોય તે છતાં ચોળે નહિ ને ઘરકામ કરે તેનો વાંધો નહિ.

(૩૦) પોતાને કેટલાંક કારણનો લઇને ધણી છઠે છ માસે ઘરમાંથી બહાર લઇ જાય પણ બીજીને જતાં જોઇ દાઝી જાય.

(૩૧) વરની બિલકુલ પરવા વગરની.

(૩૨) મહા અદેખી.

આવી બત્રીસ લક્ષણી (!) સ્રી શોધી કાઢી એનું અક્કેકું લક્ષણ મટાડવા ખાતર અક્કેક હજાર રૂપીઆ મારા વકીલે

આપવા. સરત એ કે મારા વકીલને ખાત્રી થાય અને દશ બૈરાંના મંડળનું સારી ચાલ બદલ સર્ટીફીકેટ મેળવે.

૮. 'સ્ત્રીઓની કુટેવો અને તે સુધારવાના રસ્તા' એ વિષય પર સારામાં સારો નિબંધ લખનાર લેખક લેખિકાને પાંચ હજાર રૂપીઆ આપવા.

૯. મારા સ્મારક માટે એક સ્ત્રી મંડળ સ્થાપવું, અને તેણે સ્ત્રીઓની સ્થિતિ સુધારવા બનતા પ્રયાસો કરવા. એ મંડળને હસ્તક મારા વકીલે મારી બાકીની બધી મીલ્કત સોંપવી. મારા વકીલે એ મંડળમાં પ્રમુખપદે કામ કરવું.

૧૦. સદર મંડળને હું ફરમાવું છું કે આવી બત્રીસ લક્ષણીઓ જેમ બને તેમ સમાજમાંથી ઓછી થાય, તેવું જ્ઞાન આપવા માટે પુસ્તકો રચાવવાં, પારિતોષિકો આપવાં, હરિફાઇઓ કરાવવી, અને બને તેટલા સઘળા પ્રયત્ન કરી, પોતાનું કાર્યક્ષેત્ર વિશાળ રાખવું. શાળા પાઠશાળામાં એ વિષયને લગતાં પુસ્તકો, પત્રિકાઓ, અને માસિકો મફત આપવાં.

૧૧. મારા વકીલને પોતાને બીજા વકીલો નીમવાની અને આ વીલ પ્રમાણે વર્તતાં જે ખર્ચ થાય તે કરવાને સંપૂર્ણ સત્તા છે.

ઉપર લખેલું વીલ મેં મારી રાજીખુશીથી પૂર્ણ તંદુરસ્તીમાં, અક્કલ હુશીઆરીથી કર્યું છે, અને તે મને કબુલ મંજુર છે. મિતિ સંવત ના ફાગણ સુદી ૧૦ ને વાર બુધ. તા૰ ૮ મી એપ્રીલ સને.

| ઉપર જણાવેલાં વિનોદા વીરપ્રસાદ દેસાઇએ સહી સિક્કો કર્યો, અમારી રૂબરૂમાં | સહી<br>વિનોદા વીરપ્રસાદ દેસાઈ |
|---|---|

ડૉ. જયકૃષ્ણ હરપ્રસાદ મહેતા
એમ. ડી.

કનૈયાલાલ સી. દેસાઈ
સોલીસીટર



'છેવટે પણ વિનોદા એના ધ્યેયને વળગી રહી.' કાલિકા દેવીએ કહ્યું. 'એને મન સ્ત્રીઓની સામાજીક ઉન્નતિ એ મુખ્ય વિષય હતો. બિચારીએ ઝાઝુ સુખ જોયું ન હતું અને પ્રભુએ જે પૈસા આપ્યા હતા તેનો સદુપયોગ એણે કર્યો ને છેવટે બાકીનું કામ મને સોંપતી ગઈ.'

'પણ એમણે લખી છે એવી બત્રીસ લક્ષણી અને છત્રીસ લક્ષણીઓ શી રીતે શોધી કાઢશો?' મેં પૂછ્યું.

'એમાં તમારા કરતાં સુમનબ્હેન વધારે મદદ આપી શકશે. એવાં સજ્જન મળવાં મુશ્કેલ નથી.'

'એ તો ઠીક! બોલો મારૂં શું કામ હતું?'

'એટલુંજ કે તમે આ કામમાં મને વારંવાર જોઈતી મદદ આપશો ને? બનતા સુધી મારે એકાદ સ્ત્રીસમાજ કે ભગિની સમાજ સ્થાપવો પડશે અને પત્રિકાઓ, પુસ્તકો અને એકાદ માસિક પ્રકટ કરવાની જરૂર પડશે. એ બધું એકલે હાથે શી રીતે થાય! તમે અને સુમનબ્હેન મદદ આપો તોજ એ બને.'

'અમારી બેઉની સંપૂર્ણ મદદ વિના માગ્યે તમને મળશે.'

'તો તો સારૂં. મારો અડધો ભાર ઓછો થયો!'

અને તે પછી વિનોદાના વીલ મુજબ કાલિકાદેવીએ 'વિનોદા ભગિની સમાજ'ની સ્થાપના કરી અને તેને અંગે સ્ત્રીઓની ઉન્નતિને લગતાં કેટલાક પુસ્તકો પ્રગટ કર્યાં તેમાં ખાસ કરીને સુમનનું 'સુવાવડ અને બાળઉછેર'નું દળદાર પુસ્તક સ્ત્રી વર્ગનો સારો ચાહ મેળવી શક્યું હતું. તે ઉપરાંત 'મહિલા વિનોદ' નામનું માસિક પણ શ્રીમતિ કાલિકાદેવી તથા સુમનગૌરીના સંયુક્ત તંત્રી પદે નીકળે છે.

વિનોદાના વીલની રૂએ આજ સુધીમાં એકસો આઠ સ્ત્રીઓના ગૃહ સંસાર સુધર્યા ને સુખી થયા છે એ નોંધ લેવા જેવું છે.



## એક માનપત્ર

'આજે જેલા ચક્રશંકરને માનપત્ર આપવાનું છે!' પંડિતજીએ મને ખબર આપી.

'કયા ચક્રશંકર?' મેં પૂછ્યું.

'આપણા વક્રશંકરભાઈના દીકરા.'

'એમને શાનું માનપત્ર છે?'

'છે તો ખરું. પેલા વજેરામભાઈના દીકરા આગેવાની ભર્યો ભાગ લઈને આપવાના છે.'

'ઠીક. તમે કહેશો ત્યારે આવીશું.'

વખત થયો એટલે પંડિતજીની સાથે હું યે ગયો. સભામાં હાજરી ઠીક ઠીક હતી. માનપત્ર ચાંદીની ભુંગળીમાં આપવાને બદલે ખાદી પર છાપેલું હતું.

સભામાં દાખલ થતાં જ માનપત્રની એક નકલ અમને મળી એમાં ચક્રશંકરનાં ખૂબજ ગુણગાન કરેલાં હતાં. તે નીચે મુજબ હતું:

### માનપત્ર

ૐ શ્રી ગર્દભપતિ કુલ દેવતાભ્યોનમ: શ્રી મહાવિષ્ણુવે નમ:
શ્રી મહેશ્વરાય નમ:

અથશ્રી પૃથ્વીતલે, જંબુદ્વીપે, ભરતખંડે આર્યાંતર ગતદેશે શ્રી તમારિ તનયા તીરે સુરત બંદરે મહાશુભસ્થાને અનેક સર્વે

શુભોપમાલાયક ગલેમંડી ઘાંચીવાડ મુકામના શ્રી વેંગણાભુવન નિવાસી શ્રી શ્રી ૧૦૮ ચતુર્દશ રત્નેન તાડનિયમ્ મહદ્ વિદ્વદ્-વર્ય, સાક્ષર વિપરીત શબ્દ શિરોમણી વક્રશંકર સ્રુતું ચક્રશંકર પંડિત મહાશયના ચંપલાભાવે ધૂળથી આવૃત થયેલા પદકમલે અત્યંત આદર અને ભાવપૂર્વક આ

**માનપત્ર**

સમર્પણ કરનાર ઉપરોક્ત નગરનિવાસી શ્રી સૂર્યપુર ગમાર-મહામંડળના સભાસદો, પટાવાળાઓ અને ઝાડુવાળાઓ, આ લખ્યાથી જે જણાવીએ છીએ તે અમને અમારા બાપ-દાદાઓને તેમજ અમારી થઇ ગયેલી સાતેપેઢીઓ તથા આલ-ઓલાદને કબુલમંજુર છે. આ માનપત્ર આપતી વખતે માનપ-ત્રની ખુશાલીમાં સુરતી તાજી તાડી અને પાપડીના સણંગ લીલવા સિવાય (થોડીક ઘયણો બાદ)બીજું કશુંજ નથી ખાધું તે અમો અમાવાસ્યાના મધ્યરાત્રિના સૂર્યદેવતાની સાક્ષીએ જાહેર કરીએ છીએ. અસ્તુ. અને આ ઋતુમાં વેંગણનું શાક સસ્તુ. શ્રીયુત ચક્રશંકરભાઇ! આ માનપત્ર આપને આપતાં અમારાં અંતઃકરણમાં આ ખુશાલીને લીધે (તેમજ તાડીનાં બે ચાર કોપટાં વધારે ઓટી જવાને લીધે) જે લહેર આવે છે એની વાત કહી જાય એમ નથી. આપના જેવા મહાપુરૂષને માનપત્ર અર્પણ કરવાનો જે અલભ્ય લાભ અમને મળ્યો છે તેથી અમે અમને સાતમે અસમાને ચઢી ગયેલા માનીએ તો કોઇની તાકાત નથી કે તેની સામે વાંધો ઉઠાવી શકે. (કારણ, છળ બળ અને કળથી એવો વાંધો ઉઠાવનારની ચંપી કડાક કરવાને માટે અમો સદા સર્વદા તૈયાર જ છીએ.)

હે વિદ્વદ્વર્ય! આપના ડહાપણનો પાર નથી. આપની લીલાનો સુમાર નથી તેમ આપની વિલાયતી અસ્રાની ધાર જેવી તિક્ષણબુદ્ધિનો તોલ નીકળી શકે એમ નથી! જેમ તહે-

વારોના દહાડામાં પારકે ઘેર બ્રાહ્મણનો દીકરો મીષ્ટાન્નથી પરિ-પૂર્ણ થઈ જાય તેમ આપ અકકલથી પરિપૂર્ણ છો અને આપને અક્કલનું અજીર્ણ થયું છે તથા બુદ્ધિની બાદી થઇ છે એમ જણાવતાં અમને અતિ આનંદ ઉપજે છે. આપના જેવા વિદ્વદ્-જનોને માનપત્ર આપવાનો અપૂર્વ પ્રસંગ વારે વારે પ્રાપ્ત થતો નથી માટે અમે જણાવીએ છીએ કે હે પંડિતજી! અર્જુનજીએ જેમ શ્રીમદ્ ભગવદ્ગીતામાં ભગવાનને

नमः पुरस्ताद् अथ पृष्ठतस्ते
नमोस्तुते सर्वत एव सर्वः ॥

એમ કહીને જેમ સ્તુતિ કરી હતી, તેમ અમો પણ સ્તુતિ કરીએ છીએ, કે 'હે વિપ્રદૂષણ ગમાર કુલભૂષણ ભૂદેવ! આપને અમારા આગળથી પણ નમસ્કાર' હો, અને પાછળથી પણ નમ-સ્કાર હો! હે વિદ્વન! અર્ધચંદ્રાકાર હસ્તરૂપી અમારી અંગુલિ-ઓવાળી આપના બોચી પ્રદેશને અમારા નમસ્કાર હો! ખાસડાં વગરના પગવતી આપની પીઠના પૃષ્ટ ભાગને અમારા નમસ્કાર હો! આપના સુકોમળ કપોલ પ્રદેશપર અમારા કઠોર હસ્તના અંગુલિ પ્રદેશે કરીને નમસ્કાર હો! વજરાંગની મુષ્ટિ સમ અમારા હસ્તની મુષ્ઠિવતી આપના અંગ પ્રત્યંગને અમારા સક્રિય કોટયાવધિ નમસ્કાર હો! હે ભગવન! કહેવત છે કે વિશ્વમાં ગર્દભ, અને વણિકની ચિંતા પરમાત્માને પણ નથી કરવી પડતી તેમ અમારો અનુભવ છે કે આપની ચિંતા પણ પરમાત્માને નથીજ કરવી પડતી.

હે ગાગરના જેવું બહુ ખાવાથી જેનું પેટ ફુલી ગયું છે એવા આદર્શ લંબોદર! આપનાં અપૂર્વ પરાક્રમો આ નાનકડા માનપત્રમાં વર્ણવ્યાં જાય એમ નથી તેથી આપના ગહન જીવનના કેવળ એક બે પ્રસંગનોજ અત્રે ઉલ્લેખ કરી અમે આ મહદ્કાર્ય સમેટી લઇશું.

આપની કાગડાના જેવી તીક્ષ્ણ બુદ્ધિનો પરિચય છેક ન્હાન-પણથી સર્વને થયેલો છે. ટાવરને બજારે આપ જ્યારે જ્યારે બે દોઢીયાંની સવાશેર પાપડી લેવા જતા ત્યારે ત્યારે સાથે સાથે બીજું પાંચ શેર શાક તમારા પંચીયાના છેડામાં જે કુશળતાથી એકઠું કરી લાવતા હતા તે કુશળતાને લીધે 'આર્સેની લુપીન' લજવાઇને ન્હાસી ગયો છે; અને 'શેરલૉક હોમ્સ'ને વિલાયતમાંજ મરી રહેવું પડયું છે. હે વિપ્રદેવ! બ્રાહ્મણની ન્યાતમાં એક વેળાએ નાળીએર ઉઠાવી લાવવાની જે શરત આપે મારેલી એમાં આપે અપૂર્વ વિજય મેળવેલો હતો! શરીરપર એક અબોટીયાભેર આપે પાંચ નાળીએર તફડાવી લાવવાનું બીડું ઝડપ્યું હતું. આપશ્રીએ લોકોની નજર ચુકવી અબોટિયાની પાટલીનો કચ્છો મારી તેની અંદર પાંચ કરતાં પણ વધારે નાળીએર અતિશય કુશળતાથી તફડાવી આણેલાં.

સરસ્વતીનો આપના પર સદાસર્વદા સંપૂર્ણ સ્નેહભાવ રહ્યો છે. આપે નાનપણમાં એકડેએકથી માંડીને ઠેઠ અગીઆરા સુધી અભ્યાસ કર્યા પછી ગામઠી નિશાળના માસ્તરને છુટ્ટી સ્લેટ મારી બંડખોર તરીકેની નામના મેળવી સરકારી શાળાને શોભાવવા માંડેલી અને ત્યાં પણ આપે યુક્તિપ્રયુક્તિથી આજુ-બાજુના વિદ્યાર્થીઓની સાથે અરસપરસ સંપ અને સહકાર કરી શિક્ષકો અને પરીક્ષકોની આંખમાં ખરે બપોરે ધૂળ નાખી અમર નામના કરેલી છે! આપ કેટલી ભાષા જાણો છો એનો પાર કોઇ પામી શકે એમ નથી; પરંતુ પૃથ્વીના દરેક ખંડની દરેક ભાષા આપને જીવ્હાગ્ર છે એ આપના શબ્દો અમે માની લઇએ છીએ. ખાસ કરીને આપ મહાનુભાવે 'ગાલિ. પ્રદાન શાસ્ત્ર' 'કપટકળા શાસ્ત્ર' અને 'વિતંડાવાદ શાસ્ત્ર' માં પારંગત થઇને જે જ્ઞાન મેળવ્યું છે તેણે અમને આપને માટે ખરેખરૂં આદર અને માન ઉત્પન્ન કર્યાં છે.

હે વિપ્રદેવ! અભ્યાસ છોડયા પછી મોટી વય સુધી આપે આનંદ સૃષ્ટિમાં વિહરવાનું ચાલુ રાખ્યાથી આપના પિતાશ્રીએ આપને પાદપ્રહાર પૂજનથી ઘરની બહાર ફગાવી દીધા. તરતજ આપે નિરાશ ન થતાં કલેકટર સાહેબની કચેરીમાં જગત માત્રનું જીવન જે ચીજ ઉપર અવલંબી રહ્યું છે, તે ચીજ (પાણી) પાવાનો વ્યવસાય સ્વીકારી લીધો, તેની નોંધ ચિત્રગુપ્તને ચોપડે લેવાઇ છે.

પછી તો અસહકારનો યુગ આરંભાયો. ગાંધીજીએ સ્વતંત્રતાનાં રણશીંગાં ફુકયાં, અને સરકારી નોકરીઓ છોડી દેવાની સૂચનાઓ કરી. હે દેશભકત પંડિતજી! વકિલોએ વકિલાત ના છોડી બારિસ્ટરોએ બારિસ્ટરી ન છોડી, લોકોએ અદાલતોને ન છોડી, છોકરાંઓએ સરકારી શાળા ન છોડી, મવાલ પક્ષનાઓએ ધારાસભામાં જવાની લત ન છોડી, પરંતુ આપના હૃદયમાં દેશદાઝનો એવો દાવાનળ સળગી ઉઠયો કે આપે આપના મહાન ઉચ્ચ અધિકારનો એક ધડાકાભેર ત્યાગ કર્યો અને ત્યાંથી મહાપ્રસ્થાન કર્યું. પછી મુંબાઈમાં આવી ગિરગામના એક છાપખાનામાં છાપું વેચવાની નોકરી અતિ ઉમંગ અને આદર સહિત આપે સ્વિકારી. હે સાક્ષરવર્ય પંડિતજી! ત્યાં પણ તે બેકદર લોકોએ આપની ઉન્નત અને ઉજ્વળ કારકીર્દિની કદર ન કરી. એટલે આપ મોહમયીનો મોહ છોડી સ્વદેશમાં પાછા ફર્યા. આજન્મ પર્યંત હિંદના સંતાનોની સેવા કરવાનો આપે જે દૃઢ સંકલ્પ કરેલો તેથી આપે તરતજ આપને લાયકનું કામ શોધી કહાડયું. અનેક સુંદરીઓના રસાસ્વાદને હવે આપ સંતોષી શકો છો, અનેક પુરૂષો આપની કીર્તિનાં મુકત કંઠે ગુણગાન કરી રહ્યાં છે અને 'ચક્રમ પંડિત'નાં લાડકા નામે સુરતનાં છોકરાંઓમાં આપે જે અક્ષય્ય કીર્તિ સંપાદન કરી છે તેનું માપ ટાવર આગળની તમાસ કાછીઆઓની દુકાનનાં કાટલાંવડે જોખીયે તો પણ

નીકળી શકે એમ નથી. વાણીઆઓની નાતમાં જમણવારના સારા કે નરસા પ્રસંગોએ શાકભાજી વગેરે પીરસવાને માટે માણુસો જોઇએ છીએ અને તે ઉત્તમ સેવાભાવનું કાર્ય હોઇ આપે તેનો સ્વીકાર કર્યો છે. આપના અન્ન પાણીનો બંદોબસ્ત મોટે ભાગે પારકે ઘેર થતો હોઇ આપને જે દ્રવ્ય મળે છે તેનો આપ યથાર્થ ઉપયોગ કરી રહ્યા છો. સાદાઇના આ જમાનામાં આપે આપનાં ધર્મપત્ની શ્રીમતી ચંડિકાદેવીને સારી રીતે કરકસર કરતાં શીખવાડયું છે. એક મહિને માત્ર અઢી પાશેર ઘી અને સવાશેર તેલ વડે ગૃહસંસાર ચલાવવો એમ આપનું સખ્ત ફરમાન છે. કોલસા, લાકડાં બળતણ. મરી મસાલો, છાલોપાલો, વસ્ત્રવૈભવ એ સર્વમાં આપનાં પત્નીને આપે સખ્ત કરકસર કરતાં 'વૉન હિંડનબર્ગ' કે 'વુંડન ડૉક'થી પણ વધારે કડક રીતે શીખવાડયું છે. આમ સખ્ત કરકસરથી મેળવેલ પૈસાનો આપ જે સદુપયોગ કરી રહ્યા છો તે જોઇને તો અમારાં કાળજાં પુલકિત થઇ રહ્યાં છે. મહાત્મા ગાંધીજીનો સિદ્ધાંત છે કે પરદેશી માલ બાળી નાખવો. આપે એ સૂત્રને પુરેપુરૂં હાથમાં લઇ વિલાયતી સિગારેટોને મોઢા પર મૂકી તે પુરેપુરી બાળી નાખવાનો દઢ સંકલ્પ કર્યો છે અને એ કાર્ય આજે લાંબા વખતથી આપ કરી રહ્યા છો તેમજ આપની કમાણીનો મોટો ભાગ એ શુભ કાર્યમાં ખર્ચી રહ્યા છો તે સ્તુત્ય છે!

સાહિત્યના ક્ષેત્રમાં પણ આપના પાંડિત્યનો પાર નથી! 'અમાવાસ્યાનો ચંદ્ર,' 'ચંડિકાનું ચંદ્રગ્રહણ' 'મારી ગૃહરાણી' 'દેહલગ્ન કે સ્નેહલગ્ન' વગેરે દિલ બહેલાવનારાં નામોવાળાં અનેક સફળ પુસ્તકોના વિજયી લેખક તરીકે આપે નામ કઢાડયું છે. આપની કીર્તિનો ડંકો આખા સહરાના રણમાં અને આટલાંટિક મહાસાગરમાં વાગી રહ્યો છે. સરતુ સાહિત્ય કેમ આપવું એની કળા તો કેવળ આપ જ જાણો છો! 'શરદકુમાર'

નામના આપના મહાન નામાંકિત ગ્રંથની બારસોને દસ પાના-
વાળી પ્રતો દોઢ ઢબુમાં દોઢપાઈ ઓછીએ ભવાનીપુરાના મોતી-
લાલ મમરાવાળાને આપે વેચેલી. સસ્તા સાહિત્ય પ્રત્યેનો
આપનો પ્રેમ અદ્ભૂત અને અવર્ણનીય છે એમાં શંકાને સ્થાનજ
નથી. થોડાકજ વખત પર આપનાં પત્નીને કરકસરના સિદ્ધાંત
શિખવાડવા જતાં આદર્શ સ્મૃતિકાર મનુમહારાજના પરમ પવિત્ર
સિદ્ધાંત यत्र नायस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः મુજબ ચતુર્દશ
રત્નથી તેમની પૂજા કરી તે વખતે આપના જોસ અને શૌર્ય
આગળ નાદિરશાહ કે તૈમુર લંગડો પોતાની કાખ લાકડી છોડીને
ભાગી જાય એવો પ્રસંગ આવી લાગ્યો હતો. નિર્દય નીરો
આપના અદ્ભૂત પરાક્રમ આગળ પાણી ભરે તો પણ ઓછું
હતું. આખી દુનિયાના કમનસીબે આપનાં સુશીલ અને સ્નેહાળ
ભાર્યાના સંબંધીઓએ આપના પર અસહકારના સિદ્ધાંતને
વિસરી જઈને ન્યાય મંદિરમાં ફરિયાદ માંડી, અને આપે એક
આદર્શ અસહકારીની જેમ વકીલ બારિસ્ટર ન રોકતાં, આપનો
કેસ લુલો થવા દીધો, અને એ પ્રશંસાજક કાર્ય સાબીત થવા
દીધું. આપને ઘાતકીપણાને માટે અનાડી માજીસ્ટ્રેટે છ માસની
શ્રીકૃષ્ણજન્મનિવાસની શિક્ષા કરી. આજરોજ સવારે તે મુદતની
પૂર્ણાહુતિ થતાં આપને છોડી મૂકવામાં આવેલા હોઈ, તેની
ખુશાલીમાં અમોએ આ માનપત્ર આપને સમર્પણ કર્યું છે. તે
અર્પણ કરીને અમે જેમ કૃતકૃત્ય થઈએ છીએ, તેમ આપ પણ
તેનો સ્વીકાર કરીને કૃતાર્થ થાઓ, એવી અનેક શુભેચ્છાઓ
સહિત અમે અત્રેજ વિરમીએ છીએ. અસ્તુ.મિતિ સન ૧૯—ના
શ્રાવણ સુદી સોમવતી અમાવાસ્યા ને શુકરવાર.

સહી દરકત ન્હાનૂશંકર વજેરામ પંડિત.

ડી. બી. યુ×અને બીજા ૧૮૧ જણાઓ

( + Doctor of Broken Umbrella ભાંગેલી છત્રીના ડાકતર )

માનપત્ર વંચાઈ રહ્યા પછી સભામાં ભારે ઘોંઘાટ થઈ રહ્યો અને તોફાન વધી પડ્યું.

'નટવર! આ મૂર્ખાઓના સંઘમાં આપણે ક્યાં ફસાયા!' પંડિતજીએ કહ્યું.

'ચાલોને, આપણે ગચ્છંતિ કરી જઈએ. બીજું શું!'

અને એ તોફાની વાતાવરણમાંથી હેમક્ષેમ નીકળી આવવા માટે અમે પ્રભુનો પાડ માન્યો.



## પાપડનું કારખાનું

'પણ તારી દુકાને પાપડ કેટલા ખપે છે?' પંડિતજીએ પૂછ્યું.

મારા બનેવીને માટે મેં મસાલાની દુકાન કાઢી હતી. બનતા સુધી નોકરી ન કરાવવી પણ નાનો મોટો કોઈ પણ ધંધો કરાવવો એવો મારો વિચાર હતો એટલે એ લાઈનનો અનુભવ લેવરાવીને એમને 'પી. નટવરલાલ મસાલાવાલા'ના નામથી દુકાન કરાવી ધંધો કરાવવા માંડ્યો હતો. પંડિતજી એક દિવસ દુકાન જોઈ આવ્યા હતા. શરૂઆત પણ ઠીક હતી અને દુકાન ઠીકઠીક ચાલતી હતી એટલે પંડિતજીને પણ કૈંક ભાવ થઈ આવ્યો. નાનાં છોકરાંને મીઠાઈ જોઈને મોઢામાં પાણી આવે તેમ પંડિતજીને પણ ધંધાની વાતને નામે મોઢામાં પાણી આવતું.

'મહિને દહાડે દસબાર મણ વેચાય.' મેં જવાબ આપ્યો. 'કેમ પૂછવું પડ્યું?'

'કારણ વગર કૈં પૂછાય છે! જોને મને એક વિચાર સુઝ્યો છે.'

'શો?'

'આપણે પાપડનું કારખાનું કાઢીએ.'

'શી રીતે? અમે લાવીએ છીએ તેથી સસ્તા ને સારા બનાવાશે?'

'હા રે! એમાં શું? મારી વાત સાંભળીશ તો તારી ખાતરી થયા વિના નહિ રહે.'

'જો આપણે જેવા તેવામાં હાથ નાખતા નથી.'

'તે તો હુંયે ક્યાં નથી જાણતો.'

'આપણે પાપડ બનાવીશું મશીનથી.'

'મશીનથી?'

'હા ભાઇ! હા. મશીનથી. મોટાં મોટાં મશીનથી. એ સિવાય કૈં સસ્તા પડે! હાથના કામમાં ને સંચાના કામમાં એજ મોટો ફેર છે ને! માલ જથાબંધ થાય છતાં સસ્તો પડે.'

'પણ કેવા મશીનથી બનાવશો?'

'તેં કાગળનું કારખાનું જોયું છે?'

'કાગળની મીલ તો જોઇ છે.'

'એના સંચા ખ્યાનમાં આવે છે?'

'હાસ્તો.'

'એવા જ સંચાથી પાપડ બનાવી શકાશે. એક બાજુ મગ અને અડદ મશીનમાં નંખાય ને બીજી બાજુએ ખાસા મઝાના પાપડ તૈયાર થઇને નીકળે.'

'પણ શી રીતે?'

પંડિતજીનું ભેજુ જબરૂ ફળદ્રુપ હતું. એમણે કોણ જાણે કેવીયે ગોઠવણ કરી રાખી હશે!

'જોને સૌથી પહેલાં તો એક મશીન અડદ ને મગ ભરડશે, બીજુ છોતરાં જૂદાં પાડશે. ત્રીજુ દળશે. બીજી બાજુ ખારો ઉકાળાશે.'

'ખારાનું પાણી, મીઠું, તેલ, લોટ બધુ એક મોટા સંચામાં

એકઠું થશે,

'પણ એનાં ગુલ્લાં શી પડશે?'

'તું તો હજી ગાંડોજ રહ્યો! કાગળનો માવો તૈયાર થાય છે તેમ પાપડનો માવો તૈયાર થશે અને પછી એ પ્રવાહી રૂપેજ પેલી પીત્તળની જાળી પર પથરાશે અને ધીરે ધીરે રોલરોના દાબમાં જતો જશે. એવા અનેક રોલરોમાં દબાતો દબાતો એ છેલ્લા મોટા રોલર પર દબાશે'

'પણ એ તો પાપડનો વીંટા થયો.'

'અને એમાંથી એક સંચામાં જઇને સરખા માપના ગોળ પાપડ કપાશે. બાકીનો કચરો વધશે તે પાછો માવામાં જશે.'

'પણ જીરૂ અને મરી?'

'એયે સાફ થઇને માવા ભેગાંજ છોડવામાં આવશે એટલે તારા પાપડને ટક્કર મારે એવા પાપડ તૈયાર થશે.'

'એ હિસાબે તો સસ્તા પડે ખરા પણ એમાં શરૂઆતનો ખરચ ખૂબ કરવો પડે.'

'એને માટે યે જોગવાઇ કરીશું. આપણે એની લિમિટેડ કંપની કાઢીશું.'

'ના રે ના! એ જમાનો ગયો. હવે લોકોને એમાં શ્રદ્ધા નથી રહી.'

'ત્યારે ચાર છ ભાગીદાર મળીને કાઢીએ. બોલ તું ભાગીદાર થશે?'

'તમે બીજા ભાગીદાર તો શોધી કાઢો. ખુટતો વધતો મને ગણજો'

'ભલે ભાઇ! પછી કહેશે મને પૂછ્યું નહિ!'

'પણ હું કયાં ના પાડું છું!'

આ વાત થયા પછી પંદરેક દિવસ પંડિતજીએ ખૂબ પ્રયત્ન કર્યો પણ જોઇતી મુડી રોકનારને અભાવે એમને ઘણી દિલગીરી

સાથે આ યોજના અભરાઈ પર મૂકવી પડી છે!

અનુકૂળ સંજોગો મળ્યે એમની એ યોજના અમલમાં મૂકવાનો વિચાર હજી પણ કાયમ છે.



## એઠ મહા પરાક્રમ

'અધમ સંગતિ વંધ્યા રહેતી નથી.' એ અનુભવ વાકય ખરૂં છે. અક્ષરે અક્ષર. પંડિતજીને એવા પણ એકાદ બે સજ્જન સાથે પ્રસંગ પડેલો. મારે અને તેમને અનેક વિષયો વિષે ચર્ચા થયેલી અને એકાદ વખત તેમાં એમને કાંઇક ખોટું લાગેલું. નદીનો પ્રવાહ પોતાના માર્ગમાં આડ નડે તો બીજે માર્ગ લે છે તેમ પંડિતજીના મારા પ્રત્યેના સ્નેહ પ્રવાહનું યે બનેલું.

એ એમના સ્નેહી મિત્રોએ એમને સમજાવેલા કે:

'વશ નારીને કરવી જો ધારો,<br>ગોખી રાખો સરસ આ ધારો<br>મારો બુધ્ધિથી માર. + ×'

અને પંડિતજીના ભેજામાં કોણ જાણે કેમ એ સુત્ર ઉતરી ગયેલું તેથી જોકે શ્રીમતિ કાલિકાદેવી જેવાં સ્નેહલગ્નનાં પત્ની તેમને પ્રાપ્ત થયેલાં તો પણ તેઓ ઉપરની શિખામણનો પ્રયોગ તેમના ઉપર કોઇ કોઇ વાર કરતા.

એક વખત તો મેં તેમને ગણગણતાં સાંભળ્યા હતા કે:
'કોઇ કહે છે રે કોઇ કહે છે કે બુધ્ધિ બાર બાજરી, ને બુધ્ધિ નાર પાધરી,
'તો મારે ઘેર છે વાહરી, બસ તેને કરશું પાધરી.'

એક મિત્ર તરીકે મેં એમને ઘણીએ વાર સમજાવેલા પણ એ બધું પત્થર ઉપર પાણી જેવું હતું. મેં જાણ્યું કે

એમની એ ધૂન છે અને ઘણી વખત ધૂન ઝાઝો સમય ન ટકતી. પાંચ પંદર દિવસમાં મટી જાય છે તેમ એમના પ્રસંગમાંયે બનશે એમ મેં માનેલું. મને એમ માનવાને પણ સબળ કારણ હતું કારણ કે શ્રીમતિ કાલિકાદેવી એમનું એ પ્રકરણ ઝાઝુ ચાલવા દે એવું ન હતું. એ જો ધારે તો–પણ અલબત એ બીજાં પતિપરાયણ નારી રત્નો માફક આવી બાબતો ધારતાં જ ન હતાં–પંડિતજીને પાંદડે પાણી પાય અને હથેળીમાં નચાવે!

એક દિવસ પંડિતજીની ઓરડીમાંથી ડુસકાનો સ્વર આવ્યો. તે સાંભળીને દરેક પરોપકારી માણસનું હૃદય દયાથી છલકાઇ ઉઠે છે તેમ મારૂં હૃદય પણ છલકાઇ ઉઠયું. નારી સન્માન જેના હૃદયમાં ન હોય તેને કાંઇ માણસ કહેવાય! અને પરોપકાર જેવો સદ્ગુણ જેનામાં ન હોય તેનો અવતાર એળે ગયો. ધારો કે તમે રસ્તામાં જતા હો અને એકાદ મૂર્ખ ગાડીવાળો ગાડીમાં એ ખાડીનો પત્થર ભરી બળદને મારતો હોય, એકાદ ઘાટી કે કામાઠી દારૂના દોરમાં પોતાની સ્ત્રીને ફટકારતો હોય, અને પેલી પોકેપોક મૂકીને રોતી હોય, એકાદ વડીલ છોકરાને સોટી ઉપર સોટી ફટકારતો હોય અને બાળક ચીસોચીસ પાડતો હોય, તો કયા માણસના હૃદયમાં પરોપકાર વૃત્તિ અને દયા નહિ ઉભરાય! પણ કોણ જાણે કેમ પંડિતજીના હૃદયમાં બીજાને માટે દયાનો સંપૂર્ણ ભાવ હોવા છતાં શ્રીમતિ કાલિકાદેવી માટે જ અભાવ હતો. એ વિરોધાભાસ અલંકારે એમના હૃદયમાં કેમ અને કઇ રીતે વાસ કર્યો તે તો કોઇ અલંકારિક જ કથી શકે. એ ડુસકાં સાંભળતાંજ મારા નેત્ર સમક્ષ એક ચિત્ર ખડું થયું. પંડિતજી પોતાનું રૌદ્રરૂપ ધારણ કરી હાથમાં નેતરની સોટી કે આડુ અવળું જે આવ્યું તે લઇને ઉભા હશે અને સામે શ્રીમતિ મ્લાન વદને રોતાં રોતાં પટકાઈ પડયાં હશે.

આવે પ્રસંગે પંડિતજીને કાંઇ કહેવા જવું એ સરિઆમ

મૂર્ખતા હતી. તેઓ માની જશે એ માનવું ભૂલ ભરેલું હતું. કારણ તેઓ માને એ વાત જ અસંભવિત હતી. એમને માટે મેં બીજો જ રસ્તો લેવા વિચાર કર્યો.

'સુમન, ચાલ આવ તો' એમ કહી મેં મારી સુમનને બોલાવી.

'કેમ, શું છે?' એણે પૂછ્યું.

પંડિતજીનું કલ્પના ચિત્ર મેં તેને જણાવ્યું અને તેને હવે પછી શો ભાગ ભજવવાનો હતો તે સમજાવ્યું. દરેક પતિપરાયણ પત્ની આવે પ્રસંગે જેમ વર્તે તે મુજબ વર્તીને તેણે હા પાડી.

મેં તરતજ બારણાં બંધ કર્યાં અને એક ગાદલુ વચ્ચે નાખ્યું. ખૂણામાંથી નેતરની સોટી લીધી અને ફડાફડ પેલા ગાદલામાં મારવા માંડી. તેની સાથે સુમને પોતાનું કામ શરૂ કર્યું 'ઓ મારા બાપરે! મરી ગઇરે!' કરીને છુટે મોઢે રોતી હોય એમ દેખાવ કર્યો. બૂમાબૂમ અને ધમાલથી આખી ઓરડી ગાજી રહી.

'નટવરલાલભાઇ! આ શું કરો છો!' અમારી પાડોશના નન્દન બ્હેનનો અવાજ આવ્યો, 'નટવર, બારણાં ઉઘાડ' અમારા સ્નેહી જયન્ત બોલ્યા 'મી. પટેલ! આ શું કરો છો?' 'Open please' 'પટેલ! આમ ઇડીઅટ કેમ થાવ છો?' 'સુમન બ્હેન! બારણાં ઉઘાડો તો' વગેરે ચિર પરિચિત સ્વરો કાનપર અથડાયા અને બારણા ઉપર ઠોકાઠોક વધતી ચાલી.

ગાદલા ઉપરના સપાટા પણ વધતા ચાલ્યા અને સુમને પણ પોતાનો પાર્ટ આબાદ ભજવ્યો. ઠોકાઠોક વધી પડી એટલે મે ઠંડે કલેજે બારણું ઉઘાડયું. બધુ ટોળુ અંદર ઘુસ્યું. મારો ચ્હેરો શાંત હતો અને સુમન ખડખડાટ હસતી હતી મેં ખુલાસો કર્યો કે એ બધાયે સજ્જડ ભૂલ કરી હતી. હું મારૂં ગાદલું સાફ કરતો હતો. કચરો ખૂબ ભરાયો હતો. અને બૂમાબૂમ જોડેની ઓરડીમાં થઇ હતી. એ બૂમ બરાડા કાલિકાદેવીના હોવા

જોઇએ. પંડિતજીની છાની છપની વાતો બહાર આવેલી તેથી અને સુમન તથા કાલિકાનો સ્વર ઘણો ખરો મળતો આવતો હોવાથી મારો ખુલાસો સેંકડે પંચાણું ટકા સાચો મનાયો અને સર્વેયે પંડિતજીના બારણા તરફ વળ્યા.

બારણાં ઉઘડયાં અને કાલિકાદેવીનો રડમસ ચ્હેરો નજરે પડયો. તે તેમનો અંગુઠો પંપાળતાં હતાં અને ફુંકો મારતાં હતાં. પંડિતજી એક બાજુ શાન્ત ઉભા હતા અને તેમના ચ્હેરા ઉપર ગુસ્સાનું એક પણ ચિન્હ ન હતું. મેં આટો બાફ્યો કે શું?' એવી શંકા મને થઇ પણ હવે તો સઘળુંયે સાંગોપાંગ પાર પાડવામાંજ મઝા હતી.

'પંડિતજી, આ તે તમને છાજે!' હું એટલું કહું એટલામાં તો અનેક જણ અનેક વેણ વદવા મંડયા અને બૈરાં મંડળ કાલિકાદેવીને આશ્વાસન આપવા લાગ્યું. પંડિતજીનો ખુલાસો કોઇએ સાંભળ્યો નહિ. પંડિતજીની ક્રુરતા ઉપર સર્વેને તિરસ્કાર આવ્યો. અર્ધાં કલાક સુધી અનેક વાટાઘાટ થઇ અને પંડિતજીને તેમની આ વર્તણુક બદલ સર્વેએ ખૂબ ઉપાલંભ આપ્યો. કેટલાકે તેમને ખૂબ બનાવ્યા. 'નબળો માંટી બૈરાપર શુરો' 'પંડિતજી, તમે તો પરાક્રમ કર્યું" 'આમ તે કરતા હઇશું!' 'ભલા માણસ! આમ સાવ શેકયો પાપડ ભાગવાની વાતપર શે આવી જાવ છો?' 'ઉહુંનું ઓસડ ધોકા કે? જરા વૈદને તો પૂછવું હતું?' વગેરે અનેક વાકયો મારી ઓરડીમાં બેઠા બેઠા મારે કાને અથડાયાં. પંડિતજી પણ કાંઇક સમજ્યા. તેમના ખુલાસા બરાબર મનાયા નહિ અને આ બધું વૃત મેં કર્યું એવું એમના દિલમાં વસ્યું.

પણ એમાં મારો શો વાંક? મેં તો એમના ભલા માટે બધુંયે કરેલું. હું શું જાણું કે કાલિકાદેવીનો હાથ બારણાં બંધ કરતાં દબાયેલો અને તેથી અંગુઠો સુજી ગયેલો. આંખનાં આંસુ

ને ડુસીયાં બેઉ એ દરદને લીધે હતાં કે એકાદ કલાક પહેલાં પંડિતજીએ જગાડેલાં 'ઘરણ' ને લીધે હતાં તે મને કેમ ખબર પડે! આપણે તે કાંઇ પરમેશ્વર છીએ કે બધી વાતો આગળથી જાણી શકીએ? અને આગળથી જાણતા હોય તોયે શું? થનાર વાત થયે જાય છે, તમે જાણો કે ન જાણો? સહદેવ જાણતો પણ શું કરી શકતો? જન્મેજયે જાણ્યું તોયે કપાળે કોઢ થયો. થવા કાળ આગળ કોણ ડાહ્યું છે?

ઘડીઆળનું લોલક એકબાજુ જઇને પાછું બીજી બાજુ જલદી જાય છે તેમ આ બનાવથી પંડિતજીનો રોષ એકદમ વધી ગયેલો એટલે મેં માન્યું કે હવે તરતજ મારી સાથે સારો બનાવ રાખશે અને બન્યું પણ એમજ. બે દિવસમાંજ અમે પાછા અમારા અસલ સંબંધ ઉપર આવી ગયા. રોજ ગાડીમાં સાથે જઇએ એટલે એક દિવસ એવો પ્રસંગ આવી ગયો અને કોણ જાણે કેમ તેમનું મન પણ મારા તરફ ઢળેલું એટલે કે મનોમન સાક્ષી છે, એ ન્યાયે અથવા બીજા કોઇ કારણે તેઓ મારી સાથે મોકળે મને ગપ્પે ચઢયા અને પોતાની આ ટેવ માટે પણ ખેદ દર્શાવ્યો.

દરેક વખત બતાવતો તેમ આ વખતે પણ મેં એમને એમાંથી છુટવાનો માર્ગ બતાવ્યો. હાથ વાપરવા કરતાં જીભ વાપરવી અને ગુસ્સો કાબુમાં રાખવો. અનેક ધમકી આપવી વગેરે.

એનો અમલ પણ તરતજ થયો.

બે દિવસ પછી એક વખત પંડિતજીએ 'ઘરણ' ચાલ્યું. ચોમાસાના દહાડા હતા અને એમને ઢોકળાં ખાવાં હતાં. એ દહાડે અજીર્ણ થાય તો ભારે પડે અને કઠોળ પચવામાં ભારે તેથી કાલિકાદેવીએ તે કર્યાં ન હતાં. સવારમાં પંડિતજી મારી સાથે કામસર બહાર આવ્યા હતા. તે ઘેર આવતાં જ્યારે એમનો ઢોકળાનો પ્રોગ્રામ ઉડી ગયાની વાત સાંભળી ત્યારે

તેમનો ક્રોધ સાધારણ હદ કૂદાવી ગયો.

પણ ક્રોધ કરીને કાંઇ બોલવા પહેલાં મનમાંજ એકથી દસ સુધી બોલી જવાનું મેં એમને કહેલું તેનો અમલ કરી એમણે તરતજ તેને તેજ ઘડી ઢોકળાં કરવાનો હુકમ આપ્યો. સારાં ન થાય તો ભલે પણ ઢોકળાં થવાં જ જોઇએ.

અને કાંઇ કાલિકાદેવીનો છુટકો થાય! તેમણે ઢોકળાં કર્યાં પણ તે કાંઇ સારાં હોય! પંડિતજી તો ખાતા જાય અને બબડતા જાય!

'બસ આજે તો હું કાંઇ નવાજૂની કરવાનો. સાંજ પહેલાં કાંઇક ન કરી બતાવું તો મારૂં નામ પ્રાણશંકર નહિ!' આ અને આવી અનેક ધમકીઓ પંડિતજીએ શ્રીમતિને આપી. વાતનું વતેસર થતું જોઇ શ્રીમતિ પણ ગભરાયાં.

પંડિતજીએ ઢોકળાં પેટભરીને ખાધાં હતાં અને અધુરામાં પુરાં તે બરાબર નહિ થયેલાં તેથી તેમજ ચોમાસાના દિવસ હોવાથી પેલી દક્ષિણી કહેવત 'ભટ્ટ જેઉની તટ્ટ ફૂગલે. ઘરે જાઉની સ્વસ્થ નીજલે, બાયકો હ્મણે કા નિજલે? હટ્ટ રાંડ! માઝા પોટ ફૂગલે!' મુજબ પંડિતજીચા પોટ ફૂગલા, ચાર પાંચ વખત તેમણે બાજરૂની મુલાકાત લીધી અને શરીરમાં અસ્વસ્થતા આવી, પણ કામના દબાણને લીધે એમનાથી ઘેર જવાય એમ હતું નહિ.

કોઇએ કહ્યું કે 'જાયફળ ખાવ. મટી જશે! એટલે પંડિતજીએ જાયફળ મંગાવ્યાં અને બેત્રણ જાયફળ ખાઈ ગયા. એની અસર આબાદ થઇ. ઝાડા બંધ થયા પણ પેટમાં કચરો તો રહી ગયો. સોપારી એલચી, કોથમરી, ઝાડુ ને તબેતાનું શ્રીમતિએ બે દિવસથી 'બજેટ' આપી રાખેલું એટલે તે ખરીદવા સાંજના બહાર ગયા. ભૂલેશ્વરથી ચર્નીરોડ જતાં સાડાઆઠની ગાડી ચુકયા. મલાડ જવાને સવાદશ વાગ્યે ગાડી જતી. તે પહેલાં એક અંધેરી લોકલ જતી હતી. સ્ટેશન પર બેસવા કરતાં ગાડીમાં બેસવું

સારૂ અને ચર્નીરોડ કરતાં અંધેરી ઠીક, કરીને પંડિતજી ગાડીમાં બેસી ગયા. કુદરત કુદરતનું કામ કર્યે જાય છે, એટલે ચોમાસાના દિવસોમાં વરસાદ પડે તેમાં નવાઇજ નહિ. વરસાદ પડવો શરૂ થયો અને પંડિતજીને જાયફળનું ઘેન ચઢવા માંડયું. હમણાં અંધેરી આવે એટલે જાગું છું, કરીને પંડિતજી સુઇ ગયા. સુતા તેવા ઊંઘ્યા. ઘણીએ વખત ધોળે દહાડે હું મલાડ ઉતરવાને બદલે બોરીવલી ખેંચાઇ ગયો છું, તો આ તો કાળીરાત હતી અને પંડિતજીએ જાયફળ ખાધાં હતાં. એટલે એ કયાં ખેંચાઇ જશે તે કેમ કહી શકાય?

પંડિતજી રોજ સાડાઆઠે અચૂક ઘેર આવતા એટલે શ્રીમતિએ એમની રાહ જોવા માંડી હતી. સાડા આઠ થયા, નવ થયા. પણ પત્તોજ નહિ. એતો બિચારાં ગાભરાં ગાભરાં મારી પાસે આવ્યાં. 'નટવરલાલભાઇ, હજી એ આવ્યા નથી. શું થયું હશે?'

'હમણાં આવશે.' મેં કહ્યું.

'પણ નવ વાગ્યા.'

'કાંઇ ગયા હશે. સાડા નવની ગાડીમાં આવશે.'

થોડી વારમાં સાડા નવ થયા. પોણાદસ થયા. સાડા નવની ગાડીમાં જયન્તિલાલ આવ્યા પણ પંડિતજીનો પત્તો નહતો. શ્રીમતિની અમને દયા આવી. પંડિતજીએ કાંઈ નવાજૂની કરી હોય તો તો એ બિચારાં રખડી જ જાયને! એમના ભાઇ સુરત હતા, એમને ખબર આપી હોય તો સારૂં. શ્રીમતિનું પણ એજ કહેવું હતું. મેં જયંન્તિલાલને કહ્યું. તેમણે લાગવગ લગાડી અને સુરત તાકીદનો તાર કર્યો. સુરત સ્ટેશન પર એમના કાકાના દીકરા હતા. તેમને ખબર આપી એટલે શ્રીમતિના ભાઇ કૃષ્ણલાલ કાઠિયાવાડ એક્ષ્પ્રેસમાં રવાના થાય એવી એમણે ગોઠવણ કરી. કૃષ્ણલાલ સ્ટેશનની નજીક જ રહેતા હતા એટલે એકાદ કલાકમાં તો સ્ટેશનનો પોર્ટર તારનો જવાબ પણ અમને આપી ગયો

તે કાઠિયાવાડ એક્ષ્પ્રેસમાં નીકળી બોરીવલી ઉતરી સવારમાં આવી પહોંચશે એમ લખ્યું હતું.

અગીઆર થયા પણ પંડિતજીનો પત્તો જ નહિ. અમે શ્રીમતિને ઠંડાં પાડયાં. એમની આંખમાંથી શ્રાવણ ને ભાદરવો વહ્યે જતા હતા. એમનો પ્રેમ પંડિતજી ઉપર અથાગ હતો. તેઓ પંડિતજીનું વૈમનસ્ય હોવા છતાંય તેમની ઉપર મરી ફીટતાં હતાં. સ્નેહલગ્નની સુંદરી પતિને પ્રભુ ગણી જીવનપંથ ઉજાળતી હોય એવામાં એકાએક જીવનજ્યોતિ બુઝાય તો તેની શી દશા થાય! મને કવિતા લખતાં આવડતી હોત તો તેજ વખતે એકાદ સુંદર કાવ્ય લખી નાખત. છતાંએ મેં આડી અવળી, ન્હાનાલાલ કવિની શૈલીમાં આંદોલનની થોડી ઘણી લીટીઓ લખી કાઢી હતી. એ વિષયમાં વિદ્વાનોનો એવો અભિપ્રાય પડયો હતો કે એ પંક્તિઓ અપ્રતિમ સુંદર અને મનમોહક હતી પણ તે કોણ જાણે ક્યાં ડાબે હાથે મૂકાઈ ગયેલી તે આ લખતી વખતે જડીજ નહિ. ખરૂં છે કે—'ભલાનું મૃત્યુ વહેલું.' એ ભલી લીટીઓ પણ વહેલી મરી ગઈ.

મેં અને સુમને શ્રીમતિને ઘણું આશ્વાસન આપ્યું. હૃદય ઘવાયું હોય ત્યાં દવાના મલમ પટા કરતાં વાણીની મીઠાશ વધારે કામ કરે છે. ચિંતામાં ને ચિંતામાં શ્રીમતિને ઊંઘ પણ ન આવી.

રાત્રિ વહી ગઈ પણ પંડિતજીનાં દર્શન ન થયાં. સવારના છ વાગ્યા, સાડા છ થયા પણ પંડિતજી શાના દેખાય! પોણાસાતે કૃષ્ણલાલ, તેમનાં પત્ની મનોરમા વગેરે આવી ગયાં. તે પણ અમારી વાતો સાંભળી દિંગ થઈ ગયાં. મેં જયંતિલાલને પંડિતજીની તપાસ કરવા મુંબાઈ મોકલ્યા કે કાલે કેટલા વાગે તેમણે ઓફિસ છોડી.

આવે પ્રસંગે સ્ત્રીવર્ગની હિંમત ઘણી ઘટી જાય છે અને

પંડિતજી જેવા પ્રેમાળ પતિ ગુમ થઇ જાય તે શ્રીમતિને કેમ ન લાગે? અને બ્હેનનું દુઃખ જોઈ કયા ભાઇનું દીલ ન દુઃખાય? આખા ઘરમાં રોકકળ થઇ રહી.

આઠ વાગ્યા, સાડા આઠ થયા પણ ખબર અંતર નહિ.

છેક પોણાદસ વાગે પંડિતજી પધાર્યા. ભીમ પાતાળમાં ગયેલો તે બારમાનું શ્રાદ્ધ સરાવતાં પહેલાં આવેલો જોઇ પાંડવોને જેટલું આશ્ચર્ય થયું હશે તેથીયે વધારે નવાઇ અમને પંડિતજીને જોઇને લાગી.

કૃષ્ણલાલે અને બધાયે પંડિતજીને ઉધડા લીધા અને પંડિતજી પણ શરમના માર્યા કાંઇ બોલી ન શકયા.

તે દિવસે એમણે પ્રતિજ્ઞા લીધી કે હવેથી હાથ ઉપાડવો નહિ.

પાછળથી એમણે એમનું દાસ્તાન મને કહેલું કે, 'નટવર, અંધેરી કયારે આવ્યું તેની યે મને ખબર ન રહી. જાયફળનું ઘેન અજબ પ્રકારનું અને તેમાં યે વરસાદ પડે એટલે પૂછવું શું? હું ઊંઘી ગયો અને એ ગાડી કોલાબા ગઈ ત્યાં સુધી જાગ્યો જ નહિ. કોલાબે મને પોર્ટરે ઉઠાડયો ત્યારે. ત્યાંથી બાંકડા પર સુતો પણ કોઇકે ઉઠાડયો તે બીજા વર્ગના ડબામાં જઇને સુતો ને ઊંઘ્યો તે એટલો કે એ ગાડી વિરાર ગઇ અને ત્યાં પહોંચી એટલે પોર્ટરે ઉઠાડયો ત્યારે ઉઠયો. અલબત તેજ ગાડીમાં હું મલાડ પાછો આવ્યો પણ એટલા વખતમાં અહીં તો મારા નામની પોકો પડી ચુકી હતી. જીવતે જીવત મારા રાજીયા ને છાજીયાનો પ્રસંગ ગોઠવી દીધો હતો.'

કૃષ્ણલાલના ઠપકાએ મારા અનેક ઉપાય કરતાં યે પંડિતજી ઉપર ઘણી અસર કરી એમ હું પ્રત્યક્ષ જોઇ શકયો અને મને તેથી આનંદ થયો.

☆

## પોલકાની ઝાલર

કપડાં પહેરવાની બાબતમાં પંડિતજી જેટલું બેદરકાર ભાગ્યેજ કોઇ હશે. ઘણી વખત ટોપી કે પાઘડીમાંથી તેમની ચોટલી બહાર ઉડતી હોય, બુટની દોરી પગ નીચે આવતી હોય અને કોટ કે જાકીટનાં બટન ખુલ્લાં જ હોય! અથવા કોટનાં બટન જાકીટે પહેર્યાં હોય. એવી નાની વાતો તો જાણે સમજ્યા! પણ એથીયે વાત આગળ વધી હતી.

એક દહાડો મેં એમને ફરવા જવા બોલાવ્યા. રોજ સવારે હું અને મારા એક સ્નેહી મલાડથી ગોરેગામ સુધી પગે ફરવા જતા. સવારના પોણાછએ ઉઠી કાં તો હું એમને બૂમ મારતો અથવા એ મને બોલાવતા. બરાબર છ વાગે અમે ઘેરથી નીકળતા અને સાડાછએ ગોરેગામ પહોંચી ગાડીમાં પાછા આવતા. શિયાળાના દહાડા હતા અને છ વાગે તો અંધારૂ ઘણું રહેતું. પંડિતજીએ મને સાંજે ખાસ કહી રાખ્યું હતું કે ફરવા જતા પહેલાં મારે એમને બોલાવવા એટલે બીજે દહાડે ઉઠીને મેં બૂમ મારી. પંડિતજી રથવાયા ઉઠ્યા અને માથે ફેંટો વીંટાળી બહાર પડ્યા. એમના બાપનો શોક હોય તેથી કે કોણ જાણે કાંઇ ધુન ભરાઇ હોય તેથી તે હમણાં હમણાં કોઇ કોઇ વાર ફેંટો બાંધતા.

શિયાળાની ટાઢ અને સવારનો પહોર, આજુબાજુ પક્ષીઓનો કિલકિલાટ અને ડુંગરાઓની પાછળ ધીરેથી વધતો જતો પ્રકાશ, એ બધી શોભા જોતાં અને માણતાં વખત જણાતો નહિ. કોઇ કોઇ વખત ગપ્પાં પણ ખૂબ હંકાતાં અને એટલો વખત કાઢવો તે જરાયે ભારે ન પડે એવી મઝા આવતી. રોજ જવાનું તે જાણે વાડી કે બગીચામાં ફરતા હોય એમજ લાગતું.

પંડિતજી આજે પહેલ વહેલાજ ફરવા આવ્યા હતા. રસ્તામાં

કઈ કઈ જગ્યાએ તાર આવે છે કંઇ કંઇ જગ્યાએ લાઇન ઓળંગવી એ વગેરેથી તે અજાણુ હતા. એટલે અમે બે જણુ આગળ ચાલતા હતા અને પંડિતજી પાછળ હતા. અમારા હાથમાં લાકડી હતી પણુ પંડિતજીને કહ્યા છતાંયે લાકડી લાવવી ભૂલી ગયા હતા.

વચ્ચે 'આઉટ સિગ્નલ'નો તાર આવ્યો, અમે બેઉ જણુ લાકડી ઠોકી પણ કોણુ જાણે કેમ પંડિતજી ત્યાં ધબ્બાક દઇને પડી ગયા. સ્થૂળ શરીર ને પગમાં તાર ભરાયલો તે એમનાથી જલદી ઉઠાયું નહિ. બીજી બાજુ છ દસની ગાડી ગોરેગામથી આવતી હતી. જલદી ન ઉઠાડીએ તો પંડિતજી મુવા પડયા હતા. જેમ તેમ કરી અમે ઉઠાડયા અને એ ઉઠયા એટલે બહાદુર ધીરે ધીરે ચાલ્યા.

ગોરેગામ આવ્યું એટલે સવાર પડયું. હું અને મારા સ્નેહી તો પંડિતજીના મો સામે જોતા જઇએ ને હસતા જઇએ. પંડિતએ શ્રીમતિની સાડીનો ફેંટો બાંધ્યો હતો. અમને હસતા જોઇને તેમનો મિજાજ ગયો.

'નટુ! આમ શું ગધેડાની માફક ખડખડ હસે છે?'

મેં એમના ફેંટાનો છેડો પકડયો અને ખેંચ્યો. સાપ જોઇને કૂદે તેમ એ જોઇને પંડિતજી કૂદ્યા. એમને તરત જ ભાન થયું કે પોતે ફેંટાને બદલે સાડી બાંધેલી છે!

એ વડોદરે હતા ત્યારે આવોજ એક કિસ્સો બનેલો. તેમના જ વર્ગમાં મારા કાકા અમથાભાઇની મણિ ભણતી હતી. તેણે એ વાત કરેલી.

રૂવાબ પડે તેથી પંડિતજી પાટલુન પહેરીને શાળામાં જતા. એક વખત વર્ગનું કામ ચાલતુ હતુ અને પંડિતજી રૂવાબભેર પોતાની ખુરસી પર બેઠા હતા. ગણિતનો એક અઘરો દાખલો પાટીયા પર ગણુવા એમને ઉઠવુ પડયું. બધી કન્યાઓનું એમના

તરફ ધ્યાન હતું એવામાં ધીરે રહીને પાટલુનની એક બાજુએ પોલકાની ઝાલર જેવું કાંઇક બહાર નીકળેલું મણિએ જોયું. તે ઉંચો નંબર રાખતી તેથી આગલી હારમાં હતી. તેણે બીજી બે ત્રણ કન્યાઓનું એ તરફ ધ્યાન ખેંચ્યું.

આવું જોઇને કોઇનું હસવાનું માય ખરૂં ? મોટા માણસ કહાય મોં ઠાવકુ રાખે પણ છોકરાંનું મોઢું જરા જેવુ હસવાનું જોઇને જ ફૂટુ થઇ જાય છે. એક બીજીને ને બીજીએ ત્રીજીને બતાવ્યુ અને બધી કન્યાઓની નજર પોલકાની ઝાલર પર પડી. અને એ ઝાલર પણ જબરી. ધીરે ધીરે તે વધારે ને વધારે નીકળ્યે જતી હતી. થોડી વારમાં આખી બાંય બહાર દેખાઈ. ધોળુ બગલાની પાંખ જેવું પાટલુન અને તેવાજ મોજાં, તે બેની વચ્ચે પોપટીઆ રંગના રેશમી પોલકાની બાંય કેવી સુંદર શોભતી હશે ?

આખા વર્ગને હસતો જોઇ પંડિતજીને નવાઇ લાગી, હિસાબ ગણીને તે ખુરશી પર બેઠા પણ કેમે કરીને કન્યાઓ હસતી બંધ રહેજ નહિ. તેમને નવાઇ લાગી અને એકાદ બેને ખખડાવવા વિચાર થયો. તે ઉઠ્યા અને જેવા એક બે પગલાં ભરે છે તેવી જ પોલકાની બાંય પગ તળે આવી અને આખુંયે પોલકું બહાર નીકળ્યું. પંડિતજીની એ વખતની સ્થિતિ ઉપર વિચાર કરવો મુશ્કેલ નથી. એ તો ઠીક હતું કે પાટલુનમાં પોલકુ જ ભરાયું હતું પણ બીજુ કાંઇ ભરાયું હોત તો ?

પંડિતજી ત્રણ ચાર ડગલા ખીંટીએ દહાડાના દહાડા સુધી ભરાવી રાખતા અને કોઇ કોઇ દહાડો મરજી થાય ત્યારે પ્હેરીને જતા. એવી જ રીતે એક દહાડો એ ઉતાવળમાં ડગલો પહેરીને સ્ટેશને આવેલા અને ત્યાં એમના ખીસ્સામાંથી ઉંદરનાં બચ્ચાં નીકળેલાં એ મને યાદ છે. આમને આમ કોઇ દહાડો બીલાડીનાં બચ્ચાં કે કુરકરીયાં પણ નીકળે ખરાં.

ટોપીની અંદરની બાજુ કરોળીઆનાં જાળાં બાઝતાં મેં જોયા છે પણ એ બધુ એક દહાડો મેં એમને સમજાવ્યું તોયે એમના ધ્યાનમાં રહ્યું નહિ.

એનો ઉપાય આખરે મેં શોધી કાઢયો. પંડિતજીનાં કપડાં બાબત શ્રીમતિ ઝાઝી દરકાર કરતાં ન હતાં અને તે હું એક વાત ઉપરથી જ જાણી ગયો હતો. એમનો કોટ એક વખતે ફાટેલો અને તે ત્રણ ચાર દહાડે જેવો તેવો સંધાયેલો. મેં તેમને પૂછ્યું:

'પંડિતજી આ કોણે સાંધ્યું ?' અને કંઇક અભિમાન લેતા હોય એમ એમણે જવાબ દીધો કે 'મેં' આટલા નાના પ્રસંગ ઉપરથી હું એમના એ નવીન દાંપત્ય જીવનની, તેમજ શ્રીમતિ એમનાં કપડાં માટે બેદરકાર છે એ વાત જાણી ગયો હતો; આથી મેં સુમન મારફત શ્રીમતિને પંડિતજીનાં કપડાં વખતસર બદલાવવા અને બેઉનાં કપડાં જૂદાં જૂદાં રાખવા જણાવ્યું.

અને ત્યાર પછી આ જાતનાં પરાક્રમો ઝાઝાં જણાયાં ન હતાં.



## ચંદ્રલોકની મુસાફરી

સુમનને ભાગવત ઉપર ઠીક ઠીક ભાવ હતો. પ્રેમાનંદનું પદબંધ ભાગવત એનું માનીતું હતું. હમણાં હમણાં એ રોજ સાંજે ત્રણ ચાર અધ્યાય વાંચતી હતી ને કાલિકાદેવી તે સાંભળતાં હતાં. મને કે પંડિતજીને વખત હોય તો અમે પણ સાંભળવા બેસતા હતા.

એ બહાને રોજ બેચાર ઘડી આનંદ વિનોદમાં જતી હતી. કાલિકાદેવી ભારે શ્રદ્ધાળુ હતાં. એમને આસ્થા હતી કે ભાગવત સાંભળવાથી સદેહે સ્વર્ગ મળશે. અમે અવાર નવાર વચ્ચે વચ્ચે

વાતો કરતા તે એમને ગમતું ન હતું છતાં અમને ટેવ પડેલી એટલે બોલ્યા સિવાય રહેવાતું ન રતું.

'નટવર! એ વાત ખરી?' પંડિતજીએ એક સાંજે ભાગવતની કથા પૂરી થવા આવી એટલે પૂછ્યું.

'કઇ વાત?' મેં સામો સવાલ કર્યો. જ્યાં સુધી કોઇ ચોક્કસ વાત કહી ન હોય ત્યા સુધી જવાબ શી રીતે અપાય! પંડિતજીને આ રીતે વાતની શરૂઆત કરવાની સામાન્ય રીતે ટેવ હતી એટલે મને એમાં નવાઇ લાગતી ન હતી.

'તમે લોકો જવાના છો તે.' પંડિતજી બોલ્યા.

'શાની વાત?' કાલિકાદેવીએ પૂછ્યું.

'એ તો હવે નવાઈ જેવી વાતો કરતાં શીખ્યા છે!' સુમને કાલિકાદેવીને જવાબ આપ્યો.

અલબત, મારી વાતમાં સુમનને પૂરતી શ્રદ્ધા ન હતી. એને શંકા હતી કે હું જે વાત કરતો હતો તેમ થઇ શકશે કે નહિ.

'પણ બોલો તો ખરાં, કયાં જવાની વાત થાય છે?' કાલિકાદેવીએ ફરીથી પૂછ્યું.

'જવાદોને વાત! નવરા બેઠા બીજું શું કરે! ચંદ્રલોકમાં જવાની વાત કરે છે.' સુમને જવાબ દીધો.

'ચંદ્રલોકમાં! તે નટવરલાલભાઇ! ત્યાં તે શી રીતે જવાય?' કાલિકાદેવીએ સવાલ કર્યો. એમના માન્યામાં પણ એ વાત આવતી ન હતી.

'વિમાનમાં, વળી બીજા શેમાં!' મેં ખુલાસો કર્યો.

'તમે તો બનાવો છો.' કાલિકાદેવી હસીને બોલ્યાં.

'પ્રભુએ શાં ઓછાં બનાવ્યાં છે કે મારે બનાવવાનું બાકી રહે. મેં તો જે છે તે વાત કરી પણ તમારા માન્યામાં ન આવે તેમાં હું શું કરું!' મેં કહ્યું.

'નટવર! ત્યાં સુધી વિમાન જશે ખરું ?' પંડિતજીએ પૂછ્યું.

'એ બાબતનો આપણને ઓછો જ અનુભવ છે! વાત એમ છે કે અત્યાર સુધીમાં ચંદ્રલોકમાં જવાના અનેક પ્રયત્ન થયા છે પણ કોઇ પૂરતો સફળ થયો નથીઃ છતાં પ્રો. પેરતનજી કહેતા હતા કે શોધ નવી છે ને સાહસ પણ એવું જ છે. મિ. જેમ્સ ખાત્રી આપે છે કે એનું વિમાન ચંદ્રલોકની મુસાફરી સહીસલામત કરી આવશે જ. એણે ને પ્રો. પેરતનજીએ અનેક અખતરા અત્યાર અગાઉ કર્યાં છે.'

'ત્યારે તો નવાઇની વાત ખરી!' કાલિકાદેવી બોલી ઊઠ્યાં: 'આટલી લાંબી જાત્રાની વાત જેવી તેવી તો નજ હોય!'

'શું ધૂળ નવાઇ જેવી વાત!' સુમન બોલી ઉઠી. એને તો આમાં શ્રદ્ધા જ ન હતી!

'જરાક તો શ્રદ્ધા રાખતાં શીખ, સુમન!' મેં કહ્યું.

'શ્રદ્ધા રાખવા જેવું હોય તો રખાયને!' સુમને જણાવ્યું.

'તારી ખાત્રી ન થતી હોય તો ચાલ આપણે બેઉ જઇએ' મેં સૂચના કરી.

'કોણ કોણ જવાનું છે?' પંડિતજીએ પૂછ્યું.

'ચાર જણનું તો નક્કી થયું છે.' મેં જવાબ આપ્યો.

'પ્રો. પેરતનજી, એમની દીકરી શિરીન, મિ. જેમ્સ અને મિસ ફ્લોરા કરીને એક બહેન છે. એ રીતે ચારનું તો ચોક્કસ છે. મને આગ્રહ તો કર્યો છે પણ હજી હું કૈં નિર્ણય ઉપર આવ્યો નથી. સુમન આવતી હોય તો વિચાર કરું.'

'અરે ભલા માણસ! એમાં મનસુબા શા કરવા હતા! આવી તક વારે વારે ઓછી આવે છે! બસ, બેઉ જણ ઊપડી જાવ. ગયેલી તક ને બોલેલો બોલ કદીએ પાછાં આવતાં નથી માટે હમણાં જ નક્કી કરી નાખો. તેં ગીતા મહાત્મ્ય નથી વાંચ્યું? એમાં લખ્યું છે કે

चंद्रलोकमवाप्नोति वर्षाणामयुतं ध्रुवम् ।

એ કાંઇ અમથું કહ્યું હશે! ચંદ્રલોક જેવો લોક છે, તેમાં આપણાથી જઇ શકાય છે ને વર્ષો સુધી એમાં રહી શકાય છે, એ વાત એના ઉપરથી સિદ્ધ થાય છે. કેમ ખરી વાત કે નહિ? એવું જો ન હોત તો આપણા પૂર્વજો મૂર્ખા ન હતા કે આવું આવું લખી જાય. પેલા આપણાં અસ્ત્રશસ્ત્રને ગપ્પાં સમજનારને પણ આજે કબૂલ કરવું પડે છે કે એ વાતો ખરી છે; માટે મારું માને તો નટવર, તમારું એઉનું નક્કી કરી નાખ.' પંડિતજીએ આગ્રહ કર્યો.

'ઠીક છે. આપની સલાહ છે તો વળી હા કહી આવીશ. જીવ્યા કરતાં જોયું ભલું.' મેં જવાબ તો આપ્યો પણ હજી સુમનની સંમતિ મળી ન હતી એટલે મેં એના તરફ જોયું.

'જો જો એકલપેટા ન થતા નટવરલાલભાઇ!' કાલિકાદેવી બોલી ઊઠયાં. 'સુમનબહેન! એકથી ભલાં બે. વાત કરવાયે કોઇક તો જોઇએને.'

'તે તમારે પણ આવવું છે કે શું?'

'ખાટો મોળો વિચાર તો ખરો. એ વાત નક્કી થાય તો જરૂર આ ભાગવત વાંચ્યાનું જ ફળ! એનો જ રૂડો પરતાપ! એ વાત નક્કી માનજો નટવરલાલભાઇ!'

'નટવર! એમ થતું હોય તો જો જે ભાઇ! મારો પણ વિચાર તો થાય છે. જરા તારા પ્રોફેસરને સમજાવજે ને જે ખરચ થાય તે જોઇ લઇશું, બાકી એકાદ વખત જવાય તો જીવ્યા કરતાં જોયું ભલું. જઇએ તો જીવ્યું સાર્થક થાય.'

'ત્યારે વળી હું યે શા સારુ ના કહું!' સુમન બોલી. એની સંમતિ આ રીતે મળી ગઈ.

'સરસ!' મેં કહ્યું. 'આપણે ચારે જણ સાથે ભાગવત વાંચ્યું છે. એટલે સદેહે સ્વર્ગમાં ન જવાય તો હરકત નહિ

પણ ચંદ્રલોકમાં તો ચારે જણ સાથે જ જઈ આવીએ.'

'નટવર ! ત્યારે આપણું નક્કી કરી આવજેને ! ચાર એ ને ચાર આપણે. મઝા આવશે.' પંડિતજીએ કહ્યું.

'વિમાનમાં આઠેય જણની સગવડ સચવાતી હશે તો પ્રોફેસર મને ના નહિ પાડે.' મેં કહ્યું. 'હમણાંજ હું એમની પાસે જવાનો છું ને એમને મળીને જે તે નક્કી કરી આપને ખબર આપું છું.'

'એના જેવું રૂડું બીજું શું હોય !'

'ભાવ ફતેહ કરો !' કાલિકાદેવીએ કહ્યું.

મારો ને પ્રોફેસર પેસ્તનજીનો નાતો જ એવો હતો, એમને હું વડિલ તરીકે ગણતો અને તેઓ પણ મને પેટના દીકરા જેવો માનતા. એમની દીકરી શિરીન પણ મારી સાથે સગા ભાઈ જેવી રીતે વર્તતી. એમણે ને મિ. જેમ્સે વિજ્ઞાનનો ઊંચો અભ્યાસ કર્યો હતો તેમજ પ્રોફેસર એ વિષયમાં પ્રવીણ હતા. ખગોળ વિજ્ઞાનના એ ભારે નિષ્ણાત હતા. મી. જેમ્સ પણ એમના સહાધ્યાયી હતા અને તેઓએ પણ વિજ્ઞાનના કેટલાક વિષયોમાં નિપૂણતા પ્રાપ્ત કરી હતી. ચંદ્રલોકમાં જઈને ત્યાંની પરિસ્થિતિનો અભ્યાસ કરવાને માટે એમણે આ સહેલગાહ ગોઠવી હતી.



'વિમાનમાં જગ્યા છે અને આપણે આઠે જણ આસાનીથી સફર કરી શકીશું એમ પ્રોફેસર સાહેબે કહ્યું છે.' બીજે દિવસે સાંજના મેં વધાઈ આપી.

મારે ને સુમનને માટે તો પ્રોફેસરે સાધારણ રીતે ગોઠવણ રાખી જ હતી. વધારામાં તો પંડિતજી ને શ્રીમતિ પૂરતી જ વ્યવસ્થા કરવાની રહેતી હતી. પ્રોફેસર સાહેબને મારા ને પંડિ-

તજીના સંબંધની સારી રીતે ખબર હતી એટલે મેં એમની પાસે અમારી બધાંની જવાની વાત રજુ કરી કે તરત જ તેઓએ હા પાડી ને અમે કરેલી હિંમત માટે અમને ધન્યવાદ આપ્યો.

'ચાલો બહુ સારી વાત કરી.' પંડિતજી બોલી ઉઠયા.

એમનો હરખ માતો ન હતો. આ દેહે ચંદ્રલોકમાં જવાનું સદ્ભાગ્ય ઓછું જ સર્વને સાંપડે છે!

'સાંભળ્યું કે' એમની હમેશની રીત મુજબ એમણે શ્રીમતિ કાલિકાદેવીને બૂમ મારી. 'આ નટવરે તો નક્કી કરી નાખ્યું.'

'સાચી વાત નટવરલાલભાઇ!' પુરીના લોટવાળે હાથે એકદમ બહાર આવીને કાલિકાદેવીએ મને પૂછ્યું. પંડિતજીના કહેવામાં જાણે વિશ્વાસ ન હોય તેમ.

'હા. આવતા સોમવારે વિમાન ઉપડવાનું છે ને ચાર એ ને ચાર આપણે. એકંદર આઠ જણની સગવડ છે.' મેં જવાબ દીધો.

'બહુ સારૂ કરી આવ્યા.' શ્રીમતિએ કહ્યું.

'હવે વખત થોડો છે તે તૈયારી કરવા માંડો.' પંડિતજીએ સૂચના કરી.

'એમાં કૈં કહેવું નહિ પડે.' શ્રીમતિ બોલ્યાં.

સુમને પણ સમાચાર સાંભળ્યાં. સૌના હરખનો પાર ન હતો. વખત થોડો હતો ને ધડાકાબંધ તૈયારી કરી લેવાની હતી.

મુસાફરી નવી હતી. પ્રદેશ અજાણ્યો હતો. શું જોઈએ ને શું નહિ તેની કોઇને માહિતી ન હતી. એટલે સૌએ પોતપોતાની કલ્પનાના ઘોડા દોડાવવા માંડ્યા અને અનેક પ્રકારની તૈયારીઓ કરવા માંડી.

પણ ખાવાનું શું કરવું? કેટલું કરવું? કેવું કરવું? એ

સવાલે શ્રીમતિ કાલિકાદેવીને મૂંઝવ્યાં એટલે તેઓ મારી પાસે આવ્યાં ને પૂછવા લાગ્યાં:

'નટવરલાલભાઇ! એ તો બધું ખરું પણ જતાં આવતાં કેટલા દહાડા લાગશે તે તો કહો એટલે સમજણ તો પડે. ખાધાપીધાનું શું કરીશું?'

'જુઓને, બે અઢી મહિના સાધારણ રીતે જતાં આવતાં થઇ જશે એવો અંદાજ છે એમ વાત થઇ હતી.' મેં કહ્યું 'એટલે એટલો વખત ચાલે એટલું તો સાથે રાખવું જોઇશે.'

'શું કરીશું?'

'નક્કર ને ઘીનો માલ હશે તો ખવાશે થોડું ને ગાર રહેશે વધારે, માટે એવું જ કાંઇક કરજો. મગજ, મોહનથાળ, ગોળપાપડી ને એવું એવું: કે જે બગડ્યા કર્યા સિવાય લાંબો વખત ટકી રહે.'

'એ વાત મને પણ ઠીક લાગે છે.' શ્રીમતિ બોલ્યાં. ત્યારે એવું જ કરીશું.'

'ભલે.'

અમે આમ વાત કરતાં હતાં એવામાં કોણ જાણે શું યાદ આવ્યું તે સુમન દોડી આવીને બોલી: 'આ તમે તો વૃત ઊભું કર્યું પણ મારે તો એકે ગરમ સાડી નથી તેનું કેમ?'

'એ તે કાંઇ ફૂટકો છે! આણી આપું. હજી આપણા મહાજનની દુકાન ક્યાં બંધ થઇ ગઇ છે જે!' મેં જવાબ આપ્યો.

'પણ એકલી સાડી આવે તેનાથી નહિ પતે. પોલકાં માટે પણ ગરમ કાપડ જોઇએ.' સુમને કહ્યું.

'જુઓને નટવરલાલભાઇ, એમ એક સાડી કે એક પોલકાથી આટલે લાંબે ઓછું જ જવાવાનું છે! ઓછામાં ઓછાં બબ્બે ત્રણ ત્રણ નંગ તો જોઇએ જ.' કાલિકાદેવીએ ભલામણ કરી.

'એટલાં મંગાવી લઈશું.' મેં કહ્યું.

અને બીજે દહાડે મહાજનના સ્ટોર્સમાંથી સુમનને જોઈતાં ગરમ કપડાં મંગાવી લીધાં.

પંડિતજીએ વળી તિલક મહારાજવાળી ગીતા, જ્યોતિર્વિલાસ અને એકેક ગરમ અબોટિયાં લાવવાની વરદી આપી.

મારા મિત્ર મોહનલાલને અમારા જવાની ખબર પડી એટલે એમણે ભલામણ કરી કે સારો જેવો કોડેકનો કેમેરા પણ સાથે રાખવો ને ઊંચી બનાવટના 'પાવરફૂલ' દૂરબીન માટે પણ આગ્રહ કર્યો. એ બે સિવાય અમારી મુસાફરીમાં રસ નહિ આવે એવું એમણે ભાર દઈને કહ્યું.

મારા સ્નેહી ડિસોઝા સાહેબે Popular astronomy નામનું ખગોળશાસ્ત્રનું પુસ્તક સાથે રાખવાની ભલામણ કરી. આમ અનેક મિત્રોએ ને મુરબ્બીઓએ અનેક પ્રકારની, અવનવી ને ભાતભાતની સલાહ આપી, ભલામણો કરી ને શિખામણો દીધી.

આ બધાંની ટૂંકી નોંધ તથા સાથે રાખવાની ચીજોની લાંબી લચક યાદી લઈને હું બહાર જતો હતો ત્યાં સુમને સંભળાવ્યું: 'આ બધું લેવા તો જાવ છો પણ એ પહેલાં પ્રોફેસર સાહેબને તો પૂછી જુઓ કે શું જોઈશે ને શું નહિ.'

મને પણ લાગ્યું કે બધા કરતાં એની વાત વધારે વહેવારૂ વ્યાજબી ને માન ઉપજે એવી હતી.

એમની પાસે જ જાઉં છું.' એવો જવાબ આપીને હું સીધો પ્રોફેસર સાહેબ પાસે દોડયો.



'ક્યાં ચાલિયો ? નટવર !'

હું પ્રોફેસર સાહેબના ઘર તરફ જતો હતો, ત્યાં તો તેઓ મને રસ્તામાં જ મળ્યા ને પૂછ્યું.

'હું આપને ત્યાં જ આવતો હતો.' મેં કહ્યું.

'અને હું તારે ઘેર આવતો હતો.' પ્રોફેસરે જણાવ્યું. 'આ બાજુ થઈને જતો હતો ત્યાં મને એમ થયું લાવ નટવરને મળતો જાઉં.'

'ઘણી મહેરબાની!' મેં એમનો આભાર માનતાં કહ્યું.

પછી મેં એમને મારા મિત્રો, મુરબ્બીઓ ને સંબંધીઓની ભલામણો, શિખામણો ને સૂચનાઓની વાત કરી ને સાથે રાખવાની ને ખરીદવાની ચીજોની લાંબી યાદી બતાવી.

એ સાંભળીને તથા યાદી જોઈને એમની અજાયબીનો પાર ન રહ્યો.

તેઓ બોલ્યા: 'શું બાવા! તમે આય લાંબી લચક યાદી બનાવી! એની કાંઈ જ જરૂર નથી. કેમેરા ને દૂરબીન મારી પાસે છે. એ ઉપરાંત જે જે જરૂરી વસ્તુઓ છે તે મેં રાખી છે.'

'ને ખાવાપીવાનું તો પૂરતા પ્રમાણમાં રાખીએને? એ તો અમે તૈયાર કરવા માંડ્યું છે.'

'નારે બાવા! એની બી કાંઈ જરૂર નથી. ખાણીપીણીનો બંદોબસ્ત મેં કરી લીધો છે.' પ્રોફેસરે જણાવ્યું.

અમે આમ વાતો કરતા કરતા મારા ઘર નજીક આવ્યા. એમને આવતા જોઈ પંડિતજી પણ આવી પહોંચ્યા. એમણે અમારી છેલ્લી વાતચીત પણ સાંભળી. એમના જેવા શુદ્ધ સનાતની બ્રાહ્મણને પારસીની રસોઈ કે મીઠાઈ કેમ ચાલે! એમણે એ હિસાબે પૂછ્યું: 'પણ તમારું કેમ ચાલે?'

'અરે બાવા! બધું યે ચાલશે' પ્રોફેસરે જવાબ આપ્યો. 'એવી મઝાની ગોઠવણ કીધી છે કે તમે જોઈને ખુશખુશાલ થઈ જશો. આયે આટલો બધો ભાર લઈને જવાનું હોય તો વિમાન ચાલશે શી રીતે? એ તે પછી વિમાન છે કે ખટારો! નટવર કહે છે એટલું તમારું ભાતું લઈએ તો વિમાન કરરર

ધુસ કરતું નીચે જ આવે !'

'પણ ત્યારે ખાઇશું શું ?' પંડિતજીએ પૂછ્યું.

'તમને જે જોઇશે તે મળશે. પછી શી ચીંતા !' પ્રોફેસરે જણાવ્યું.

'મગસ, પૂરી દૂધપાક–'

'બધું ય. જે માગશો તે મળશે.'

'પણ તે તમારૂં અડેલું કેમ ચાલે!' પંડિતજીએ વાંધો ઉઠાવ્યો.

'જોવની બાવા ! હસવું ને લોટ ફાકવો એ બેઉ કેમ બને ! આપણે સાથે મુસાફરી કરીએ એટલે એટલું તો ચલાવી લેવું પડે. હા, તમે તમારે જૂદા જમો ને અમે અમારે જૂદા જમીશું. ભેગસેગની ખાતરા નહિ કરીએ. સમજીયાને !'

'પણ એ શી રીતે લઇ લેશો ને કયાંથી લાવીને આપશો ?' પંડિતજીએ પૂછ્યું. 'વાતમાં આવે છે તેમ બત્રીસ જાતનાં પકવાન ને તેત્રીસ જાતનાં શાકભાજીનો થાળ આકાશ-માંથી તો નહિ ઊતરી આવે ને !'

'આકાશમાંથી તો નહિ ઊતરે પણ આકાશમાં જ તૈયાર થઇ જશે.' પ્રોફેસરે જણાવ્યું.

'પણ શી રીતે, તે તો સમજાવો.'

'એ જ ખૂબી છે ને ! વાત એમ છે કે સેકેરીનમાં જેમ ગળપણનું સત્વ આવે છે તે સાકર કરતાં અનેક ગણું ગળ્યું હોય છે તેમ અનેક વસ્તુઓનું મેં સત્વ તૈયાર કરીને જાતજાતની ટીકડીઓ બનાવી છે. એમાંની એક ટીકડી અમુક જાતના ગેસ સાથે તમને આપી હોય તો મગસ જેવો સ્વાદ આવે ને અમુક ગેસ સાથે આપીએ તો દૂધપાક જેવી લાગે. વળી એક બે ટીકડી ખાવ એટલે પેટ ભરાઇ જાય ને ભૂખ મટી જાય.'

'અરે બાપરે બાપ ! ભારે નવાઇ જેવું !' પંડિતજી

બોલી ઉઠયા.

'વાત પણ ગજબ લાગે છે.' મેં કહ્યું.

'આ તો ખાવા પીવાની વાત કરી એવી રીતે અનેક સગવડો રાખી છે કે જેથી આપણને તકલીફ ઓછામાં ઓછી પડે.'

'એ બધા જાતજાતના ગેસ પણ લઇ લેશો ?' પંડિતજીએ પૂછ્યું.

'નારે ના! એ જોઇશે તે મુજબ બનાવી લઇશું. એનાં સાધનો વિમાનમાં ગોઠવ્યાં છે.' પ્રોફેસરે જવાબ આપ્યો.

એ પછી કેટલીક જરૂરી સૂચનાઓ આપીને પ્રોફેસરે વિદાય લીધી.

'એ સાંભળ્યું કે'–પંડિતજીએ શ્રીમતિને બોલાવ્યાં. 'આ પ્રોફેસર સાહેબ કહી ગયા તે. એ તો કહે છે કે રસોઇની કડાકૂટ કરવાની જરૂર નથી.'

'કેમ ?' શ્રીમતિએ પૂછ્યું.

'તે એમણે બધી યે ગોઠવણ કરાવી લીધી છે અને આપણને બાધ ન આવે એવો બંદોબસ્ત કર્યો છે. એમણે તો જાતજાતની ને ભાતભાતની ટીકડીઓ તૈયાર કરી છે. એક ટીકડી લઇને એના ઉપર એક જાતનો ગેસ છોડે એટલે એ ફૂલીને દડા જેવી થઇ જાય ને ખાઇએ તો ખાસ્સો લાડવાનો સ્વાદ આવે. બીજી જાતનો ગેસ છોડે તો દૂધપાક બની જાય. એવી તો જાતજાતની ગોઠવણ કરી છે.'

'જૂની આંખે નવા તમાસા! જે નહિ થાય તે ઓછું!' શ્રીમતિએ પોતાનું આશ્ચર્ય પ્રગટ કર્યું. 'કોઇ કહે તો ખરૂં પણ ન મનાય એવી એ બધી ગોઠવણ મને તો લાગે છે.'

'છે પણ એમ જ. જબરૂં ભેજું દોડાવ્યું છે.'

'ચાલાકી કોઇના બાપની છે!'

'નહિસ્તો.'



પ્રોફેસર પેસ્તનજીએ કરેલી ગણતરી પ્રમાણે નક્કી કરેલે વખતે અમારૂં વિમાન ઊડ્યું. એ પહેલાં અમને અનેક મિત્રોએ અભિનંદન આપ્યાં, મેળાવડા કર્યા ને માનપત્રો આપવાના જાહેર સમારંભો ગોઠવ્યા. અમે કૈંક અવનવું, કૈંક અદ્દભુત ને કૈંક અસંભવિત એવું કામ કરતા હોઇએ એ પ્રકારનું વાતાવરણ થઇ ગયું. અમારૂં વિમાન ઊડ્યું ત્યારે આખું જુહુનું મેદાન માનવમેદિનીથી ચિકાર ભરાઇ ગયું હતું.

મુસાફરીમાં અગાઉથી નક્કી કર્યા મુજબ અમે આઠ જણ હતાં: પ્રાણશંકર પંડિતજી, શ્રીમતિ કાલિકાદેવી, હું, સૌ. સુમન, પ્રોફેસર પેસ્તનજી, એમની દીકરી શિરીન મી. જેમ્સ અને મિસ ફ્લોરા.

અમારી મુસાફરીનાં અજબ સ્મરણો લખવાને મારી કલમ શક્તિમાન નથી એમ મારે કહી દેવું જોઇએ. પંડિતજી સાથે મુસાફરી કરવાના મને અનેક પ્રસંગો મળ્યા છે તે બધામાં આ પ્રસંગ સૌથી વધારે ભવ્ય હતો.

પુરુષવર્ગ કરતાં સ્ત્રી વર્ગમાં જરા પહેલાં પહેલાં તો નવું નવું લાગ્યું પણ ગુજરાતણો સહેજે એક બીજા સાથે ભળી જાય છે અને સમય પ્રમાણે વર્તે છે. એ રીતે શ્રીમતિ અને સુમન, શિરીન ને ફ્લોરા સાથે સુંદર સહકાર સાધી શક્યાં અને એક બીજાને સારી રીતે ઓળખી શક્યાં.

પહેલાં પહેલાં તો અમારા આનંદની અવધિ હતી. પૃથ્વીથી વિમાન ઊંચે ઊડતું ગયું તેમ તેમ અમારી છાતી ગજગજ ફૂલવા લાગી. નીચેનો દેખાવ મનમોહક હતો.

હરિયાળું ગુજરાત, તેમાં વહેતી નાની મોટી નદીઓ, જંગલો, ડુંગરો, બાજુમાંનો અરબીસમુદ્ર એ બધું નજર તળે ધીરે ધીરે દેખાતું હતું. સ્પષ્ટ, અસ્પષ્ટ અને ઝાંખું ઝાંખું પળે પળે થતું જતું હતું.

દૂરબીનમાં જોતાં દેખાવની સુંદરતા વધતી હતી ને આંખને લલચાવતી હતી.

પવન સખત હતો, પણ એને માટે પ્રોફેસરે બંદોબસ્ત કર્યો હતો એટલે અમને તે ઝાઝો લાગતો ન હતો.

કલાકના પાંચસો માઈલની ગતિએ વિમાન સડસડાટ ઊડ્યે જતું હતું અને અમે દરેક પળે પૃથ્વીથી દૂર ને દૂર અગાધ અને અનંત આકાશમાં ઊડ્યે જતા હતા.

વિમાનનું સંચાલન મિ. જેમ્સને હસ્તક હતું ને તેઓ પ્રોફેસરે નક્કી કરેલી દિશાએ એને હંકારતા હતા. પહેલાં પહેલાં તો અમને લાગ્યું કે વિમાન તદ્દન ઊંધી દિશામાં જાય છે કારણ કે ચંદ્ર દેખાતો હતો તે કરતાં તદ્દન ઊલટી દિશામાં અમે જતા હતા.

પ્રોફેસરે અમને એ બાબત સમજાવીને ખુલાસો કર્યો કે 'ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે અને એની એ ફરવાની કક્ષા ૧૪,૯૪,૦૦૦ માઈલની છે. આપણું વિમાન જ્યારે ચંદ્ર પાસે જશે ત્યારે એ કક્ષા ઉપર ચંદ્ર કયે ઠેકાણે હશે તેની મેં ગણતરી કરી છે ને એ સ્થળનું લક્ષ્ય રાખીને વિમાનનું સંચાલન કરવાનું મેં મિ. જેમ્સને કહ્યું છે.

એમનો એ ખુલાસો વખતસરનો ને વ્યાજબી હતો. અલબત, એમની ગણતરી ને ગોઠવણમાં અમને પૂરતી શ્રધ્ધા હતી છતાં યે આ બધું જાણતા હોઈએ તો જીવને સંતોષ રહે.

વિમાનનો ઘોંઘાટ એટલો જબરો ને કાન ફાડી નાખનારો હતો કે એક બીજાના કાનમાં કહીએ તો પણ વાત બરાબર સમજાતી ન હતી. પ્રોફેસરે આ મુશ્કેલી લક્ષમાં રાખીને અમારે માટે વાત કરવાની નળીઓની યોજના રાખી હતી એટલે તેને લીધે અમે સુખેથી વાત કરી શકતા હતા. ખરે જ, એમણે એ અક્કલ ન ચલાવી હોત તો અમારા બાર જ વાગી જાત ને

આખી મુસાફરીમાં હાડમારીનો પાર ન રહેત એ ભલા માણસે આવી આવી તો સેંકડો અગવડોની અગાઉથી કલ્પના કરી હતી અને તેના ઉપાયો પણ શોધી તેમજ યોજી રાખ્યા હતા કે જેથી અમારી મુસાફરી સુખરૂપ નિવડે ને કંટાળો ન આવે.

અને તમે એમ ન માનતા કે પવનનો પ્રદેશ સાવ સપાટ હતો. એમાં પણ અનેક નાના મોટા ખાડા ટેકરા આવતા ને જાત-જાતનાં ને ભાતભાતનાં વહેણ હતાં. પવનનાં ઝંઝાવાત જેવાં મોજાં કોઇ કોઇ વખત વિમાનને હેરાન કરતાં. એ સરળ ગતિએ ચાલતું હોય તેમાંથી એકાએક ખચકો ખાઇને પચીસ પચાસ ફીટ નીચે પડવાના અમને અનેક અનુભવ થયા હતા. રગશિયા ગાડામાં કે ડમણીમાં બેઠા પછી વારેઘડિયે રોડા આવતાં હાડકાં પાંશરાં થાય છે તેમ આ સુધરેલા વિમાનમાં પણ પવનને અંગે વિમાન ખચકાતાં થોડાંઘણાં હાડકાં પાંશરાં થતાં હતાં. પ્રોફેસર પેસ્તનજીએ પૂરતો વિચાર કરીને અમારી બેઠકોને મઝાની ગાદીઓ મઢાવી હતી પણ અમારાં આઠે જણનાં માથાંને ઓછી જ ગાદી જડેલી હતી! એ કમબખ્તો એવા ખચકા વખતે એક બીજા સાથે ભેટતાં ને ભટકાઇ પડતાં.

પાણીને માટે એમણે વાયુને દબાવીને ભરી રાખ્યો હતો અને એમની રસોઇની નાની નાની ટીકડીઓ તૈયાર હતી. નહિ કોઇ જાતની કડાકુટ કે નહિ કોઇ જાતનો ત્રાસ. જે જોઇએ તેની ટીકડીઓ. એના ઉપર ગેસ છોડો કે એ ચીજ તૈયાર. પ્રમાણ થોડું પણ ખાવ તો અજબ સ્વાદ આવે, પેટ ભરાય ને ઓડકાર આવે. મગસ, પૂરી, મોહનથાળ, ગાંઠિયા, ચહા, દૂધ, લેમન, પાઉં, બિસ્કીટ, કેકસ, વગેરેની જાતજાતની જુદીજુદી ટીકડીઓ હતી અને જરૂર પ્રમાણે એનો ઊપયોગ થતો હતો. મશીનનો એક ભાગ જોઇતી ગરમી અથવા ઠંડી તેમજ રોશની આપતો હતો એટલે એ બાબતનો પૂરતો સંતોષ હતો.

વિમાન ચલાવવાને માટે પેટ્રોલનો ઉપયોગ નજીવો હતો. એ શરૂ કરવા પૂરતો જ. તે પછી તો એને ચલાવવાનું કામ સૂર્યપ્રકાશથી ચાલતા એક મશીનને હસ્તક હતું. એ સૂર્યની ગરમી ને બળ-સંઘરી લેતું ને એનાથી વિમાનને ચલાવતું. આને લઇને વિમાનની ગતિ સતત એક સરખી રહેતી ને એને પેટ્રોલનો મોટો જથો લેવાની જરૂર પડી ન હતી. આ એક જ ગોઠવણ ન હોત તો આટલી લાંબી મુસાફરી ભાગ્યે જ થઇ શકી હોત!

પ્રોફેસર સાહેબની ગણતરી હતી કે આશરે બાવીસ દિવસમાં અમારૂં વિમાન ચંદ્રલોકમાં પહોંચી જશે ને બનતા સુધી ગોસેન્ડીની દિવાલો ઉપર કે એવી જ કોઇ જગ્યાએ ઊતરશે.

કેટલીક વખત વાદળોના ગોટેગોટમાં થઇને વિમાનને પસાર થવું પડતું ત્યારે મઝા પડતી.

હિમાલય કરતાં પાંચ ગણી ઊંચાઇવાળા એક વાદળ લગોલગ વિમાન પહોંચ્યું. તેની આસપાસ જવાનો રસ્તો કાંચની બારી જેવા એક પાતળા વિભાગમાં થઇને હતો. વાદળનો દેખાવ ભવ્ય હતો અને અમારૂં વિમાન એમાં થઇને પસાર થયું, તે વખતનો દેખાવ અવર્ણનીય તેમજ અકલ્પ હતો! એક વખત જોયા પછી જીવન ભર યાદ રહી જાય એવો એ અદ્ભુત હતો.

ધીરે ધીરે પૃથ્વી દૂર ને દૂર જતી ગઇ ને એનો દેખાવ નાનો ને નાનો થતો ગયો અને એના ઉપર ઘેરા રંગના તેજસ્વી સટાપટા દેખાવા લાગ્યા.

ઘેરો વાદળી અને ઝાંખો રતુમડો એમ બે રંગો ખાસ તરી આવતા હતા ને પાણી તેમજ જમીનના વિભાગો બતાવતા હતા એમ પ્રોફેસર સાહેબનું કહેવું હતું.

પૃથ્વી નાની થતી હતી પણ એના કરતાં ચંદ્રનો દેખાવ તો નાનો જ હતો. ઘણે દહાડે બેઉનો આકાર સરખો હોય એમ લાગવા માંડયું.



'નટવર! તને ખબર છે.' વિમાનનો ઘોંઘાટ ઓછો થતાં અને એમાં રહેતાં જરા ટેવાયા પછી પંડિતજીએ મને પૂછવા માંડયું. 'ચંદ્રમાં શું છે તે, અને તેમાં કોણ રહે છે તે! દરેક દરેક દેશમાં એને લગતી જુદીજુદી કલ્પનાઓ તથા એને અંગેની કથાઓ હોય છે.'

'એવું છે તો ખરું.' મેં જણાવ્યું.

'દુનિયાના જુદાજુદા ભાગોમાં એને માટે જુદું જુદું બોલાય છે. તમુને એની શું માહેતી છે? પંડિતજી!' પ્રોફેસર સાહેબે પૂછવા માંડયું.

આટલા વખતાં અમે એક બીજા સાથે સારી રીતે હળી ગયા હતા અને હવે તો જરાપણ અતડું લાગતું ન હતું.

'મેં બુદ્ધ ભગવાન વાળી કથા સાંભળી છે.' પંડિતજીએ જવાબ આપ્યો.

'કહો તો ખરા.' સુમને સૂચના કરી. 'અમે તો સાંભળીએ.'

'ભલે. મારી કયાં ના છે!' એમ બોલીને પંડિતજીએ વાત શરૂ કરી.

'ભગવાન બુદ્ધના આગલા જન્મોની અનેક વાતો પ્રચલિત છે અને તે જાતકકથાઓના નામે જાણીતી છે. એમાંની એક વાર્તા એવી છે કે એક વખત બુદ્ધ ભગવાન એમના એવા પૂર્વ-જન્મમાં એક મહા અઘોર જંગલમાં ભૂલા પડયા. દેશ કે દિશા સૂઝે નહિ. કયાં જવું ને કયાં નહિ એનો એમને વિચાર થઈ પડયો. એમની અકળામણનો પાર ન રહ્યો. એમની મુંઝવણ એક સસલાએ જોઇ. એને એમના ઉપર દયા આવી. એણે

કહ્યું : 'મુંઝાવ છો શા માટે ! રસ્તો ન જડતો હોય તો હું બતાવું.' બુધ્ધે હા પાડી. સસલું આગળ ચાલ્યું.

'ગાઢ જંગલમાં આગળ સસલું ને પાછળ બુધ્ધ ચાલ્યા જાય છે. જતા જતાં સાંજ પડી. બુધ્ધને તો કકડીને ભૂખ લાગેલી ખાવાનું કશું મળે નહિ. ભૂખ શી રીતે સંતોષવી એનો એમને વિચાર થઇ પડયો. સસલું એમનો સંતાપ સમજી ગયું.

'તે કહે : 'મને ભુંજીને આહાર કરો. બુધ્ધે તો ઘણી યે ના પાડી પણ સસલાએ પોતાની હઠ છોડી નહિ. છેવટે બુધ્ધને સસલાના આગ્રહને વશ થવું પડયું—'

'કે પછી ભૂખાળવાને ભૂખ ભાગવાનું મન થઇ આવ્યુ ?' શ્રીમતિ કાલિકાદેવીએ પૂછયું.

'બુધ્ધ એવા ભૂખાળવા ન હતા. પછી એમણે લાકડાં એકઠાં કર્યાં અને દેવતા સળગાવ્યો. સસલું કૂદીને અંદર પડયું. એને દઝાતું ને શેકાતું જોઇ બુધ્ધનો આત્મા કકળી ઊઠયો. એમણે તરત સસલાને અગ્નિમાંથી બહાર કાઢયું અને છાતી સરસુ ચાંપ્યું.

'સારી રાત વીતી ગઇ. સવારમાં બેઉ આત્મા ઉડી ગયા હતા. એક ભૂખના દુઃખથી અને બીજો અગ્નિમાં બળી જવાની પીડાથી. બેઉને એકબીજા માટે ભારે સહાનુભુતિ હતી.

'એ બેઉજણ ફરી જન્મ્યા. બુધ્ધ ચન્દ્રમા જન્મ્યા અને એમનું માનીતું સસલું પણ ચંદ્રલોકમાં ગયું. ચાંદામામાની ગોદમાં હજી યે એ સસલું ગેલ કરે છે.'

'એ તો આપણે જઇશું ત્યારે જોઇશું !' સુમન બોલી.

'અરે બાવા ! તમે જોઇ રહ્યાં ને રમાડી રહ્યાં !' શિરીને કહ્યું.

પ્રોફેસર સાહેબ તથા મિસ ફ્લોરા ખડખડાટ હસી પડયાં. મિસ ફ્લોરા તેમ જ જેમ્સ ગુજરાતમાં ઠીકઠીક રહ્યાં હતાં ને ગુજરાતી ભાષા સારી રીતે સમજી શકતાં હતાં. એમને આ

વાતમાં રસ પડયો ને આવી કલ્પના પરંપરાને ધર્મની વાતોમાં સ્થાન જોઇ નવાઇ પામ્યાં.

'બીજી પણ એવી જ મઝાની વાત છે.' મેં કહ્યું.

'એમ !' સુમન બોલી ઉઠી. 'ત્યારે તમે પણ કહી નાખોને !'

'હા નટવરલાલભાઇ ! મઝા આવશે.' કાલિકાદેવી બોલ્યાં.

'ભલે ત્યારે ! મારાથી કાંઇ ના પડાવાની હતી !' એમ કહીને મેં વાર્તાની શરૂઆત કરી :

'એક રૂડું રૂપાળું સરોવર હતું. એવું મઝાનું ને એવું સુંદર કે જોતાં વેંતજ આંખને ગમી જાય. એની પડોશમાં લીલી હરિયાળી ધરોમાં સસલાંઓનું એક નગર હતું. એ નગરમાં એમની મોટી વસાહત રહેતી હતી. સસલાં બિચારાં ભોળાં અને ગરીબ. અમનો એક રાજા હતો. એનું નામ લંબકર્ણ હતું. પ્રજાનો એ પાલક હતો. એમને દુઃખે એનું દિલ દાઝતું હતું.

'એક વર્ષ દુકાળ પડયો ને ચારે તરફનાં નવાણ સુકાવા લાગ્યાં. પાણી ઘટયાં અને જ્યાં ત્યાં બૂમ પડવા લાગી.

'પેલા સરોવરથી થોડે દૂર પર્વતની તળેટીમાં હાથીઓનું એક ટોળું વસતું હતું. સહેજે બસો અઢીસો હાથીનું જુથ હશે. એ જુથનો એક રાજા હતો. એનું નામ હતું વજ્રદંત.

'હાથીને પાણી ખૂબ જોઇએ. એને પાણીની તાણ પડવા માંડી એટલે ચારે તરફ રાજા વજ્રદંતે તપાસ કરાવી. એને પેલાં સસલાંઓવાળા સરોવરની ભાળ મળી. પોતાના જુથને લઇને એ ત્યાં ગયો. પાણીને જોઇને એના હાથીઓ ગાંડા-તૂર થઇને દોડ્યા ને સરોવરમાં પડયા. પીવાય તેટલું પાણી પીધું, ઉરાડયું ને બગાડયું.

'હાથીઓના જુથના અવરજવરમાં કેંક સસલાં અધકચરાં થઇ ગયાં ને આખા યે સસલા નગરમાં હાહાકાર થઇ રહ્યો.

'રાજા લંબકર્ણને ફરિયાદ થઇ. રાજાએ જાતે તપાસ કરી.

અને જે બન્યું તે જોઈને ભારે દુઃખ થયું.

'એણે શું કરવું તે બાબત ખૂબ ખૂબ વિચાર કર્યો ને હાથીના ટોળા સાથે કઈ રીતે કામ લેવું તે એણે નક્કી કર્યું.

બીજે દહાડે પોતાના જુથને લઈને વજ્રદંત આવ્યો ત્યારે રાજા લંબકર્ણ એની સામે ગયો. એ જવાનો હતો તે રસ્તાની બાજુના ટેકરા ઉપર એ બેઠો ને જેવો વજ્રદંત ત્યાંથી નીકળ્યો તેવો જ એ બોલ્યોઃ 'ખબરદાર! આગળ વધ્યો તો! જે હોય તે અહીંથી જ થોભી જાય.'

'મારી સામે આ રીતે બોલવાવાળું કોણ છે? જે હોય તે અહીંયાંથી ખસી જાય નહિતર કચરી નાખીશ.' વજ્રદંતે મિજાજમાં જવાબ આપ્યો.

'હું ભગવાન ચંદ્રદેવનો એલચી લંબકર્ણ છું. તમારી ઉપર ભગવાન ઘણા કોપાયમાન થયા છે!'

'ભગવંત રોહિણીપતિના રોષનું કારણ તો હશે ને?' જરા ધીમા પડીને વજ્રદંતે પૂછ્યું.

'કારણ સિવાય ભગવાન કોપ કરતા નથી. તમે એમના વિહાર કરવાના આ સરોવરમાં આવીને એમનાં માનીતાં સસલાંઓનો કચ્ચરઘાણ વાળી નાખ્યો છે!' લંબકર્ણે કહ્યું.

'અમારો એ અપરાધ તો થયો છે, પણ તે અજાણતાં.' વજ્રદંતે પોતાનો બચાવ કર્યો.

'બનવા જોગ છે. પણ અપરાધ થયો તે ના થયો થવાનો નથી. મારું માનો તો તમે ભગવંત ચંદ્રદેવની માફી માગો ને ફરીથી આ તરફ ન આવવાની કબૂલાત આપો. એવી કબૂલાત નહિ મળે તો ભગવાને મને એમ કહેવાની રજા આપી છે કે તેઓ તમને સખતમાં સખત સજા કરવાનો વિચાર રાખે છે.'

'પણ એવી કબૂલાત આપવા અમે તૈયાર છીએ.' વજ્રદંતે કહ્યું.

'તો તો ઘણું સારું. દેવને દુભવીને કોઇ સુખી થતું નથી.' લંબકર્ણે જણાવ્યું.

'ભગવાનની મારે માફી માગવી છે તો જણાવશો કે હાલ તેઓ કયાં હશે ?' વજ્રદંતે ગભરાઇને પૂછ્યું.

'મારી પાછળ આવો.' એમ કહીને વજ્રદંતને લઇને રાજા લંબકર્ણ સરોવર પાસે ગયો અને સરોવરના પાણીમાં પડેલું ચંદ્રનું પ્રતિબિંબ બતાવ્યું.

'વજ્રદંતે ઘુંટણીએ પડીને ભગવાન રોહિણીપતિની માફી માગી અને ફરીથી એ તરફ ન આવવાની કબૂલાત આપી.'

'તે પછી ખાધુંપીધું ને રાજ કીધું. એટલું અમે ઉમેરી લઇશું.' સુમને હસતાં હસતાં કહ્યું.

'બાવાજી! તમે બી કાંઇક દાસ્તાન કહેવોની.' શિરીને પ્રોફેસર સાહેબને આગ્રહ કર્યો.

'ભલે દીકરા.' પ્રોફેસર સાહેબે કહ્યું. 'પણ મારું દાસ્તાન ચાંદામામાની જાતજાતની ને ભાતભાતની વિગતોથી ભરપૂર હશે. આવી રીતે એમાં સસલાની વાતો નહિ હોય.'

'ત્યારે તો ચંદ્રમા વિષે નવું જાણવાનું મળશે.' પંડિતજી બોલી ઉઠયા.

'એ પહેલાં હું ચંદ્રમાને રાજક્ષય શી રીતે થયો તે કહી જાઉં.' સુમને જણાવ્યું.

'અને હું કોલંબસે ચંદ્રગ્રહણનો કેવી રીતે લાભ ઉઠાવ્યો તે કહીશ.' શિરીન બોલી.

'ભલે દીકરાઓ!' પ્રોફેસર બોલ્યા. 'તમારાં દાસ્તાન શરૂ કરો.'



'ચન્દ્રમાનો રોહિણી તરફનો પક્ષપાત ઘણા જૂના વખતથી અમારા શાસ્ત્રકારોને જાણીતો છે.' સુમને પોતાની વાતની

શરૂઆત કરી. 'અને એને લગતી મેં આ વાત સાંભળી છે.'

'પ્રજાપતિને તેત્રીસ કન્યાઓ હતી. એ બધી બહેનોને એમણે સોમરાજા સાથે પરણાવી.'

'સોમરાજા કોણ?' મેં પૂછ્યું.

'એ ચંદ્રમાનું બીજું નામ છે. એ તેત્રીસ બહેનોમાં કૃતિકા નામની સાત બહેનોનું એક જૂથ હતું ને બીજી છવ્વીસ બહેનોનું જુદું મંડળ હતું. એ બધામાં રોહિણી સાથે ચંદ્રને વધારે બનાવ હતો. વખત જતાં એ આખો વખત રોહિણીના મંદિરમાં જ રહેવા લાગ્યો. એ જોઇને કૃતિકા વગેરે એ પોતાને પિતાને ફરિયાદ કરી.'

'એ પણ ઠીક!' પ્રોફેસર બોલ્યા.

'પછી પ્રજાપતિએ ચંદ્રમાને બોલાવ્યો ને એને ધમકાવ્યો. ચંદ્રમા પણ પ્રજાપતિને નમી પડયો ને એમના આગ્રહથી કબૂલ કર્યું કે હું સૌ સાથે સમાનતાથી વર્તીશ. એ સાંભળી પ્રજાપતિને સંતોષ થયો.

'પણ વળી પાછું ચંદ્રે તો રોહિણીના મંદિરમાં જ પડયા ને પાથર્યા રહેવા માંડયું. એ ભલો ને રોહિણીનું મંદિર ભલું. એ ઉપરથી બાકીની બત્રીસેય બહેનોએ ફરીથી બાપને ફરિયાદ કરી. પ્રજાપતિએ ચંદ્રમાને શાપ આપ્યો ને તે દિવસથી એને રાજક્ષય લાગુ પડયો. એ દરરોજ ગળી જવા લાગ્યો. છેવટે એને સવિતાનારાયણની આરાધના કરી.'

'સવિતાનારાયણ કોણ?' શિરીને પૂછ્યું.

'સૂર્યદેવ.' સુમને કહ્યું. 'ચંદ્રમા ઉપર એ પ્રસન્ન થયા ને એના રોગનું નિદાન કર્યું પણ તે વખતથી હજી સુધી પંદર દિવસ ચંદ્રની કળાનો ક્ષય થાય છે ને પંદર દિવસ વૃદ્ધિ થાય છે. આ રીતે હજીયે ચાલ્યાજ કરે છે!'

'આ કથા વેદની તૈત્તરીય સંહિતામાં આવેલી છે.' પંડિતજી

બોલ્યા. 'એ બતાવી આપે છે કે એ ઘણી જૂની છે. એ કાળે પણ એમને ચંદ્રના પરિભ્રમણનું અને એના પરિભ્રમણમાં આવતાં નક્ષત્રોનું સુંદર જ્ઞાન હતું. તેમજ એ રોહિણી નક્ષત્રમાં થઇને જતો ને બીજા નક્ષત્રોની બાજુએથી જતો તે તેઓ જાણતા હતા.'

'એ ઉપરથી આવી કથા ઉપજાવી હોય એ બનવા જોગ છે.' મેં જણાવ્યું.

'હવે શિરીન બહેન! તમારી વાત કરો.' કાલિકાદેવીએ જણાવ્યું.

'ભલે' શિરીને કહ્યું. 'મારું દાસ્તાન ઘણું ટૂંકું છે. કોલંબસે અમેરિકા શોધી કાઢયો તે તો યાદ હશે—'

'જરૂર. ઇ. સ. ૧૪૯૨ માં.' મેં કહ્યું.

'ને તે પછી થોડે વર્ષે ત્યાં વસવાટ શરૂ થયો. શરૂઆતમાં તો એ લોકોને ભારે હાડમારીઓ વેઠવી પડી. ત્યાંના મૂળ રહેવાસીઓ એમને ત્રાસ આપતા હતા એમની પાસેથી આ લોકોએ જેમ તેમ કરીને પોતાનું કામ કાઢી લીધું પણ એમના ઉપર જોઇએ તેવો પ્રભાવ પડયો ન હતો. કોલમ્બસે જોયું કે એ લોકો જૂના વિચારના ને ઘણા વહેમી હતા. એનો લાભ લેવાનું કોલમ્બસે નક્કી કર્યું.

'એમના ઉપર પ્રભાવ પાડવાની તક કોલમ્બસને મળી ગઇ. એને નજીક આવતા ચંદ્રગ્રહણની ખબર હતી એટલે પેલા લોકોને એણે દમ ભીડાવ્યો કે તમે અમારી સગવડ નહિ સાચવો તો અમે આકાશમાંથી ચંદ્રમાને લઇ લઇશું.

'એ લોકો ચંદ્ર તથા સૂર્યને પૂજનારા હતા. એ ઉપરથી કોલમ્બસને ખાત્રી હતી કે એની આ ધમકી અસરકારક નીવડ્યા વિના નહિ રહે.

'પહેલાં પહેલાં તો એને કોઇએ દાદ આવી નહિ ને એની

વાતને હસી કાઢી. પણ તા. ૧ લી માર્ચ સને ૧૫૦૪ નો દિવસ આવ્યો ને એની રાત્રે ખગ્રાસ ચંદ્રગ્રહણ થયું ત્યારે બધા ગભરાયા અને કોલમ્બસ પાસે દોડી આવી એને પગે પડયા અને ચંદ્રમાને છૂટો કરવા આજીજી કરી.

'પોતાને જોઇતી દરેક સગવડની માગણી કરી કોલમ્બસે ચંદ્રમાને છોડયો ને પોતાનું કામ કાઢી લીધું. કોલમ્બસની અજબ શકિતથી નવાઇ પામી ત્યાંના મૂળ રહેવાસીઓ એને નમવા લાગ્યા અને એની તેમ જ એનાં માણસોની દરેક સગવડ સાચવવા લાગ્યા.'

'એ પણ જબરો ખરો!' પંડિતજી બોલી ઉઠ્યા.'

'હવે બાવાજી તમારું દાસ્તાન શરુ કરો.

'ભલે દીકરા!' કહીને પ્રોફેસર સાહેબે એમનું દાસ્તાન શરૂ કર્યું.



આપણી પૃથ્વીથી ચંદ્રમા ૨,૩૮,૮૪૦ માઇલ દૂર છે.' પ્રોફેસરે એમનું દાસ્તાન શરૂ કર્યું. 'એનો અંદાજ સમજવા માટે કહેવું જોઇએ કે કલાકના સાઠ માઇલની ઝડપે જનાર રેલગાડીને છ મહિના લાગે. આપણું વિમાન કલાકના પાંચસો માઇલની ઝડપે જાય છે એટલે એને ત્યાં પહોંચતાં વીસ દિવસ લાગશે. આપણી પૃથ્વી જેવા ત્રીસ ગોળાઓ એક બીજાની જોડાજોડ ગોઠવીએ તો પૃથ્વીથી ચંદ્રમા સુધીનો પૂલ બંધાય.'

'પૃથ્વી કરતાં ચંદ્ર કેટલો નાનો હશે?' પંડિતજીએ પૂછ્યું.

'ઓગણ પચાસ ચંદ્ર એકઠા કરીએ તો પૃથ્વીના જેવડો ગોળો થાય અને છ કરોડ વીસ લાખ ચંદ્ર એકઠા કરીએ તો સૂરજ જેવડો ગોળો બને.' પ્રોફેસરે જણાવ્યું.

'એની ગતિ કેટલી હશે?' મેં પૂછ્યું.

'એક સેકંડના ૩૩૩૭ ફીટની ગતિએ એ પૃથ્વીની પ્રદક્ષિણા ૨૭ દિવસ, ૭ કલાક ૪૩ મિનિટ ને ૧૧ સેકંડમાં ફરી રહે છે.'

'પણ અમારો ચાંદ્રમાસ તો ૨૯॥ દિવસનો હોય છે તેનું શું?' પંડિતજીએ સવાલ કર્યો.

'એનો ખુલાસો એ છે કે ચંદ્ર પોતાની પ્રદક્ષિણા પુરી કરે તે દરમિયાન પૃથ્વી સૂર્યની પ્રદક્ષિણા કરતી આગળ વધી હોય છે એટલે ચંદ્રે પ્રદક્ષિણા શરૂ કરી તે સ્થિતિમાં આવતાં એને બીજા ૨ દિવસ ૫ કલાક અને ૫૨ સેકંડ લાગે છે. આ રીતે તમારો ચાંદ્રમાસ ૨૯ દિવસ ૧૨ કલાક ૪૪ મિનિટ ને ૩ સેકંડનો થાય છે.'

'ચંદ્રમા એની ધરી પર ફરતો હશે ખરો?' મેં પૂછ્યું.

'એ પોતાની ધરી ઉપર એક ચાંદ્રમાસમાં ફરી રહે છે. તેથી તો એનો એકનો એક ભાગ સતત આપણા તરફ રહે છે. ને બીજો ભાગ અનંત આકાશ તરફ રહે છે. આમ હોવાથી આપણે ચંદ્રમાના બીજા ભાગને કદીએ જોઇ શકતા નથી. આપણા તરફ દેખાતા ગોળાર્ધનો જ આપણે અભ્યાસ કરી શકીએ છીએ.'

'શી રીતે?'

'પૃથ્વી કરતાં ચંદ્રનો અભ્યાસ વધારે સરળ છે. અત્યારનાં શકિતશાળી દૂરબીનોની મદદથી ચંદ્રને ઘણો નજીક લાવી શકાય છે ને એનો સંપૂર્ણ અભ્યાસ થઇ શકે છે. ખગોળશાસ્ત્રીઓએ એના નકશાઓ પણ તૈયાર કર્યા છે.'

'એ તો નવાઇની વાત!' પંડિતજી બોલી ઉઠયા.

'આ રહ્યો ચંદ્રનો એવો એક નકશો. એમાં એના જુદા જુદા પ્રદેશો તથા પર્વતો બતાવ્યા છે. ઊંચાઇ પણ ખગોળ-શાસ્ત્રીઓએ માપેલી છે.'

'શી રીતે ?'

'એને લગતાં સાધનોની મદદથી. સૂર્યોદય વખતે ને તે પછી એની પર્વતાવલિઓની છાયા પડે તેના ઉપરથી એ રીતનું માપ લેવામાં ઠીકઠીક સરળતા થાય છે. તમને જાણીને નવાઇ લાગશે કે ઓસ્ટ્રેલિયાખંડની શોધ થઇ તે પહેલાં એવો ખંડ હોવાનું અનુમાન ખગોળશાસ્ત્રીઓએ ચંદ્રમા ઉપર પડતા પૃથ્વીના પ્રકાશના પ્રતિબિંબ ઉપરથી કર્યું હતું. છઠ સાતમના ચંદ્રમામાં અમુક ભાગ પ્રકાશિત હોય છે ને બાકીનો ભાગ ઝાંખા પ્રકાશવાળો દેખાય છે. એ ઝાંખો પ્રકાશ છે તે પૃથ્વીનો ચંદ્રમા પર પ્રકાશ પડે છે તેને લીધે હોય છે. એ પ્રકાશમાં પાણીના ને જમીનના પ્રકાશનો ફેર પડે છે અને તે ઉપરથી તેઓ એવાં અનુમાન ઉપર આવ્યા હતા.'

'એ પણ નવાઇ જેવું !' પંડિતજી બોલ્યા.

'બીજી ગમ્મત એ છે કે ૧૯ સૌર વર્ષે અથવા ૬૯૪૦ દિવસે ચંદ્ર એની એ જ સ્થિતિમાં આવે છે એટલે કે એની ક્ષયવૃદ્ધિ વગેરે મળીને એટલા કાળમાં ૨૩૫ ચાંદ્રમાસ થાય છે ને એ રીતે એની ઘટમાળ ચાલ્યા કરે છે.'

'એ રીતે સૌર વર્ષને ચાંદ્રવર્ષનો મેળ મેળવવા અધિક માસ આવે એટલે વરસ સરખાં થઇ રહે.' પંડિતજી બોલ્યા.

'એકનું વર્ષ ૩૬૫ દિવસનું ને બીજાનું ૩૫૪ દિવસનું છે, એટલે મેળ મેળવવાની એ ઠીક ગોઠવણ રાખી છે.'

ચંદ્રમાનું વજન આપણી પૃથ્વીના ૮૧ મા ભાગ જેટલું છે. એક બાજુના પલ્લામાં ૮૧ ચંદ્રમા મૂકીએ ને બીજા પલ્લામાં પૃથ્વી ગોઠવીએ તો બેઉ સરખાં થાય.'

'એ શી રીતે જાણી શકાયું હશે ?' પંડિતજીએ પૂછ્યું.

'એ નક્કી કરવાના પણ અમુક નિયમો છે તે ઉપરથી. આ રીતે જેમ વજન ઓછું તેમ એનું ગુરૂત્વાકર્ષણ પણ ઓછું.

ચંદ્રનું ગુરુત્વાકર્ષણ પૃથ્વીના ગુરુત્વાકર્ષણના છઠ્ઠા ભાગ જેટલું છે. એની અસર એ છે કે પૃથ્વી ઉપરનું છ રતલનું વજન ચંદ્રમા ઉપર એક રતલ થાય. સાડા ત્રણ મણની કાયાનો માનવી ચંદ્ર ઉપર ફક્ત ૨૩ રતલ થાય. અત્યારે છે એ પ્રમાણે વજન ને ગુરુત્વાકર્ષણ વાળા ચંદ્રમાનો ગોળો પૃથ્વી જેવડા કદનો હોય તો સાડાત્રણ મણની કાયાનો માનવી એવા ચંદ્ર ઉપર ફક્ત દોઢ રતલ થાય !'

'અને આપણી પૃથ્વી એના પોતાના કદમાં સૂર્યના જેટલી શકિત મેળવે તો શું થાય ?' મી. જેમ્સે પૂછ્યું.

'તો અત્યારના એક રતલ વજનનું ૩,૨૪,૦૦૦ રતલ વજન થાય. ૧૧૦ રતલના વજન વાળો માણસ ૧૬૦૦૦ ટનનો થઇ જાય !'

'એ હિસાબે અજબ પરિવર્તન થઇ જાય !'

'જરૂર. આપણે ચંદ્રમા ઉપર જઇશું ત્યારે આપણને પણ આપણાં શરીર ખૂબ હલકાં લાગશે.'

'તે તો ઘણું મઝાનું !' શિરીને કહ્યું.

'ચંદ્રના પર્વતો મોટે ભાગે જ્વાળામુખી પર્વતો છે અને આપણી પૃથ્વીના ઊંચામાં ઊંચા પર્વતો જેટલાં એનાં શિખરો પણ ગગનગામી છે.'

'એવરેસ્ટ જેવડાં ?' પંડિતજીએ પૂછ્યું.

'એનો માઉન્ટ કર્ટિયસ ૨૯,૧૦૦ ફીટ ઊંચો છે એ એવરેસ્ટથી સહેજ જ નીચો છે. એનાં બીજાં શિખરો, એપેન્નાઇન્સ, કૅાકેસસ, આલ્પ્સ વગેરે બારથી પંદર હજાર ફીટ ઊંચાં છે. એના જ્વાળામુખીઓની શિખરમાળા ગોળાકારે હોય છે, ને એ કંકણાકાર પર્વતમાળાઓ વચ્ચે જબરજસ્ત ઊંડી ખાઇઓ હોય છે. આપણી પૃથ્વી પરના મોટામાં મોટા જ્વાળામુખીની કંકણાકાર શિખરમાળાનો પરિઘ ૪૩ાા માઇલનો છે. એ શિખર-

માળા લંકામાં આવેલી છે.'

ચંદ્રમામાં એવી પર્વતમાળાઓ છે?' મેં પૂછ્યું.

'એ કરતાં ઘણી મોટી છે. કલેવીયસની શિખરમાળાઓનો પરિઘ ૧૩૦ માઇલ છે. શિકાર્ડનો ૧૨૪, સાક્રોબોસ્કોનો ૧૦૦ માઇલ અને પેટાવિયસનો ૯૩ માઇલનો છે. ચંદ્રનો આકાર પૃથ્વીના ૪૯ મા ભાગનો છે એ જોતાં આ શિખર માળાઓના પરિઘ ઘણા મોટા કહેવાય. ચંદ્ર ઉપર જ્વાળામુખીના આકારના આશરે ૩૩૦૦૦ નાના મોટા પર્વતો ને ડુંગરો આવેલા છે.'

'એના ઉપર વનસ્પતિ હશે ખરી?' પંડિતજીએ પૂછ્યું.

'ચંદ્રમા ઉપર વાતાવરણ નથી એવા અનુમાન ઉપર ખગોળ શાસ્ત્રીઓ આવ્યા છે. એટલે વનસ્પતિ હોવાનું સંભવિત નથી.'

'શી રીતે?' પંડિતજીએ પૂછ્યું.

'ચંદ્રમા ઉપર થતાં બીજા ગ્રહોનાં અધિક્રમણો ઉપરથી એવું પણ અનુમાન છે કે ચંદ્રમા ઉપર વાતાવરણ હોય તો તે તદ્દન નહિ જેવું હોવું જોઈએ.'

'ત્યારે તો પાણી પણ નહિં હોય!'

'એમ જ. પાણીએ નહિ ને વનસ્પતિએ નહિ. ઉજ્જડ વેરાન!'

'અરે બાપરે! ત્યારે ત્યાં તે આપણું શું દાટ્યું છે!' કાલિકાદેવી બોલી ઉઠયાં.

'જીવ્યા કરતાં જોયું ભલું! ચંદ્રમા ઉપર ગરમી ને ઠંડીનાં પ્રમાણ પણ વિચિત્ર છે. એનો એક ભાગ હદ બહારનો તપી જાય છે ને બીજા ભાગ ઉપર એટલી ઠંડી પડે છે કે પારો શૂન્યની નીચે ૨૫૦ અંશ ઉપર જતો રહે છે.'

'એનો દહાડો કેવડો લાંબો હશે?' મેં પૂછ્યું.

'એનાં રાતદિવસ ૭૦૯ કલાકનાં એટલે આપણા ૨૯

દિવસ ૧૨ કલાક ને ૪૪ મિનિટના છે. ૩૫૪ કલાકનો તો એનો દહાડો જ છે. અને એ આખો દહાડો બેસુમાર ગરમી પડે છે, વાદળાનું તો નામ નિશાન પણ નથી!'

'આ હિસાબે એનું વરસ પણ મોટું હશે!'

'એમ નથી. એનું વરસ ફક્ત બાર દિવસનું હોય છે. એને વાતાવરણ નથી ને વાદળા નથી. એટલે ધોળે દિવસે તારા દેખાય છે!'

'એ પણ ઠીક! ચંદ્ર ઉપર વસતિ હશે ખરી?'

'એને વીષે જુદા જુદા મત છે, પણ મોટો ભાગ ચંદ્રમા ઉપર વસતિ હોવાનો ઇનકાર કરે છે. એની અત્યારની સ્થિતિમાં એના ઉપર વસતિ હોવાનું સંભવિત નથી.'

'એવું જ છે.' એ છતાં એનું ગુરૂત્વાકર્ષણ એટલું છે કે એનાથી સમુદ્રમાં ભરતી ને ઓટ થાય છે. અમાસને દિવસે ચંદ્ર અને સૂર્ય એક જ દિશામાં હોઇ બેઉનું ગુરૂત્વાકર્ષણ સામટું જોર કરે છે એટલે તે દિવસે મોટામાં મોટી ભરતી થાય છે.'

'નદીઓમાં ઘોડો આવે છે તે એનાથી આવતો હશે?' સુમને પુછ્યું.

'ઘોડો કયો?' શિરીને સવાલ કર્યો.

'ભરતી વખતે દરિયાના પાણીનો જોસબંધ પ્રવાહ નદીમાં ધકેલાય તેનાં સૌથી પહેલાં આવતાં માથાપૂર મોજાંને ઘોડો કહે છે.' મેં ખુલાસો કર્યો.

'એ પણ ચંદ્રમાને લીધે આવે છે. ભરતી આવે ત્યારે દરિયાનાં પાણી એ રીતે નદીમાં ધસે છે.

'ચંદ્ર લોકને પિતૃઓનો લોક પણ કહે છે. પિતૃઓનો દિવસ આપણા પંદર દિવસ જેટલો લાંબો હોય છે એમ સાંભળ્યું હતું. ચંદ્રના દિવસનું માપ કહ્યું તે ઉપરથી સમજાયું

કે એ એટલો લાંબો શાથી ગણાય છે.'

'ચંદ્રના માર્ગમાં આવતા નક્ષત્ર મંડળોને જુદાં જુદાં નામ અપાયાં છે.' મેં કહ્યું. 'ને એમાંનાં કેટલાંક નક્ષત્ર મંડળ ઉપરથી આપણા મહિનાઓનાં નામ પડયાં છે. કૃતિકા ઉપરથી કારતક. મૃગશિર્ષ ઉપરથી માગસર, પુષ્ય ઉપરથી પોષ, મઘા ઉપરથી મહા, ફલ્ગુની ઉપરથી ફાગણ, ચિત્રા ઉપરથી ચૈત્ર, વિશાખા ઉપરથી વૈશાખ વગેરે. જે જે મહિનાનું જે મુખ્ય નક્ષત્ર હોય તેની નજીકમાં એ મહિનાની પૂર્ણિમાને દિવસે ચંદ્ર હોય છે. એ ઉપરથી પણ કેટલાંક નક્ષત્રો ઓળખવાં સહેલાં થઇ પડે છે.



'ચંદ્રમાને ચાંદામામા શાથી કહેતા હશે?' શિરીને સવાલ કર્યો.

'પહેલાંના વખતમાં દેવોએ અને દાનવોએ મળીને સમુદ્રનું મંથન કર્યું હતું અને તેમાંથી એક પછી એક ચૌદ રત્નો નીકળ્યાં હતાં. એ રત્નોમાંનો ઉચ્ચૈશ્રવા નામનો સાત મોઢાવાળો ઘોડો સૂર્યને ભાગ ગયો. ઐરાવત નામનો સાત સુંઢવાળો હાથી ઇંદ્રને મળ્યો. એમ લક્ષ્મીજી તથા ચંદ્રમાં પણ એ મંથન વખતે નીકળ્યા તેથી એ બેઉ ભાઇ બહેન ગણાયા. હવે લક્ષ્મીજી વિષ્ણુ ભગવાનને વર્યાં ને જગજ્જનની ગણાયાં. એટલે એમના ભાઇ ચંદ્રમાને લોકો ચાંદામામા કહેવા લાગ્યા.' કાલિકાદેવીએ ખુલાસો કર્યો.

'હિંદુઓમાં અધિક માસ આવે છે તે શી રીતે ગણાતો હશે?' શિરીને પૂછ્યું

'વાત એમ છે' કાલિકાદેવીએ કહ્યું 'કે દરેક મહિનામાં સૂર્ય અકકેક રાશિનું સંક્રમણ કરે છે. હવે ચાંદ્રમાસ ૨૯ાા દિવસનો હોય છે ને આ રીતે એક રાશિનું સંક્રમણ કરતાં

સૂર્યને એ કરતાં વધારે વખત લાગે છે એટલે એવો વખત આવે છે કે જ્યારે એક આખા મહિનામાં સૂર્યની એક રાશિની સંક્રાન્તિ થતી નથી. એવા ચાંદ્રમાસને અધિકમાસ કહે છે. ટુંકામાં એટલુ જ કે જે મહિનામાં સૂર્યનું સંક્રમણ ન થાય તેને અધિકમાસ કહેવામાં આવે છે. હિંદુઓના મહિના ચાંદ્ર-માસ પ્રમાણે છે અને ઋતુઓ સૂર્યમાન પ્રમાણે એટલે આ રીતે અધિકમાસ આવવાથી બેઉનો મેળ મળી રહે છે.'

'આ રીતે અધિકમાસ આવે એ તો સમજ્યાં પણ એ રીતે ક્ષયમાસ આવતો હશે?' પ્રોફેસરે પૂછ્યું.

'મારા બાપુજીને જ્યોતિષનું સારૂં જ્ઞાન હતું.' કાલિકાદેવીએ કહ્યું. 'એ કહેતા હતા કે અધિકમાસની પેઠે ક્ષય માસ પણ આવે છે. ઉપર કહ્યું તેમ જે માસમાં સુર્યનું સંક્રમણ ન થાય તે અધિકમાસ ગણાય. એ જ રીતે એક મહિનામાં સૂર્યનાં બે સંક્રમણ થાય ત્યારે એકમાસનો ક્ષય થયો ગણાય ને તે ક્ષયમાસ કહેવાય. એક વખત ક્ષયમાસ આવ્યા પછી ૧૯ અથવા ૧૪૧ વર્ષે એવો ક્ષયમાસ આવે છે. ક્ષયમાસનું સાટું વાળવા એની આગળ કે પાછળ ત્રણ ચાર મહિનામાં જ અધિકમાસ આવી જાય છે!'

'એવી રીતે ક્ષયમાસ કયારે આવશે?' શિરીને પૂછ્યું.

'સંવત ૨૦૨૦ અથવા શકે ૧૮૮૫ નો માગસર મહિનો એ રીતે ક્ષયમાસ હશે.' કાલિકાદેવીએ પોતાના જ્ઞાનનો પરિ-ચય કરાવ્યો.

'તિથિઓની વધઘટ પણ એજ રીતે થતી હશે?' સુમને પૂછ્યું.

'ચંદ્ર ને સૂર્ય એ બેઉ એકઠા થયા પછી બેઉ વચ્ચે બાર અંશનું અંતર પડવાને જેટલો વખત જાય તેટલા વખતની એક તિથિ ગણાય છે. આ રીતે સૂર્ય ચંદ્ર ફરી પાછા મળે એટલા

વખતમાં ૩૦ તિથિ થાય છે પણ ચાંદ્રમાસના દિવસ ૨૯॥ છે એટલે તિથિઓની વધઘટ થાય છે. ચંદ્રની ગતિ પણ કોઈ વાર ઉતાવળી તો કોઇવાર ધીમી હોય છે અને એક તિથિ થવાને આ રીતે કોઇવાર ૫૭ ઘડી લાગે છે તો કોઇવાર ૬૬ ઘડી લાગે છે. પંચાગની તિથિ ૫૪ ઘડીથી ઓછી થતી નથી એટલે એ બેઉ ગણતરીએ એક તિથિ સૂર્યોદય વખતે સહેજ પહોંચતી હોય તે પછી બીજી તિથિ શરૂ થાય ને બીજા સૂર્યોદય પહેલાં પુરી થઇ જાય ને બીજા સૂર્યોદય વખતે ત્રીજી તિથિ શરૂ થઇ જાય તો એક તિથિનો ક્ષય થયો ગણાય. આ રીતે એક તિથિ બે સૂર્યોદય લગી પહોંચે તો તે તિથિ બેવડાય અથવા એની વૃદ્ધિ થઇ ગણાય. સૂર્યોદય વખતે જે તિથિ હોય તે તિથિ તે દહાડાની ગણાય છે. તિથિ સૂર્યોદયથી બદલાય છે.'

'તમે બધું ભલું યાદ રાખ્યું છે!' મેં કહ્યું.

'અનેકવાર આ બધું બાપુજીએ સમજાવેલું એટલે ભૂલાય એવું નથી.' કાલિકાદેવીએ જણાવ્યું.



પૃથ્વીથી પારાવાર અંતરે અમારૂં વિમાન આવી પહોંચ્યું હતું એટલે ધીરેધીરે પૃથ્વી નાની ને નાની થતી જતી હતી અને તેને બદલે ચંદ્રમા મોટો ને મોટો દેખાતો હતો. પૃથ્વી અને ચંદ્ર જાણે પરસ્પર એક બીજાનાં સ્થાનની અદલા બદલી કરીને ઊભાં ન હોય એમ પણ ઘડીક લાગતું હતું.

જેમ જેમ વિમાન ચંદ્રની નજીક ગયું તેમ તેમ તેની ઉપરના દેખાવો નજરે પડતા ગયા. અમારા વિમાન જેવાં અગણિત વિમાનો જેમાં પેસીને અટવાયા કરે એવી મોટી મોટી ફાટો એના પૃષ્ટ ભાગ ઉપર દેખાવા લાગી. ચંદ્રના પર્વતો પણ પ્રથમ દર્શને આલ્હાદક લાગ્યા.

'પેલા જ્વાળામુખી પર્વતોનો આકાર તો જુઓ!' શિરીન

ઓાલી ઊઠી.

'માલપુડામાં ચાલ્લા હોય એવો એનો દેખાવ છે!' કાલિકાદેવીએ કહ્યું.

'બ્રાહ્મણનું જાય જમે! એમને મિષ્ટાન બહુ ભાવે!' સુમને ઉમેર્યું.

'એ પણ હોય. કંઇ ના ઓછી જ કહેવાવાની છે!'

'પેલું કિલ્લા જેવું શું દેખાય છે?' શિરીને સવાલ કર્યો.

'એ ગોસેન્ડીની દિવાલોને નામે ઓળખાતી પર્વતમાળા છે. એની ઉંચાઇ ૭૬૨૦ ફીટ છે.' પ્રોફેસરે જણાવ્યું. 'આપણે ત્યાં ઉતરવાનાં છીએ.'

થોડા વખતમાં અમારૂં વિમાન ગોસેન્ડીની દિવાલો સમી પર્વતમાળા ઉપર ઉતર્યું. ઉતર્યું પણ અજબ રીતે. અવાજ એકદમ બંધ થઇ ગયો હતો અને બધે સુમશામ હતું.

આજુબાજુ કરાળ ડુંગરો, પર્વતો ને ખીણો નજરે આવતી હતી. ઝાડપાન કે પવન અથવા પાણી બીલકુલ જણાતાં ન હતાં. આવા મુલકમાં અમારૂં શું થશે તેની અમને ચિંતા થતી હતી. સારૂ' હતું કે પ્રોફેસર અમારી સાથે હતા અને એ ભલા માણસે અમારા માટે બધીયે જોગવાઇ કરેલી હતી. એમ ન હોત તો અમારા ત્રાસનો પાર ન રહેત! એમણે કરેલી ગોઠવણોથી તો મારા જીવને નિરાંત હતી.

પણ ચંદ્ર લોક ઉપર પગ મૂકતાં જ અમારી મુશ્કેલીઓ શરૂ થઇ. કાલિકાદેવીને એ ઉજ્જડ વેરાન પ્રદેશ ખાવા ધાતો હતો. સુમન પણ ચીડાઇ ગઇ હતી. 'દીઠા દેવ ને પહોંચી જાત્રા' જેવો ઘાટ થઇ રહ્યો હતો.

સૂરજ પણ ખૂબ તપતો હતો. ધોળે દિવસે પણ તારા દેખાતા હતા.

બીજી મુશ્કેલી અમને એક બીજાને સાંભળવામાં પડતી

હતી. હવા નહિ એટલે અવાજ જઇ શકે નહિ. અમારી હવાની નળીઓ ફાટી જાય કે હવાનો જથ્થો ખૂટી પડે તો? સહરાના-રણમાં પાણી સિવાય માણસ મરી જાય તેમ અમે પણ એ દૂરથી રૂડા રૂપાળા દેખાતા ઉજ્જડ ચંદ્રપ્રદેશમાં હવા વગર તરફ-ડીને મરી જઇએ.

પ્રોફેસરે અમારી વાતચીત કરવાની મૂશ્કેલી ટાળી. અમને એમણે કામ ચલાઉ રહેઠાણ નક્કી કરી આપ્યું અને એ તથા જેમ્સ વિજ્ઞાનની શોધખોળ કરવા ઉપડી ગયા. અમે ગયા તે વખતે ચંદ્ર પ્રદેશનો પાછલો પહોર હતો છતાં તાપ ઘણો હતો. જો ખરા બપોરે ગયા હોત તો, અમારું શું થાત! બેસુમાર ગરમીમાં અમે જરૂર શેકાઇ ગયા હોત.

પ્રોફેસર ગયા એટલે અમે અમારો સમય રમત ગમતમાં ગાળવા માંડયો.

અમે ટેનીસની રમત શરૂ કરી કે જેથી ઇચ્છા થતાં શિરીન, મીસ ફ્લોરા કે સુમન ભાગ લઇ શકે.

થોડીવારે એ બધાં રમતમાં સામેલ થયાં ને અમારી રમત જામી.

'અહીં બોલ આટલો બધો શાથી ઉછળે છે?' સુમને પૂછયું.

'પ્રોફેસરે સમજાવ્યું હતું તેમ ચંદ્રના ગુરૂત્વાકર્ષણને લીધે આપણું વજન છઠ્ઠા ભાગનું થઇ ગયું છે ને ફટકો છ ગણો વધારે મારી શકાય છે. અહીંયાં હાથી નથી નહિતર મારા જેવો હાથીને ઉંચકીને રમાડી શકે. તારે પાણી ભરવાનું હોય તો તું એકી સાથે છ હાંડા, છ ઘડા ને છ નાના ઘડુલા ખુશીથી ઉપાડી લાવે.'

રમતમાં ખૂબ મઝા પડી.

પણ કેમે કર્યો વખત જતો ન હતો.

એવામાં સૂર્યાસ્ત થયો ને ખુશનુમા રાત્રિ શરૂ થઇ એટલે બધાંના જીવમાં જીવ આવ્યો. આપણે ત્યાં પૂર્ણિમાની રાત્રિએ પડતા ચંદ્રના પ્રકાશ કરતાં તેર ગણો સુંદર પ્રકાશ પૃથ્વી આપતી હતી. તારાઓ પૂર બહારમાં પ્રકાશતા હતા.

એવામાં પ્રોફેસર તથા મી. જેમ્સ એમની શોધખોળ પૂરી કરીને આવી પહોંચ્યા. રાત્રિ જેમ જેમ વધે તેમ તેમ ઠંડી પણ વધતી જાય ને મધરાત થતાં તો બેસુમાર ઠંડી પડે એટલે હવે બનતી ઉતાવળે અમારે પૃથ્વી તરફ પાછા ફરવાનું હતું. સારૂં હતું કે પ્રોફેસરે જોઇતી શોધખોળ કરી હતી ને ચંદ્ર પ્રદેશની વિવિધ છબીઓ પાડી લીધી હતી. બાકી અમે તો ડોશીમા ડાકોર જઇ આવ્યાં હતાં તેના જેટલા જ ઢીલા થઇ ગયા હતા.

છતાં અમે સદેહે ચંદ્રલોક જોવાનો ને તેમાં જઇને જીવવાનો અજબ આનંદ ભોગવી રહ્યાં હતાં.

રાત્રિનો પ્રથમ પહોર વીતી રહેવા આવ્યો એટલે અમારું વિમાન ઉપડ્યું.

પૃથ્વી પર નક્કી કરેલે સમયે અમારૂં વિમાન સુખરૂપ આવી પહોંચ્યું.

પ્રોફેસરે એને લગતી ખબર બીન તાર સંદેશાથી આપી દીધી હતી.

અમે ઉતર્યાં તે વખતે અમારું સ્વાગત કરવા સારૂં યે મુંબાઇ હલમલી ઉઠયું હતું. અમે કંઇક અકલ્પ્ય, અદ્દભુત ને અજોડ પરાક્રમ કરી આવ્યા હતા.

એવું ભવ્ય અને અજોડ સ્વાગત અમે કદીએ વિસરી શકીશું નહિ.

★ સમાપ્ત ★

હસ્યાં તેનાં વસ્યાં
ને રોયાં તેનાં ખોયાં
માટે
હસાય તેટલું હસો



